# ગુજરાતનું નૂર

[દરબાર શ્રી ગોપાળદાસ]

કલ્યાણજી વિઠ્ઠલભાઈ.

માળા-મણકો-૮

# ગુજરાતનું નૂર



( દરબાર શ્રી ગોપાળદાસ )

દત્તાત્રય બાળકૃષ્ણ કાલેલકરની પ્રસ્તાવના સાથે ]

લેખકઃ-

કલ્યાણજી વિઠ્ઠલભાઈ

રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય,
સુરત.

રૂ. ૧

# બંસરી.

અમ ઉરાનધિ ઉછળાવતી
ગિરિશૃંગને ડોલાવતી;
નવજીવન રગરગ સિંચતી,
કોની હશે એ બંસરી?
સિદ્ધાર્થત્યાગ જગાવતી,
જનહિત મંત્ર સ્ફુરાવતી;
પણ ભીષ્મનાં પ્રકટાવતી
કોની હશે એ બંસરી?
નિજધર્મપાલનમાં નિધનનાં
દિવ્ય ગાન સુણાવતી;
સંજીવની, સંગીત ભરતી,
દિવ્ય કોની બંસરી?
હરિશ્ચંદ્ર રઘુકુલ રામ
ગોપીચંદના આદર્શની;
કલિકાલમાં ઝાંખી થતી
કોની હશે બંસરી?
એ વિશ્વવિજયી પ્રેમના
સામ્રાજ્યને સંસ્થાપતી
છે ધન્ય વીર ફકીર એ
ગોપાળ તારી બંસરી!

કલ્યાણજી વિઠ્ઠલભાઇ

# અનુક્રમણિકા

# બે બોલ

---

આ ચરિત્ર લખાયા પછી પણ ચરિત્રનાયકના જીવનનાં નવાં પ્રકરણ રચાતાં રહ્યાં છે એટલે આ પ્રયાસ હજી અપૂર્ણજ છે.

શ્રી મોતીભાઇ અમીન, શ્રી ગીજુભાઇ અને શ્રી ગોપાળદાસના વડિલ બંધુ શ્રી ચતુરભાઇ દેશાઇએ એમના ઉપરના પત્રો મોકલી આપ્યા તે માટે તેમનો ઋણી છું. મારી દૃષ્ટિએ આ પત્રો જ પુસ્તકનો કીમતી ભાગ છે. ચરિત્રનાયકનું હૃદય એમાં યથાસ્થિત પ્રતિબિંબિત થાય છે.

પ્રુફ તપાસવાનું જાતે નહિ બની શકવાથી આ ગ્રંથમાં, તેમજ “ સૌરાષ્ટ્ર ” ના તંત્રીએ “ સૌરાષ્ટ્રનો શિરતાજ ” એ નામથી એનાં પહેલાં ૧૮ પ્રકરણનું ભેટનું પુસ્તક અલાયદું પ્રકટ કર્યું છે, તેમાં પણ ભૂલો ઘણી રહેવા પામી છે તે માટે વાચકોની ક્ષમા ચાહું છું.

જેલ જતાં જતાં પ્રસ્તાવના લખી આપવા બદલ કાકા સાહેબ કાલેલકરનો આભારી છું.

મહત્ત્વની ભૂલો શુદ્ધિપત્રક જોઈ સુધારી લેવા વાચકોને વિનતિ છે.

આ પુસ્તકનો હિંદી અનુવાદ ટુંક વખતમાં બહાર પડે એવી ગોઠવણ કરવામાં આવી છે.

વાંચનાર જાણીને આનંદ પામશે કે આ પુસ્તકમાં અને બીજે સ્થળે પણ બહુ ગવાયેલ દરબારશ્રીની બીડી સૌ. ભક્તિબાના સત્યાગ્રહથી આખરે છૂટી છે. નડિયાદમાં પરદેશી કાપડ આદિની ચોકી વખતે ગોપાળદાસભાઇ અને સૌ. ભક્તિબા અભ્યાસ છાવણીમાં રહેતાં. ત્યાં આશ્રમના નિયમનો ભંગ ગોપાળદાસભાઇના હાથે થતો અટકાવવા સેનાપતિ ભાઇ પંડ્યાએ સૌ. ભક્તિબાને વિનતિ કરી. સૌ. ભક્તિબાએ તે દિવસે પણ લીધું કે તેઓ જેટલા દિવસ બીડી પીએ તેટલા દિવસના મારે અપવાસ કરવા. તે દિવસથી ગોપાળદાસભાઇએ બીડી છોડી, પરંતુ એ પછી એક દિવસ વસો ગયેલા ત્યાં બીડી પીધી. સૌ. ભક્તિબાને ખબર પડતાં તેમણે તા. ૧૮–૨–૨૩ ને રોજ અપવાસ પાળ્યો અને તેટલા દિવસ બીડી પીધી છે, તે જાણવા માગ્યું; ગોપાળદાસભાઇએ મોન રાખ્યું; તેમણે ધારેલું નહી કે ભક્તિબા આટલા આગ્રહથી પોતાનું પણ અમલમાં મૂકશે. પહેલો દિવસ તેમણે ખેંચી કાઢયો. આવાં તે વ્રત લેવાતાં હશે? હું જવાબ આપનાર નથી, તમારે કરવા હોય એટલા અપવાસ ભલે કરો, એવાં વચન દરબારશ્રી ઉચર્યા. આમ બહારથી બેપરવાઇ બતાવવાથી વખતે ભક્તિબા વાત પડી મૂકે અને કાયમનું દુઃખ પોતાને નહિ વળગે એમ તેઓ માનતા હતા. ૧૯મીનું વ્હાણું વાયું. તે દિવસે પ્રાંતિક સમિતિની સભા નડિયાદમાં હતી. શ્રી વલ્લભભાઇ, શ્રી મહાદેવભાઇ વગેરે પણ નડિયાદ આવ્યા હતા એટલે વાત ચોળાતી અટકાવવા

તેમની સાથે ગોપાળદાસભાઇ જમવા બેઠા. નહિતો તેમને પણ આજથી અપવાસ શરૂ કરવાના હતા. ૨૦ મી તારીખે સવારે દરબારશ્રી અને ભક્તિબા જમવા ન ઉતર્યા એટલે આખા આશ્રમના માણસો પણ ભાણા ઉપરથી ઉઠી ગયા. આખરે સુલેહ થઇ. સૌ જમ્યા અને દરબારે એક દિવસ બીડી પીધાનો એકરાર કર્યો. ગોપાળદાસભાઇએ કહ્યું તમારે રોજનો રોજ મારો હિસાબ લેવો એટલે મને ચાનક રહે અને નિયમ તોડું તો તમને એકજ દિવસનો ઉપવાસ કરવો પડે; નહિતો વખતે હું બહાર ફરતો રહું ને દિવસોના દિવસ બીડી પીવાઈ ગઇ હોય તો તમને તેટલા દિવસના અપવાસ થાય. આજે બીડી કેટલા દિવસ પીધી હતી તે નહિ કહેવાનો આશય પણ એજ હતો કે ભવિષ્યમાં તમે દિવસ જાણવાનો આગ્રહ કરતાં અટકો. ભક્તિબાએ દરરોજનો હિસાબ લેવાનું સ્વીકાર્યું અને શરૂઆતમાં ગામડે ગામડે એમની સાથે જ ફરવાનો નિશ્ચય કર્યો કે જેથી એમની હાજરીથી દરબાર નિયમ તોડતા અટકે. આમ સૌ. ભક્તિબાએ દરબારશ્રીને એક ગુલામીમાંથી પોતાના દૃઢ મનોબળથી અને ખંતથી મુક્ત કરાવ્યા.

પાટીદાર આશ્રમ,
સુરત
૨૩–૨–૨૩

કલ્યાણજી વિઠ્ઠલભાઇ.

# પ્રસ્તાવના

---

આપણા દેશમાં સારાં જીવનચરિત્રો બહુ જ ઓછાં મળે છે. યુદ્ધકળા ન જાણનાર માણસ જેમ યુદ્ધનું વર્ણન કરી શકતો નથી તેમ જીવનની કળા ન જાણનાર માણસ કોઈનું જીવન શી રીતે બરાબર લખી શકે ? જૂના રાજાઓનાં ચરિત્રોમાં ચરિત્રનાયકનું વ્યક્તિત્વ અને જીવનરહસ્ય પ્રકટ કરવાને બદલે ચરિત્રકાર ચરિત્રનો આધાર લઈને પોતાનાં પાંડિત્ય અને કાવ્યશક્તિ પ્રકટ કરવાનો મુખ્ય હેતુ રાખતા. હવે તે સ્થિતિ બદલાઈ છે અને સારાં જીવનચરિત્રો લખાવા માંડ્યાં છે. છતાં ઘણે ભાગે ચરિત્રનાયકનું ઉચ્ચ કુળ, માતાપિતાની ધર્મનિષ્ઠા, વિદ્યાર્થીદશામાં મેળવેલાં ઈનામો, સમાજમાં થયેલી વાહવા, ચરિત્રનાયકે કરેલાં ભાષણો અને પરોપકારનાં કૃત્યો, અને બહુ બહુ તો તેની શિષ્યશાખાનો વિસ્તાર એજ ભાગ ચરિત્રોમાં આવી જાય છે.

આવાં ચરિત્રો ચરિત્ર નથી પણ માહાત્મ્ય છે. ચરિત્ર એ માણસનું યથાર્થ ચિત્ર હોવું જોઈએ એ આદર્શ જ્યારે આપણા લેખકો સ્વીકારશે ત્યારે જ સારાં ચરિત્રો આપણને મળશે. ગમે તેમ કરીને ચરિત્રનાયકને છાપરે ચડાવવો એ વૃત્તિથી સમાજને અન્યાય તો થાય છે, પણ ચરિત્રનાયકને પણ ઓછો અન્યાય નથી થતો. કૃત્રિમ રીતે ચીતરેલાં ચરિત્રચિત્રો અસરકારક નથી થતાં. અવતારો જેમ અનુકરણને લાયક નથી હોતા તેમ છાપરે બેઠેલા લોકો પણ પૂજનીય હોવા છતાં

અનુકરણીય નથી હોતા. જેઓ આપણી પેઠે ધરતીપર વિચરે છે તેમનું જ આપણે અનુકરણ કરી શકીએ.

ચરિત્ર સહાનુભૂતિપૂર્વક લખેલું હોવું જોઇએ. સત્ય અને સહાનુભૂતિ સાથે સાથે ન જઇ શકે એ કલ્પના ખોટી છે. આ કસોટીને પહોંચી શકે એવું એક ચરિત્ર આપણા હાથમાં મૂકી શ્રી. કલ્યાણજીભાઇએ આપણને ઋણી કરી રાખ્યા છે, અને તેથી જ દરબારશ્રીનું અભિનન્દન કરતાં પહેલાં કલ્યાણજીભાઈનું અભિનન્દન કરવા હું પ્રવૃત્ત થયો. દરબારશ્રીએ રૂઢ વિવેક કોરે મૂકી કલ્યાણજીભાઇને મદદ કરી હોત અથવા તેમના પ્રસંગમાં આવેલા ઇષ્ટ મિત્રોએ પૂરેપૂરી મદદ કરી હોત તો 'ગુજરાતના ગૌરવ'નું ચરિત્ર વિસ્તૃત અને વધારે લાભદાયક થયું હોત; કેમકે આ નાનકડા ચરિત્ર ઉપરથી જ સ્પષ્ટ દેખાઇ આવે છે કે તેમનો જીવનપ્રવાહ અને સ્વભાવ કોઇપણ ચરિત્રકારને લલચાવે એવો છે.

એક ત્યાગી દેશસેવકનું ચરિત્ર બીજા ત્યાગી દેશસેવક લખે એ યોગ જેટલો અપૂર્વ છે તેટલો જ ઉપપન્ન છે, અને તેથી જ કલ્યાણજીભાઇ સહાનુભૂતિ સાથે સ્વતન્ત્રતાથી આ જીવનચરિત્ર લખી શકયા છે.

ચરિત્ર માટે સાધનની ન્યૂનતા સાથે બીજી અગવડ કલ્યાણજીભાઇને નડેલી દેખાય છે. ગોપાળદાસ હજી જુવાન છે, તેમનું ચરિત્ર ઘડાય છે, તેમની કળા વર્ધમાન છે. આજે જ તેમનું ચરિત્ર લખી કાઢવું એ અનેક રીતે અગવડભરેલું છે, છતાં સમર્થ કેળવણીકારની દૃષ્ટિથી કલ્યાણજીભાઇએ ગોપાળદાસભાઈના જીવનનું ઘડતર બરાબર પારખ્યું છે અને તેથીજ તેમના અંતરનું ચિત્ર તેઓ આ ચોપડીમાં આપી શકયા છે.

ખાનદાનીની પ્રતિષ્ઠા સાચવવાની જવાબદારી, અણસમજુ

શિક્ષકો અને મુરબ્બીઓની બેદરકાર તાલીમ, મોતીભાઇના શાસ્ત્રીય ચારિત્ર્યની અસર, અરવિંદ ઘોષની જ્વલંત દેશભક્તિની ચીનગારી અને સ્વદેશીનું પ્રાણુરક્ષક બન્ધન, માણુસનું અથાણું કરી નાખનાર ગરાસીઆ કેળવણીનો ખારો અને હજામ પ્રિન્સીપાલનો કંકાસ, ઇંદોરનું સ્વાવલંબન, શ્રીમેશત્રીનો મોહ, વગેરે ચિત્રવિચિત્ર સંસ્કારોથી ગોપાળદાસભાઇનું પ્રારંભિક જીવન ઘડાએલું છે, અને દરેક ઠેકાણે બીતે બીતે બળાવો કરવાની દૃઢતા તેમણે બતાવી છે. ગોપાળદાસભાઈની સૌમ્ય દૃઢતા તેમને જીવનમાં કેટલી મદદગાર નીવડી છે તે તો તેઓજ જાણે. પણ ચરિત્રનું નિરીક્ષણ કરનાર અને ચિત્તના વિકાસનું અધ્યયન કરનારને માટે તે એક અત્યન્ત આકર્ષક વસ્તુ છે એમાં શક નથી. જો તેમનામાં સામાન્ય બળવાખોરની ઉદ્ધતાઈ અને બેપરવાઇ હોત તો તેમની દૃઢતા હું તો બહુ કિંમતી ન ગણુત.

ગોપાળદાસભાઇએ સાધુતા કેળવવાનો કંઈ ખાસ પ્રયત્ન કરેલો દેખાતો નથી; પણ આર્યત્વને ન છાજે એવું કશું ન કરવા જેટલા તેઓ ચારિત્રવત્સલ હોવાથી તેઓ દરેક પ્રસંગે ચડતા જ ગયા છે. તેમનામાં દૃઢતા બહુ ધીમે ધીમે આવી છે. વખતે હજીયે તે પરિપકવ ન થઇ હોય પણ તેમની દૃઢતા એ ધીમે ધીમે વધેલી હોવાથી ઠરેલ અને વિશ્વાસપાત્ર છે. લોકનાયકમાં આવીજ દૃઢતા જરૂરની હોય છે. જ્યાં આવી દૃઢતા હોય ત્યાં જ અસંખ્ય લોકો પોતાનું કલ્યાણઅકલ્યાણ બધું નિ:શંકપણે સોંપી શકે છે.

ગોપાળદાસભાઇ સૌમ્ય છે, વ્યવહારને જાણનાર છે, છતાં સાહસની લિજ્જત અને મઝેદારી તેઓ ખોઇ બેઠા નથી. કેટલેક

ઠેકાણે તો વિક્રમ રાજાની વૃત્તિ તેમનામાં સ્ફુરેલી દેખાય છે; છતાં આધુનિક સુધારા અને લોકશાહીના સિદ્ધાન્ત તેમને ગળે પૂરેપૂરા ઉતરેલા દેખાય છે.

ગોપાળદાસનું ગોકુળ હું એક વાર જોઇ આવ્યો છું. ઢસા-વાસીઓ તેમને જીગરથી કેટલા ચાહે છે તે મેં પ્રત્યક્ષ જોયું છે. શિક્ષકના શિકારી કવિશ્રી નાનાલાલ અતિથિ હોવાથી તેમની જોહુકમી સહન કરતા ગોપાળદાસ કેવી રીતે કોચવાયા હતા તે જોઇ ગોપાળદાસની દયા પણ મેં ખાધી છે. ગોપાળદાસ આશ્રમમાં આવ્યા હતા ત્યારે પણ પોતાના સાહસિક ગોપજનો સાથે જ રહેવાનો તેમનો આગ્રહ મેં જોયો છે, અને તેમની માત્ર એક નબળાઇ તેમને કેવી રીતે પછાડે છે એનો પણ હું સાક્ષી છું. દરબાર સાહેબ બીડી છોડવાનો વિચાર કરે છે છતાં બીડીનો તિરસ્કાર કરતા નથી તેથી જ તે તેમના ઉપર આટલી સવાર થઇને બેઠી છે. બીડીનું વ્યસન એ ચન્દ્રના કલંકની પેઠે શોભારૂપજ છે એમ પણ વખતે તેઓ માનતા હશે. આવો વિચાર તેમના મનમાં પણ તેમનાથી છૂપો રહી શકે છે. બીડીને તેઓ નિર્દોષ માનતા હોય તો મારે કશું કહેવાનું ન હતું. પોતાની નબળાઇ ગણતાં છતાં તેઓ તે છોડતા નથી માટે જ આ બીડીમીમાંસામાં ઉતરવું પડયું. ગોપાળદાસ લોકનાયક છે, જુવાન ગુજરાતીઓની ધ્યાનમૂર્તિ છે, એટલા માટે જ અન-ધિકારી માણસો પણ તેમની પ્રત્યે આકરા થઈ શકે છે.

ઇશ્વરે તેમને સારી સ્થિતિ આપી, સારી વૃત્તિ આપી, સારા સંજોગો આપ્યા, જીવનનું સાર્થક કરવાના પ્રસંગો આ-પ્યા, તેટલા માટે તેઓ ઇશ્વરનો ઉપકાર માનતા હશે જ. પણ તેમનું મોટામાં મોટું ભાગ્ય ભક્તિલક્ષ્મીબ્હેન જેવાં વીરાંગના

સહધર્મચારિણી તેમને મળ્યાં તેમાં છે. તેમનું પૂરેપૂરૂં પ્રોત્સાહન ન હોત તો ગોપાળદાસ પોતાની મેળે કળા પ્રકાશિત કરી બતાવત એવી ખાત્રી નથી થતી. ભક્તિબાએ અન્ત્યજોદ્ધારમાં જેટલું કર્યું છે તેટલા માટે જ ગુજરાતનો હિન્દુ સમાજ તેમનો કાયમનો ઋણી છે.

ગોપાળદાસ વક્તા કે લેખક નથી, અને તેથી જ તેમનાં કેટલાંક રત્ન જેવાં વાકયો તરફ મારા જેવાનું ખાસ ધ્યાન જાય છે. દાખલા તરીકે:–

૧. "ઉત્તરા ચિત્રાનો તાપ સહન કરે તો જ દાણામાં દૂધ આવે. સહન કરવા જેટલું બળ ન હોય તો અધવચ બળી જ જાય."

૨. "સ્વીકારેલી ફરજ બજાવવી એમાં કીર્તિનો લોભ પણ શાનો હોય? આ જમાનામાં કાર્ય કરનારા, ભોગ આપનારા બહુ નીકળતા નહિ હોવાથી અમારા જેવા આગળ આવી જઇએ છીએ. બાકી ફરજ બજાવવામાં કોણ કોના ઉપર ઉપકાર કરે છે? અને જ્યારે કોઈ કોઇના ઉપર ઉપકાર નથી જ કરતો ત્યારે તેની કીર્તિ પણ ઝાંઝવાંનાં નીર જેવી હોવી જોઇએ."

૩. "સરકાર સાથે ફક્ત લડવાની ખાતર જોડાયો હશે તેનું હાલનું જીવન અગાઉની માફક જ હશે. અને એવા અમોમાં નથી એમ નથી. તેની સાથે ઘણા જણ બિલકુલ બદલાઇ ગએલા પણ છે."

૪. "અમે પ્રમાણમાં ઘણા થોડા જ હોવાથી તો ચળવળ લંબાણી છે. નહિતર કયારનોયે નીકાલ આવી ગયો હોત, અગર નીકાલ આવવા તરફ પ્રયાણ હોત. હજી તો પરિણામ મેળવવા કેટલાંયે વર્ષ જોઇએ છે."

૫. " લોકસમૂહ હજી બીલકુલ તૈયાર.નથી એમ આપે આગળ કાગળોમાં જણાવ્યું હતું. તે કારણે જ આ ચળવળને દરેક સમજુએ ઉપાડી લેવી જોઇએ. "

આવા જેમના વિચારો છે તેમણે આંધળીઆં કર્યાં એમ માનવું એ કાયરયુગની નિશાની છે.

ગોપાળદાસ જેવા આદર્શ નરેશને જન્મ આપી કોઈ પણ ભૂમિ પાવન થઈ શકે છે. તેમનું અનુકરણ કરી ગુજરાતીઓ તેમની કદર કરશે એવી આશા રાખવી શું વધારે પડતી છે ?

ઢસાના દરબારના ત્યાગની કીર્તિ ગુજરાત બહાર ક્યારની પહોંચી છે. તેમનું ચરિત્ર હિન્દીમાં સરસ રીતે છપાવી દેશને ભેટ કરવાની ગુજરાતની ફરજ છે.

દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર



ગુજરાતનું નૂર

# દરબાર શ્રી ગોપાળદાસ

૧

## પૂર્વ દર્શન

હિન્દુસ્તાનના ૬૩૮ મુકુટધારીઓમાંના એક ઢસાના દરબાર અને રાય સાંકળીના તાલુકદાર શ્રીમાન ગોપાળદાસ અંબાઈદાસ દેશાઇનું નામ તેઓ અસહકારની પવિત્ર લડતમાં જોડાયા પછી સર્વમાન્ય થઇ પડયું છે. ગવર્નર સાહેબના કાઠિયાવાડના પ્રતિનિધિના હુકમના કરતાં મહાસભાની ખેડા જીલ્લાસમિતિના પ્રમુખની આણને મહત્વ આપનાર અને મહાત્માજીની ચળવળમાંથી અલગ થવાની સરકારની આજ્ઞાનો અનાદર કરનાર રાજવી તે કોણ? ગોપાળદાસની જીવનકથા વાંચવા અને સાંભળવા આજે અનેક હૃદયો તલસી રહ્યાં છે. એમનું ચરિત્ર યથાર્થ જાણવા માટે એમના પૂર્વજોના ઇતિહાસની ઝાંખી કરવી પડશે.

ગાયકવાડ સરકારના પેટલાદ તાલુકામાં નડીઆદની પશ્ચિમે ૮ માઇલ ઉપર એક પ્રસિદ્ધ ગામ આવેલું છે. ગુજરાતના ખરડાની કરોડ સમાન લેખાતી અને અત્યારની સ્વતંત્રતાની લડતને અપનાવનારી પાટીદાર કોમના મુકુટમણિ સમાન મનાતા કુટુંબના નિવાસસ્થાન તરીકે એ ગામનું મહત્વ ગુજરાતમાં

મશહુર છે. મુગલ શહેનશાહતમાં અને ગાયકવાડ સરકારના રાજ્યમાં શૂરવીર યોદ્ધાઓ તરીકે અને કુશળ મુલકગિરિ કરનાર તરીકે જે ભૂમિનાં પુત્રરત્નો પંકાયેલાં છે તે વસો ગામની ભૂમિને ' વીરભૂમિ ' ના સાર્થ વિશેષણથી આજેય ઓળખાવવામાં આવે છે. વસોની હાલની વસ્તી ૭૫૦૦ માણસની છે. એનો મોટો ભાગ લેઉઆ પાટીદારોનો છે. વસોના અમીન ગુજરાતના પાટીદારોમાં કુળપરંપરાથી પ્રસિદ્ધ છે. મોન્ટેસોરી પદ્ધતિ પ્રમાણે ચાલતી ગુજરાતની–કદાચ હિન્દુસ્તાનનીયે–પહેલામાં પહેલી પ્રાથમિક શાળા સ્થાપવાનું અભિમાન વસો લઇ શકે છે. સાર્વજનિક પુસ્તકાલય, [ ચિલ્ડ્રન્સ લાયબ્રેરી ] બાળ પુસ્તકાલય, સહકારી બેંક, કેળાવણી મંડળ, યુવક મંડળ વિગેરે સાર્વજનિક સંસ્થાઓથી વસોની ગણના ગાયકવાડ સરકારના પ્રથમ પંક્તિનાં ગામોમાં થાય છે. ગુજરાતમાં કેળવણી પ્રચારના મિશનના સ્થાપકની જન્મભૂમિ તરીકે એ નેક સુશિક્ષિત ગુજરાતીઓને મન યાત્રાનું પવિત્ર ધામ છે, અને અત્યારે ગોપાળદાસના ત્યાગથી એ ભૂમિ સારા હિન્દુસ્તાનને માટે યાત્રાનું ધામ બની છે.

અકબર બાદશાહના દરબારમાં માન મેળવનાર અજુ પટેલથી આપણા ચરિત્રનાયકના કુટુંબનો ઇતિહાસ શરૂ થાય છે. " અજુ, અકબર ને અજાઇ; એ ત્રણેની એક સજાઈ " એ ગૌરવોક્તિ ભાટ ચારણોએ આજ સુધી સાચવી રાખી છે. એ અજુ પટેલે અમદાવાદના સુબાઓ પાસેથી અમીની મેળવી હતી. એનો પૂર્વનો ઇતિહાસ આ પ્રમાણે છે:–

માતર તાલુકાનું નાનકડું સોઇઢી ગામ પહેલાં શ્રીયાનગરના નામથી ઓળખાતું. ત્યાં કોઝ નામનું એક પાટીદાર કુટુંબ સત્તાવાન અને સમૃદ્ધિવાન હતું. કહેવાય છે કે એ કુટુંબના

કાળીદાસ કોઝ દરરોજ કાશીના ગંગાજળથી સ્નાન કરતા. એ કાળીદાસના ભાણેજ ઉઢેલાના વાછા પટેલ હતા. વાછા પટેલે શ્રીયાનગર પાસે વસો ગામ સંવત ૧૨૨૪ માં વસાવ્યું અને વસોધારી માતાની સ્થાપના કરી. વાછા પટેલની કેટલીક પેઢીએ રામજી પટેલ થયા. તેમને બે દીકરા-મોટા લાલજી અને નાના અજુ હતા. લાલજી પટેલે અમદાવાદના બાદશાહ તરફથી પાટણ અને ઈડર ઉપર સ્વારીઓ કરી હતી. હુમાયુન બાદશાહે ચાંપાનેર પર ચઢાઇ કરી ત્યારે લાલજી સાથે તેનો પરિચય થયો. અકબર ગાદીપર આવ્યા બાદ અજુ પટેલને દીલ્હી બોલાવી સંવત ૧૬૪૧ [ ઇ. સ. ૧૫૮૫ ] ના અરસામાં ગુજરાત તરફનું કામ સોંપી તેને નવ શણગારેલા હાથી, તેર ગામ અને ત્રેવીશ હજારની નિમણુંક બાંધી આપી.

અજુને કાળીદાસ અને પ્રયાગદાસ નામના બે પુત્રો હતા. પ્રયાગદાસ સાવલીના ‘ અજાઇ ’ની દીકરી સાથે પરણ્યા હતા. અકબર અને અજુની સાથે વર્ણવાયલા અજાઇ તે એજ સાવલીના કુટુંબના. એ અજાઇના વડવા લાખાજી પટેલે મહુમૂદ બેગડાને પાવાગઢની ચઢાઇ વખતે મદદ કરી હતી તેથી સંવત ૧૪૪૫ ( સને ૧૪૮૯ ) માં તેમને દેશાઇગીરીની સનંદ મળી હતી.* લાખાજીના વંશમાં સાતમી પેઢીએ રૂડજી થયા. તેમણે દીલ્હી જઇ ઔરંગઝેબ બાદશાહ પાસેથી, ગુજરાતના સુબા દેશાઇગીરીની રકમ વસુલ કરવામાં હરકત કરતા તે નહિ કરવાનો તાકીદનો હુકમ મેળવી લાવ્યા હતા. (એ હુકમ હજી આપણા ચરિત્રનાયકના મોટા ભાઇ શ્રી ચતુરભાઇ દેશાઇ પાસે મોજુદ છે.)

---

* “ પટેલ બન્ધુ ”—દરબાર અંકના શ્રી મગનભાઇ ચતુરભાઈ અમીનના લેખ ઉપરથી.

અજુ અને અમાઇના કુટુંબો લગ્ન સંબંધથી સંકળાયાં હતાં. રુડજીની પાંચમી પેઢીએ મનોરદાસ થયા. તેમના પ્રપૌત્ર કાશીભાઇ દેશાઇ વસોના ભાઉ સાહેબ–અંબાઇદાસ દેશાઇનાં પુત્રી સમજુબા વેરે પરણ્યા. એમના ચાર પુત્ર છોટાભાઇ, ચુનીભાઇ, ચતુરભાઇ અને ગોવર્દ્ધનભાઇ. સૌથી નાના ગોવર્દ્ધનભાઇ તે આપણા ચરિત્રનાયક ગોપાળદાસના નામથી વસોદત્તક થયા. આમ આ બે પ્રસિદ્ધ અને વીર કુટુંબનું લોહી ગોપાળદાસની નસોમાં વહે છે.

કાશીદાસને ત્રણ દીકરા હતા. ભવાનીદાસ, શંકરદાસ અને સુંદરદાસ. ભવાનીદાસ પટલાદ પ્રગણાનો વહીવટ કરતા. તેમનું લગ્ન વીરસદમાં થયું હતું. પરંતુ જમીનદારી વહીવટમાં વસો અને વીરસદના કુટુંબમાં વેરભાવ ચાલતો હતો. ભવાનીદાસના દીકરા વણારસીદાસ અમદાવાદના સુબા હમીદખાનનું કારભારૂં કરતા. દીલ્હીના બાદશાહે હમીદખાનને દૂર કરી સુજાતખાનને સુબો નીમ્યો પરંતુ હમીદખાને તેને હકુમત આપી નહિ અને લડાઇમાં હરાવ્યો.. આથી સુજાતનો ભાઇ રૂસ્તમ જે સુરતનો સુબો હતો તે અમદાવાદ ઉપર ચઢયો. આ વખતે દક્ષિણમાં ઔરંગજેબની સામે સમશેર ખેંચનાર શિવાજી મહારાજના શૌર્યે મરાઠીઓને પાનો ચઢાવ્યો અને આર્યાવર્તમાં હિંદવાઇ સ્થાપવાનો આદર્શ ફેલાયો. ચરોત્તરમાં પણ આની અસર થઇ. વણારસીદાસના પુત્ર વાજભાઇ અને પાદરાના દર્લા પટેલ સોનાગઢને ઝાંપ ખીલાજીરાવને મળ્યા. તેમણે હેમદના પક્ષમાં ભળી રૂસ્તમ સાથે મહી નદી આગળ યુદ્ધ કર્યું અને આખરે તેને સંવત ૧૭૮૦ માં વસોમાં ઘેરીને માર્યો. ખભાતનો નવાબ રૂસ્તમનો સગો હતો. ખીલાજીરાવ અને કંથાજી વચ્ચે અણબનાવ થવાથી કંથાજી અને વીરસદના નરસીદાસ ખંભાતના

નવાબના પક્ષમાં ભળ્યા. કંથાજીએ વણારસીદાસને પકડી ૨૭ મહીના સુધી રનાળીઆમાં કબજે રાખ્યા. આથી વીરસદ અને વસો વચ્ચેના વૈમનસ્યમાં વધારો થયો અને વીરસદની કન્યા વસોના કોઇ પણ માણસે ન લેવાનો પ્રતિબંધ થયો. પાછળથી સંવત ૧૭૮૪ માં કંથાજી અને નરસીદાસનો પરાજય થયો હતો. એ વણારસીદાસના પુત્રો વેણીશાહ અને બાજીશાહના નામથી પ્રસિદ્ધ છે. કાશીદાસના બીજા પુત્ર શંકરદાસ અને શંકરદાસની ત્રીજી પેઢીએ રામદાસ થયા.

વડોદરાની ગાદી ઉપર જ્યારે મોટા સયાજીરાવ હતા ત્યારે ઇ. સ. ૧૭૮૨ (સંવત ૧૮૩૮) માં રામદાસ ગાયકવાડ સરકારની નોકરીમાં જોડાયા. ઉજ્જડ થઇ ગયેલા પેટલાદ પરગણાને એમણે આબાદ કર્યું અને સં. ૧૮૫૪–૫૫ માં તેને ઇજારે રાખ્યું. એ પરગણાનો વહીવટ દક્ષતાથી ચલાવવા બદલ ગાયકવાડ સરકારે તેમને (બહુમાન) પાલખી, ચોબદાર, છત્રી, મશાલ, ચવદાગીરી વિગેરે આપ્યાં અને તેના ખર્ચ બદલ રૂા. ૩૦૭૧ ની વાર્ષિક નિમણુંક બાંધી આપી, તેમજ પાછળથી અમીનાતનો હોદ્દો અને તેને અંગે પસાયતાંનું મોટું વતન એનામત કર્યું હતું.*

રામદાસભાઇને ત્રણ પુત્ર હતા–દેશાઇભાઇ, કશીયાભાઇ અને વેરીભાઇ. દેશાઇભાઇ શ્રીમંતની હજુરમાં રહી નોકરી કરતા, સ્વારી અને મુલકગિરિમાં જતા. આનંદરાવ ગાયકવાડના વખતમાં ગુજરાત ઉપર ગાયકવાડ સરકારની સત્તા સાર્વભૌમ હતી; પરંતુ કાઠિયાવાડના કાઠિ, ગોહીલ, જાડેજા અને ઝાલા

* "રા. અંબાઇદાસ જીવાભાઇનો કુટુંબનો ઇતિહાસ"–પ્રકાશક રા. જીભાઇ રણછોડજી.

આદિ ખંડિઆ રજપુતો તેમની આણ નામની જ માનતા; ખંડણી ભરતા નહિ અને એક બીજા સાથે યુદ્ધમાં સદા મચ્યા રહેતા. તેમને વશ કરવા અને કાઠિયાવાડમાં 'શાંતિ ફેલાવવા' દિવાન બાબાજી આપાજીને એક મોટું લશ્કર આપી કાઠિયાવાડ ઉપર મોકલવામાં આવ્યા. તેમના નાયબ તરીકે દેશાઇભાઇ ગયા હતા. સંવત ૧૮૬૭ માં રામદાસ સ્વર્ગવાસી થયા ત્યારથી સં. ૧૮૮૩ સુધીના ૨૬ વર્ષ પેટલાદ તાલુકાનો વહીવટ દેશાઇભાઇ અને કરિશયાભાઇના સંયુક્ત નામે ચાલ્યો.

દેશાઇભાઇ બહાદુર લડવૈયા, રાજ્યનિષ્ઠ અને મુત્સદ્દી હતા. એમણે પ્રથમ સવારી વઢવાણના જાલીમસિંહ ઉપર કરી તેનો મુલક સર કર્યો હતો. લીંબડીનો ઠાકોર હરિસિંહ હાથી લઇને સામો લડવા આવતાં તેને હરાવી "હાથીવેરો" કબૂલ કરાવ્યો. સંવત ૧૮૬૫ માં અમરેલી તાબાનું વરસડા લુંટનાર પાળીયાદના બહારવટીઆને પકડયો, ૧૮૬૬ માં જાફરાબાદના સીદીને હરાવી કરાર કર્યો, સંવત ૧૮૬૭ માં રાજકોટના જાડેજા બંડખોરોને હરાવી સરધારનો કિલ્લો જીતી લીધો અને સંવત ૧૮૬૮ માં જામનગર ઉપર સ્વારી કરી. જામે દેશાઇભાઇના તાબે થવાના કહેણમાં પ્રત્યુત્તર મોકલ્યો કે "હું ક્ષત્રિય છું. તમે હળ ખેડનાર કણબીને તે મારૂં શિર નમે ખરૂં?" દેશાઇભાઇએ છાપો માર્યો અને જામ શરણે આવ્યો. તેની સાથે થયેલા કરારનામાની ૧૭ કલમમાં ૮ મી કલમ ખાસ ધ્યાન ખેંચે એવી છે. એ વખતે જાડેજા રજપુતોમાં કન્યાને મારી નાખવાનો રિવાજ ઘણો વધી ગયો હતો, તેનો પ્રતિબંધ એ કલમથી કર્યો છે.

દેશાઇભાઇએ ગાયકવાડ સરકારની સત્તા કાઠિયાવાડમાં જમાવી એટલું જ નહિ પણ કાઠયાવાડના ઠાકોરોનો પ્રેમ અને

વિશ્વાસ પણ એમણે સંપાદન કર્યો જણાય છે. દિવાન સાહેબ અને ઠાકોરો વચ્ચે મધ્યસ્થનું કામ દેશાઇભાઇ જ કરતા અને એમનો ચુકાદો બન્ને પક્ષને સંતોષ આપતો. દેશાઇભાઇ કાઠિયાવાડ થાણે પડયા પછી પણ ત્યાં જ રહ્યા. કાઠી લોકો ઉપર મજબુત જાપતો બેસાડયો, લોકોમાં સુખશાન્તિ પ્રસારી અને સંવત ૧૮૭૭ માં અવસાન પામ્યા. દેસાઇભાઇના પરાક્રમો ભાટ ચારણોએ બહુ ગાયાં છે. નમુના તરીકે તેમાંનું એક અહીં આપીએ છીએઃ—

## દેશાઇનો ડંકો*

(કટાવ)

દેસાઇએ દીધો ડંકો, દશે દીશ અટંકી લેખો, શૂરવીરે કરી જીત, રાજન પતનેડા પ્રીત, દેશદેશમાં નચનેશમાં, દિલ્લી આગ્રે, જઇને પહોંચ્યા, જશના ડંકા, બહુ અટંકા, વીરો વંકા, કરી મલગરી, ધીર ધરીને, હણ્યા અરિને, કંઇ દુશ્મનો, વળી દુર્જનો, જંગા જવનો, તોડયાં ભવનો, દીયા ચપેટી, પકડી બેટી, બાંધી પેટી, લીધા લુંટી, કુચ કરંતાં, ફોજ ફરંતાં, ધમ ધમ ધમ ધમ ધરા ધમકે, શેષ મલકે, વ્યોમ લળકે, ઢોલ નગારાં, ભેરી ભુંગળ, નોબત ડંકા, તડધીંમ બાજે, વ્યોમે ગાજે, પડધા બોલે, ભુપટ ખોલે, દીગ્ગજ ડોલે, કાયર કંપે, કો ના જંપે, ધન ફરૂકે, ફોજ મોખરે ઘણુ ઘણુ ઘણુ ઘણુ ગજજ ઘંટીકા, ભેંપુ ભેંપુ, ભેરી ભુંગળ, તડભડ હુડુકુકુ તોપ ફુટતી, જંજાળો બહુ જોર છુટતી, અરિદળ કેરૂં જોર લુંટતી, સુર જગાવે, સોર ગજાવે, અરિ ભગાવે, ચોટ લગાવે, તીર તકાવે, શોર કરીને, જોર ધરીને, હણ્યા અરીને, લીયા ઉગારી, નિર્બળ નરને, વળી દીનને, જોસ ભરીને, અરિ નમાવી, ગરવા

---

* "રા. અં. જી. ના કુટુંબનો ઇતિહાસ."

ગાળી, જીતો કીધી, કીરતી લીધી, કુચ કરીને, ધીર ધરીને, નમી હરિને, વડાશીનારે, પેશ કરીને, ભેટયો ભાથી, દીધી બાથી, લઇ ખંડણી, ઇડર ઘડ ચડીયો, જઇને અડીયો, દીધી દડીયો, તેસું ભડીયો, જીત કરીને, લઇ રકને, ત્યાંથી ચઢીયો, વળી વઢીયારે, પાટણ પારે, કાકરેજમાં, જત્તવાડમાં, અને પાટડી, વળી ચોરાશી, પુર વઢવાણે, સારે ટાણે, લીધી ખંડણી, બાંધી બંધાણી, રાયપુર ને વળી લીમડી, ચુડા મુળી, ગાંફ ગીંગણી, લીધી ખંડણી, ધ્રાંગધ્રામાં, જઇને પહોંચ્યો, જીત કરીને, ગયો મોરબી, ઝાલી ખેટયો, ભુપત ભેટયો, દીયો નમાવી, ત્યાંથી ચાલી, ધીર ધરીને, ચોંપ કરીને, ગયો બાળીએ, હાટી ..ણીએ, વળી પાલારે જઇ સરધારે, આટકોટને, રાજકોટ ને, લોધીકા ને, ગોંડળ ગામે, જામનગરમાં, જીત કરીને, જોર ધરીને, દમી અરીને, દડાણ દડવા, વળી બીલખા, અને બગસરા, જીત કરીને, ત્યાંથી ચાલી, કીધી ખ્યાલી, ભાવનગરને પાલીતાણા, લાઠી લીંબડી, વળા શીહોરે, જીત કરીને, ઝટ જઇ પહોંચ્યો, ગઢ જુનાએ, બાબી બળીઓ, તે શું મળીઓ, લઇ ખંડણી, ત્યાંથી ફરીને, પહોંચ્યો પહેલો, પોરબંદરે, લઇ ખંડણી, ત્યાંથી ચાલી, કચ્છ નિહાળી, ભુજપત ભેટી, દીયા ચપેટી, રક સંભાળી, જીત કરીને, પાછા ફરીને, હરિ દર્શને, દેવ દ્વારિકા, દર્શન કરવા, શ્રીજી મંદિરે, ગામો આપી, કીર્તિ થાપી, નાહી ગોમતી, શુદ્ધ થઇને, દાન દઇને, સમરી હરિને, ભેટ ધરીને, પુજ્યા પ્રીતે, સમર્યા ચિત્તે, પાછા ફરીયા, જરા ન ડરીયા, રાજા રાણા, દીવાન શાણા, દીયા નમાવી, ચોટ લગાવી, જે કો નમીયા, તે નહીં દમીયા, નીરભય કરીયા, સ્થિર થઇ ઠરીયા, ફરી નહીં ફરીયા, દીધા છોડી, પ્રીતિ જોડી જે રજવાડી, ગાયકવાડી, કીધી ચાકરી, બહુ આકરી, સબળ

કરીને, સ્નેહ ધરીને, રીઝવીયો રાજા વંકો, દેસાઇ તણા જશનો ડંકો.

દેશાઇભાઇના અવસાન પછી પેટલાદ તાલુકાના સહીઆરા વતનનો મોટો વિભાગ ત્યાંની આમલત કરનાર કશિયાભાઇ દબાવી બેઠા. કશિયા અને વેરીભાઇ અપુત્ર મરણ પામતા તેમની ગાદીએ તેમના ભાણેજો આવ્યા. દેશાઇભાઇના પુત્ર જીવાભાઇએ વારસાને માટે તકરાર ઉઠાવી પોતાનો હક્ક સાબીત કર્યો, પરંતુ કહેવાય છે કે સામાવાળાએ મોટી રકમનો નજરાણો ધરાવ્યો અને ન્યાયનું પલ્લું ફરી ગયું. એ પક્ષની બે શાખામાં અત્યારે આપણા ચરિત્રનાયક ગોપાળદાસના સ લીના ભાઇઓજ ગાદીએ આવેલા છે.

મોટા સયાજીરાવના વખતમાં આરબ લોકોએ પગાર ચઢી જવાથી બંડ કર્યું. કંપની સરકારની મદદથી તે બંડ સમાવવામાં આવ્યું અને પગાર ચુકવવા બદલ પેટલાદ તાલુકા પર કંપની સરકારે જપ્તી મૂકી. જીવાભાઇએ રૂા. સવાપાંચ લાખ ગાયકવાડ સરકારને ધીર્યા ને જપ્તી ઉઠાવી.

સંવત ૧૮૫૫ માં જીવાભાઇને ગાયકવાડ સરકારે બહુમાન આપ્યું અને તેના ખર્ચ બદલ સાવલી તાલુકામાં આવેલું જાલલા ગામ **यावच्चंद्रदिवाकरौ** ઇનામમાં અપાયું.

આ ઉપરાંત જીવાભાઇને ઘરસાહેબી અને ઓફીસ માટે માસિક રૂા. ૩૮૮ ના સરકાર ખર્ચે ૩૦ નોકરો આપ્યા હતા. જીવાભાઇ સં ૧૮૮૪ (સને ૧૮૨૮) માં નવસારીના સરસુબા નીમાયા હતા. ત્યાં પણ તેમણે શાંતિ અને સુવ્યવસ્થા સ્થાપન કરી પ્રજાપ્રીતિ મેળવી હતી. જીવાભાઇની સેવાની કદર શ્રીમંત સરકારે કરી અને તેમને કે તેમના વંશ વારસોને પોતાની પછી

દીકરીના દીકરાને કે ગમે તો નિકટના સગા સંબંધીને દત્તક લેવાનો હક્ક બક્ષ્યો હતો. નવસારી પ્રાંતની મામલત વખતના આઠ લાખ રૂપીઆ સરકાર પાસે એ કુટુંબના હજી લેણા રહ્યા છે.

જીવાભાઇ ઘણા ધર્મવૃત્તિવાળા હતા. વસોમાં એમણે શ્રી. દ્વારકાનાથજીનું મંદિર સંવત ૧૮૭૯ માં બંધાવ્યું હતું. હજી સુધી એ મંદિર એમનું કુટુંબ નિભાવે છે. તેનું વાર્ષિક ખર્ચ ૧૦૦૦ થી ૧૨૦૦ રૂપીઆનું છે. તેમાં ગાયકવાડ સરકાર રૂા. ૨૦૦-૦-૦ મદદ આપે છે. જીવાભાઇ ભક્ત હૃદયના માણસ હતા. સાધુસંતોની સેવા આદરપૂર્વક કરતા. એમને સંતતિ ન હતી. એક સંન્યાસી ઉપર એમને ભારે આસ્થા હતી. તેમના મરણ પર્યંત જીવાભાઇએ તેમની ચાકરી કરી હતી. લોકોએ જીવાભાઇને સંન્યાસી પાસે પુત્રપ્રાપ્તિ માટે માગણી કરવા કહ્યું. એ નિષ્કામભક્તિભાવવાળા ગૃહસ્થે ઉત્તર આપ્યો, “ મારી સેવા સ્વાર્થ માટે નથી, મારી સ્થિતિ એ સારી પેઠે જાણે છે.” સંન્યાસીએ મરતી વખતે જીવાભાઇને આશીર્વાદ આપ્યો; અંબામાતાની પુજા કરવાની આજ્ઞા કરી. પ્રભુકૃપાથી આશીર્વાદ ફળ્યો અને એ પછી નવ મહીને દેશાઇની હવેલી પુત્રરત્નથી ઝળકી ઉઠી. અંબામાતા ઉપરથી એનું નામ અંબાઇદાસ રાખવામાં આવ્યું, અને પાંચમે વર્ષે તેને અંબાજી લઇ જઇ ભારોભાર રૂપીઆ અંબાજીના મંદિરમાં ભેટ ધર્યા. અંબામાતાની મૂર્તિ દેશાઇએ પોતાની હવેલીમાં સ્થાપી. આજે પણ એ હવેલીની એક ઓરડીમાં અંબાજી અને બીજીમાં કાલકા માતા મોજુદ છે. તેની પાસે અખંડ ઘીના દીવા બળે છે. આ માતાની પૂજાના ખર્ચ પેટે ગાયકવાડ સરકાર તરફથી ૭૫ રૂા. વાર્ષિક મળે છે.

જીવાભાઇના અવસાન પછી અંબાઇદાસ ગાદી ઉપર આવ્યા. એમણે પણ થોડો વખત ગાયકવાડ સરકારની મામલત કરી હતી.

એઓ શ્રદ્ધાળુ વૈષ્ણવ હતા અને કાંકરોલીની ગાદીના ગુજરાતના ચાર સ્તંભમાંના એક ગણાતા. એમણે છ વખત લગ્ન કર્યાં હતાં પણ સંતતિમાં માત્ર સમજુબાના નામે એક કન્યાજ હતી. તે સાવલીના અજાઇના વંશજ રા. કાશીભાઇ ગોકળભાઇ દેશાઇ વેરે પરણાવી હતી. એ દીકરીના સૌથી નાના દીકરા તે આપણા ચરિત્રનાયક ગોપાળદાસ.

દેશાઇભાઇ કાઠિયાવાડમાં મૂલકગીરી ઉપર હતા ત્યારે દેવાદાર કાઠી દરબારોનાં કેટલાંક ગામ એમણે ખરીદી લીધાં હતાં. અમરેલી પ્રાંતમાં અમરેલીની પશ્ચિમે ૭ કોશ ઉપર અને ભાવનગર–પોરબંદર રેલ્વેના ચલાળા સ્ટેશનથી ૪ માઇલ ઉપર આવેલું ૯૩/૪ ચોરસ માઇલના વિસ્તારવાળું ઢસા ગામ, એજ તાલુકામાંનું છતરાડીઆ અને ઝાલાવાડ પ્રાંતમાં વઢવાણથી પશ્ચિમે છ માઇલ ઉપર આવેલો ૯ ચોરસ માઇલ વિસ્તારનો રાયસાંકળી તાલુકો એ રીતે ખરીદી લીધો હતો. એના ઉપરની દિવાની ફોજદારી હકુમત પણ દેશાઇ કુટુંબ ભોગવતું. કાઠિયાવાડના રજવાડાઓ સાથે અંગ્રેજ સરકારને કરાર થયા, જે 'વોકર ટ્રીટી' નામે ઓળખાય છે. તે વખતે દેશાઇજીને છઠ્ઠા વર્ગના તાલુકદાર તરીકે સ્વીકારવામાં આવ્યા. આ ગામોમાંનું છતરાડીઆ ગામ ધારીની પાયગાના ઘોડાના ઘાસ માટે અમીન કુટુંબ પાસે ગાયકવાડ સરકારના અમરેલીના અમલદારે માગી લીધું હતું. તે ગામ ગાયકવાડ સરકારે પાછું સોંપ્યુંજ નથી.

આ બાકી રહેલ ૧૨૩/૪ માઇલ વિસ્તારના ત્રણ ગામોની વાર્ષિક ઉપજ ૩૧૦૦૦ રૂપીઆની છે. અને તેની હાલની વસ્તી ૨૨૦૦ માણસની છે. આ ગામો ઉપરાંત દેશાઇભાઇએ જેતપુર પાસે આવેલું તંબોડા ગામ ત્યાંના ગરાશીઆ માલીકો પાસેથી વેચાણ લઇ દ્વારકાના શંખોદ્ધાર બેટમાં આવેલા લ-

લક્ષ્મીજીના મંદિરમાં થાળ માટે કૃષ્ણાર્પણ કર્યું. એની વાર્ષિક ઉપજ આશરે ૯૦૦૦ રૂપીઆની છે. હજી એ ગામ મંદિરને પળે છે.

દેશાઇભાઇના સ્વમાનની નોંધ લઇ આ પ્રકરણ સમાપ્ત કરીશું. એક વખત કાઠિયાવાડમાં ઠાકોરો સાથેની રાજનીતિના સંબંધમાં દેશાઇભાઇને અને દિવાનને મતભેદ પડયો. સ્વમાનની કિંમત સમજનાર દેશાઇભાઇ મુલકગીરી છોડી વસો આવી રહ્યા. પરંતુ પાછળથી તેમના કથનની સત્યતા વસતાં અને તેમની સેવાની જરૂરિયાત વસતાં એમની વાત કબુલ કરી દેશાઇભાઇને પાછા કાઠિયાવાડ મોકલવામાં આવ્યા હતા.

આમ જે કુળમાં બહાદુર યોદ્ધાઓ, કાબેલ મુત્સદ્દીઓ, નિષ્કામ ભક્તાત્માઓ અને સ્વમાનધન પુરૂષો થઇ ગયા તે કુળના અત્યાર સુધી ગુજરાતમાં પરિસમાપ્ત થતા કીર્તિપરાગને સારા હિંદુસ્તાનમાં વિસ્તારનાર તે ગુજરાતનું નૂર ગોપાળદાસ.

———:o:———

## ૨

# વિદ્યાર્થીજીવન



ગોપાળદાસનો જન્મ સંવત ૧૯૪૪ ના પોષ સુદ ૫ ને રોજ થયો હતો. જન્મથી જ તેઓ વસો મોસાળમાં ઉછર્યા છે, અને વિદ્યાભ્યાસ પણ વસોમાં જ રહીને આરંભ્યો.

વિદ્યાર્થીજીવનના અનુભવ બહુધા સર્વસામાન્ય હોય છે. માતાની વ્હાલસોઇ ગોદ અને કલ્લોલ કરતાં સ્વતંત્ર પંખીડાના ક્રીડાસ્થાન જેવું ઘરઆંગણ છોડીને જમ જેવા મહેતાજીના હાથ

નીચે નિશાળના કેદખાનામાં પુરાતાં પાછળથી રણાંગણ ધ્રૂજાવનાર અને મહાસભાઓ ગજાવનાર વીરોએ પણ આંસુ ખેરવ્યાં હશે, ચિકિત્સા કરતાં બિચારા વૈદ્ય ડાકટરોના હાથ હેઠા પડે એવાં પેટ કે માથામાં શૂળમારી આવવાના દુઃખના ભોગ થઇ પડયા હશે, અને આખરે ઘરના એકાદ અંધારા ઓરડાનો કે માળીઆંનો; વડ, આમલી કે આંબાનો અને ઘાસની ગંજીઓ કે ઉભાં તૂલવાળાં ખેતરનો આશ્રય શોધ્યો હશે. નિશાળ એટલે અદપ પલાંઠી વાળી બેસવાનું, શિક્ષક ફરમાવે તેટલો વખત અંગુઠા પકડીને ઉભા રહેવાનું કે ઉઠબેશ કરવાનું કેદખાનાથીય ભુંડું સ્થાન! શિક્ષક એટલે નેતરની સોટી કે આંકણીથી હાડકાં પાંસળાં ખોખરાં કરનારો અણઘડ પશુ જેવો ગુરખો! આવો ખ્યાલ બંધાઇ ગયેલો હોવાથી હસતે મોંએ આનંદથી શાળામાં જનાર છોકરાં વિરલ જ હશે.

માનધાતા જેવા નિરંકુશ અને અમર્યાદિત સત્તા ધરાવનાર, બ્રહ્માની પેઠે ઇચ્છા માત્રથી–કલમના એકજ ઝટકાથી લાખો માણસનું ભવિષ્ય સુધારવાની કે બગાડવાની શક્તિ ધરાવનાર, સર્વગુણસંપન્ન અને સર્વકલાવિશારદ સરકારના અમલદારોના દાબદબાણથી લેશ માત્ર પણ ન દબાનાર ગોપાળદાસ નિશાળનાં બંદિખાના આગળ ગભરૂ બની જતા. આ મહા દુઃખમાંથી બચવાની જડીબુટ્ટીની પ્રાપ્તિ એમને અચાનક થઇ. એક દિવસ ભૂલમાં સાબુ ખવાઇ ગયો અને ઉલટી થઇ. ગોપાળદાસે આ શોધખોળનો ઉપયોગ ખૂબ કર્યો. જ્યારે જ્યારે તેમને શાળાથી અસહકાર કરવાનો વિચાર થતો ત્યારે ત્યારે થોડા સાબુનું સેવન કરી લેતા. તરત જ સૌની દિલસોજી ગોપાળદાસના તરફ ખેંચાતી, ગોદડું ઓઢીને સુઇ જવાની સંધિ પ્રાપ્ત થતી અને નિશાળની બલા ટળતી! પરંતુ આ અખતરો જોખમરહિત ન

હતો. ઉલટીની પાછળ કડવી કટાણી દવાના ઘુંટડા ગળવાને તત્પર જ રહેવું પડતું અને સ્વેચ્છાએ વારંવાર નિમંત્રાતા આ ઇષ્ટદેવ પ્રસન્ન થઇને રખેને ભક્તની નિમંત્રણની યે તકલીફ ટાળવા કાયમ દર્શન દેવાની કૃપા કરી નાખે એ જોખમ હતું. પરંતુ મહાન પુરૂષો કાર્યસિદ્ધિની આડે આવતાં જોખમોથી ડરી જતા નથી. તો ગોપાળદાસ કેમ ડરે?

ગોપાળદાસ સાહસ કરવામાં શૂરા હતા, પરંતુ દાવપેચ ખેલી જાણતા નહિ, ને ખેલવા જતાં તરત જ પકડાઇ જતા. એક દિવસે નિશાળના વખતે હવેલીના એક ઓરડાનાં બારણાં એકાએક અંદરથી બંધ થઇ ગયાં. ઓરડામાં એક મોટો પટારો હતો તે ખુલી ગયો અને સંભાળથી પાછો વસાયો. થોડી વારમાં નિશાળેથી બે વિદ્યાર્થીઓ ગોપાળદાસને તેડવા આવ્યા. ગામડાની શાળાઓમાં આ પ્રમાણે બાળ અસહકારી ગુન્હેગારોને પકડવાનાં વારંટો હંમેશાં છુટતાં, અને તે કાર્ય માટે શાળાનો સહકાર રાખનાર પણ ભણતર સાથે કટ્ટો અસહકાર કરનાર ચુનંદા "વોર્ડર" ની પસંદગી થતી. ઘરનાં માણસો જાણતા હતા કે ભાઇ નિશાળે ગયા છે, પરંતુ વારંટ આવતાં તે ભ્રમ ભાંગ્યો. શોધાશોધ થઇ. એક ઓરડાનાં બારણાં બંધ જણાયાં. કેમે કરી ઉઘાડયાં ઉઘડે જ નહિ. બોલાવ્યું તો કોઇ બોલે જ નહિ. ગોવર્દ્ધન કોઠારી ભેદ પામી ગયા. તેડાગર વિદ્યાર્થીઓને સંબોધી બોલ્યા:–"કેમ છોકરાઓ! અહીં કયાંથી? નિશાળે નથી ગયા?"

"ગયા તો હતા" પણ છુટ્ટી મળી ગઇ. ગોરધનભાઇ, [ નાનપણમાં ગોપાળદાસને ગોરધનભાઇ કહી બોલાવતા ] કયાં ગયા?"

ગુંગળાઇ મરવાની બીક સિવાય પેટીમાં પૂરાયલા ગોપાળદાસના કાને " છુટ્ટી " ના શબ્દો પડયા. હવે પુરાઇ રહેવું નાહક છે એમ ધારી પેટી ખોલી. " એ આ રહ્યો " કહી બારણું ઉઘાડી બહાર છતા થયા ! અને ટાંગાટોળ બનીને નિશાળને પંથે પળ્યા !

આ પ્રમાણે નિશાળે લઇ જતાં અનેક વખત ટાંગાટોળ કરવી પડતી. પરંતુ પકડનારાઓના સદ્‌ભાગ્યે તકલીફ અડધે રસ્તેથી મટી જતી. એમની હવેલીની પાછળ એમના મામા સસરાનાં ઘરો આવેલાં છે. ત્યાં જતાં ગોપાળદાસને ચેતવણી મળતી તમારા આ ઢંગ જોશે તો સંબંધ તોડી નાખશે. સૌ કરતાં આની જાદુઇ અસર થતી. સાસરા પક્ષીના માણસો પોતાની આવી ફજેતી જોઇ જાય એ સ્વમાનહાનિ ગોપાળદાસ કેમ પસંદ કરે? બધું તોફાન, અને ડસકાં આપોઆપ બંધ થઇ જતાં અને ડાહ્યા ડમરા થઇને નિશાળને પંથે પળતા.

નિશાળના એક શિક્ષક ગોપાળદાસના ખાનગી શિક્ષક હતા. નિશાળમાં ઉપર નંબર ન 'ટયુશન' જવાનો ભય રહે આથી અને એમની હુશિયારીને લીધે ગોપાળદાસનો નંબર હંમેશાં પહેલો બીજો જ પુરાતો ! આમ પોતાનો શિષ્ય વર્ગમાં ઉપલો નંબર રાખે તેટલાથી પીડા પતતી નહિ. પરીક્ષાનો ભય પણ નડતો અને તે શિષ્ય કરતાં ગુરૂજીને વધારે બીવરાવતો. પરંતુ જે દેશમાં શિક્ષકો સારૂં 'પરિણામ' બતાવવામાં જ કર્તવ્યસમાપ્તિ માનતા હોય અને પરીક્ષાના પરિણામ ઉપરથી જ તેની કિંમત આંકનાર પરીક્ષકો પડેલા હોય ત્યાં કાંતો પોપટીઆ જ્ઞાનથી, કાંતો પ્રપંચથી કે કાંતો બંન્નેનાં મિશ્રણથી સારૂં પરિણામ બતાવવાની વૃત્તિ જન્મ પામે છે. પરીક્ષા વખતે ગોપાળદાસના શિક્ષક તેમને અને તેમના વર્ગના બીજા સાથીઓને સંકેત

આપી મૂકતા. દાખલા તરીકે, લમણે આંગળી રાખીને ઉભો રહું તો ચઢતી ભાંજણીનો દાખલો છે એમ માનવું અને દાઢીપર હાથ ફેરવું તો ઉતરતી ભાંજણીનો. એક ખોંખારો ખાઉં તો વિશેષણ અને બે ખોંખારાનું ક્રિયાવિશેષણ! ડેપ્યુટી પરીક્ષા લેવા આવે, વિદ્યાર્થીઓના દહીંના શુકન સફળ થાય અને માસ્તરની કાબેલીયાત દફતરે ચઢે!

એક પરીક્ષા વખતે મહેતાજી સાહેબને લાગ્યું કે સંકેતથી સિદ્ધિ થાય એમ નથી. ભેજું ફળદ્રુપ હતું. તરતજ ઉપાય સૂઝી આવ્યો. ડેપ્યુટી સાહેબને હાથ જોડીને નમ્રતાપૂર્વક વિનવ્યા:—

"સાહેબ! આ અંબાઇદાસ દેશાઇની દીકરીના દીકરા થાય. ભણવામાં [illegible] જેવો હુશિયાર બીજો છોકરો નથી. પણ આજે આપના [illegible] આગળ જરા ગભરાઇ ગયો છે." શિક્ષકે એક જ વાક્યમાં વિદ્યાર્થીનું કુળગૌરવ, હુશિયારી અને 'પ્રતાપ' શબ્દથી ડેપ્યુટીની પ્રશંસા વર્ણવી.

"ઠીક, એને પેલી ઓરડીમાં એકલો બેસાડો." થોડી ક્ષણ પછી પાછળની ડોકાબારીમાંથી ગુરૂદેવનું ઓરડીમાં અવતરણ: અધૂરા દાખલાનો ઉદ્ધાર: ગોપાલદાસ પાસ!

બીજે પ્રસંગે મહેતાજી સાહેબને ખબર પડી કે ગોપાળદાસ અમુક વિષયમાં ઉડ્યા છે. આ વખતે તેમણે નવો જ માર્ગ ગ્રહણ કર્યો. તક મળતાં ડેપ્યુટી સાહેબ પ્રતિ બોલ્યા,

"સાહેબ! શું દેશાઇજીની ભલમનસાઇ ને શો એનો પ્રેમ? આટલા મોટા માણસ પણ જરાએ અભિમાન નહિ. આપને આજે ત્રણચાર વાર યાદ કર્યા હતા. આપને માટે સારૂં માન ધરાવે છે!"

"ઠીક, આપણે એમને મળવું તો જોઇશે."

"આપની મુલાકાતથી ઘણા ખુશી થશે. હું અનુકૂળ વખત પૂછી લાવીશ."

"બહુ સારૂં."

નિશાળ છુટતાં મહેતાજી સીધા હવેલીમાં ગયા. દેશાઇને નમસ્કાર કરી વાત કાઢીઃ—

"હમણા તો નિશાળમાં પરીક્ષા ચાલે છે. સાહેબ બહુ ભલા છે. આપને યાદ કરે છે ને મળવાની ખાસ ઇચ્છા રાખે છે."

"કયા સાહેબ છે?"

"..............ભાઇ."

"ત્યારે તેમને આપણે ત્યાં તેડી લાવજો ને."

"જેવો હુકમ. આજે સાંજે સાડા પાંચે નવરાશ હશે?"

"ગમે ત્યારે. હું તો અહીંજ બેઠો છું ને? પણ ગોરધન પાસ થયો?"

"એ તો સાહેબ આવે તેમનેજ જરા પૂછી લેજો ને. અમારે ત્યાં પત્રકો આવતાં વાર લાગશે." દેશાઇજીની રજા લઇ મહેતાજી સાહેબ પાસે ગયા. "આપને ખાસ આગ્રહપૂર્વક દેશાઇએ મળવા જવા કહેવડાવ્યું છે. સમય સાંજે સાડાપાંચનો અનુકૂળ પડશે." મહેતાજી ડેપ્યુટી સાહેબને વખતસર હવેલીમાં તેડી ગયા. દિવાનખાનામાં મોટી ગાદી ઉપર દેશાઇજી બેઠા હતા. કેટલાક પટેલીઆઓ તો બેઠેલા હોયજ. હુકાપાણીના વિવેક સૌને થાયજ. મહેતાજીએ ડેપ્યુટી સાહેબનું ઓળખાણ કરાવ્યું. દેશાઇજીએ આદરપૂર્વક સાહેબને બેસાડયા. કેટલીક વાતચીત પછી દેશાઇજીએ પ્રશ્ન કર્યોઃ—

"કેમ સાહેબ, ગોરધન પાસ થયો કે?"

ડેપ્યુટીના પહેલાંજ મહેતાજી તક સાધી બોલી ઉઠયા, "એ પાસ ન થાય તો બીજો કયો છોકરો પાસ થવાનો હતો એને માટે તો શંકાજ ન હોય. કેમ સાહેબ !"

ડેપ્યુટી સાહેબને ગોરધનભાઇના પરિણામની યાદ ન હતી. છતાં હામાં હા ભેળવી બોલ્યા કે એનો પાસજ છે. જ્યારે પત્રકો મળ્યા ત્યારે ગોરધનભાઇના માર્કના આંકડા જાદુઇ રીતે ફરી ગયેલા જણાયા અને ભાઇ પાસ થઇ ઉપલા વર્ગમાં ચઢયા !

અંગ્રેજી ચોથા ધોરણ સુધીનો અભ્યાસ ગોપાળદાસે વસોમાંજ કર્યો હતો. અત્યાર સુધીની કારકીર્દીમાં પહેલીજ વાર નપાસ થવાથી ભાઇને અંગ્રેજી ચોથા ધોરણમાં કાઢવાં પડયાં. ઉપર ચઢાવવા માટે ઘણાએ પ્રયત્ન થયા પણ માસ્તર માથાના હતા. કાચા અભ્યાસે આગળ દોડ અને પાછળ ચોડ કરાવવા તેઓ ઇચ્છતા ન હતા. વિદ્યાર્થીનું હિત શેમાં રહેલું છે તે બરાબર સમજતા હતા. એ માસ્તર તે વસોના વતની રા. મગનભાઇ ચતુરભાઇ અમીન. એઓ ગોપાળદાસના મામા સસરા થતા હતા. વળી એમનું લગ્ન આગમે વર્ષે જ થયું હતું. એટલે મામા સસરા પાસે નપાસ થયેલા વિદ્યાર્થી તરીકે હાજર થવામાં ગોપાળદાસને માનહાનિ લાગતી. શરૂઆતના ચારપાંચ દિવસ ઘેરથી નિશાળે જવા નીકળી ભાઇ ગામ બહારના એમના બગીચામાં જઇને મોજ કરતા. નિશાળ છુટવાને વખતે ચોપડીઓ લઇ ઘેર હાજર થતા. આ પ્રકરણ ઝાઝા દિવસ ચાલ્યું નહિ. ગોરધનભાઇ ચાર પાંચ દિવસથી નિશાળે કેમ નથી આવતા તે વિષે માસ્તર સાહેબની ચિઠ્ઠી મળી. સાંજે ઘેર આવતાંજ જીભાઇ મામાએ પ્રશ્ન કર્યો:–"ગોરધનભાઇ, કયાંથી આવો છો ?"

" ક્યાંથી કેમ ? નિશાળેથી ! "

" એમ કે ? ત્યારે આ ચિઠ્ઠી વાંચોની ? "

ચિઠ્ઠી વાંચતાં ભાઇ ભોંઠા પડ્યા, પણ તરત જ ગોઠવી કહાડ્યું કે "એ ચિઠ્ઠી તો પહેલાંની હશે. કોઇ છોકરા પાસે રહી ગઇ હશે, તે આપને હમણાં પહોંચાડી લાગે છે."

તારીખ બતાવી મામાએ કાનની બૂટ ઝાલી, એટલે બીજો ઉપાય રહ્યો ન જાણી એકરાર કર્યો, અને હાથ જોડીને વિનતિ કરી કે હવે "બાપા" ને આ વાત ન જણાવશો. કાલથી હું બરાબર નિશાળે જઇશ.

આ પ્રમાણે ઘણાખરા વિદ્યાર્થીઓની શરૂઆતની કારકીર્દી જેવી જ ગોપાળદાસની કારકીર્દી હતી. એમની બુદ્ધિ તીક્ષ્ણ હતી, પરંતુ તેનો સદુપયોગ થઇ શકતો નહિ. તેનો દોષ પ્રચલિત રૈઢીઆલ અને બુઠ્ઠી શિક્ષણપદ્ધતિને આભારી છે.

પાંચમા ધોરણથી મેટ્રિકયુલેશનની પહેલી ટર્મ સુધીનો અભ્યાસ ગોપાળદાસે વડોદરા હાઇસ્કૂલમાં કર્યો હતો. રહેવાનું રેસીડેન્સીમાં રાખ્યું હતું, પરંતુ એ પહેલાંના વર્ષોના વિદ્યાર્થીજીવનમાં ગોપાળદાસને એક અમૂલ્ય લાભ મળ્યો, અને એમની ભવિષ્યની જીંદગી ઉપર તેથી ભારે અસર થઇ. અંબાઇદાસ બાપાની ગાદીએ તેમની પછી ગોપાળદાસ આવશે એમ હવે સૌ કોઇ જાણી ગયું હતું. દાદાને જેટલી મમતા એમના ઉપર હતી તેટલી બીજા કોઇ ઉપર ન હતી. વળી પોતાનો ઇરાદો તેમણે જાહેર પણ કરી દીધો હતો. જે વિદ્યાર્થીના હાથમાં થોડા વખત પછી અનેક માણસોનું ભવિષ્ય મૂકાવાનું છે તેના ઉપર સારા સંસ્કાર પડે, તેની વિદ્યા મેળવવાની હોંશ કાયમ રહે અને એ અણવિકસ્યું પુષ્પ કુસંગતની ખાળમાં પડી જીવન સુવાસ ફેલાવતું અટકી ન જાય તેની એક પિતાના કરતાં પણ વધારે ચિંતા રાખનાર વ્યક્તિના સહવાસનો લાભ ગોપાળદાસને મળ્યો. જે ગૃહસ્થે ગુજરાતમાં પુસ્તકાલયો અને વાંચનાલયોનો

ચેપ લગાડ્યો, જેણે ગુજરાતમાં કેળવણીનું જબરદસ્ત વાતાવરણ ઉત્પન્ન કર્યું અને જીવનપર્યન્ત કેળવણીનું જ કાર્ય કરવાની ભાવનાવાળા યુવકોનું જુથ જમાવ્યું તેવા કુશળ કારીગરની દૃષ્ટિએ ગોપાળદાસરૂપી હીરો ચઢયો. એ ગૃહસ્થ તે વસોના જ વતની શ્રી મોતીભાઇ નરસિંહભાઇ અમીન.* કયા કયા પુસ્તકો વાંચવાં અને કેવી રીતે વાંચવાં તેની સૂચના મોતીભાઇ વખતોવખત ગોપાળદાસને આપતા રહેતા. ગોપાળદાસ કાળજીપૂર્વક વાંચે છે કે નહિ તે જાણવા, તેમજ પુસ્તકોનો સાર કાઢવાની શક્તિ અને લખવાની ઇબારત કેળવવા કેટલીક વખત અમુક પુસ્તક વાંચી રહ્યા પછી તેનો સાર લખી મંગાવવાની પદ્ધતિ મોતીભાઇએ રાખી હતી.

આજથી ૨૦–૨૫ વર્ષ ઉપર વસો ઇંગ્રેજી શાળાના વિદ્યાર્થીઓને જાહેર સભામાં ભાષણો અપાવી મોતીભાઇ ઇનામ આપતા હતા. ગોપાળદાસ એ વખતે અંગ્રેજી શાળામાં હતા. તેમને પણ ઇનામ મેળવવાની અભિલાષા હતી. વર્ગના લગભગ બધા જ છોકરા ઉમેદવાર થતા અને આપવાનું ભાષણ ઘેરથી ગોખી લાવતા. ગોપાળદાસ ભાષણ શીખવા મોતીભાઇને ત્યાં જતા અને એ દ્વારા તેમનો પ્રથમ પરિચય થયો. ઘરના વડીવટ પ્રમાણે ગોપાળદાસથી સિપાઇ સિવાય ઘર બહાર નિકળાય નહિ અને સિપાઇ સાથેય મોતીભાઇ જેવાને ઘેર પણ જવાય નહિ! એટલે બપોરે દાદા ઉંઘી જાય ત્યારે એ છાનામાના જતા. કોઇક વખત વાત જાણવામાં આવતી પરંતુ ત્યારે પણ મોતી-

* એઓ પહેલાં પેટલાદ અંગ્રેજી સ્કૂલના હેડ માસ્તર હતા, અને હમણાં વડોદરા રાજ્યના સેન્ટ્રલ લાયબ્રેરી ડીપાર્ટમેન્ટમાં આસીસ્ટંટ ક્યુરેટર છે.

ભાઇના ચારિત્રની પ્રતિષ્ઠા ગામમાં સારી હતી એટલે વાંધો લેવાતો નહિ. જ્યારે જ્યારે રજામાં મોતીભાઇ વસો આવતા, ત્યારે ત્યારે ગોપાળદાસ તેમનો સહવાસ શોધતા. ગુરૂ–શિષ્યમાં એક બીજા પ્રત્યેનું આકર્ષણ રહેતું હતું. મોતીભાઇ ગોપાળદાસને ખાતર રવિવારે ગમે ત્યાંથી વસો આવી રહેતા ને ગોપાળદાસ છાનામાના પણ તેમના સત્સંગનો લાભ લેતા.

સને ૧૯૦૬ માં મોતીભાઇ પેટલાદ અંગ્રેજી શાળાના મુખ્ય અધ્યાપક થયા અને ત્યાંના છાત્રાલય [ બોર્ડીંગ હાઉસ ] નું કામ શરૂ કર્યું. ત્યારે દાદાની પરવાનગીથી અભ્યાસમાં મદદ મળે તે માટે ગોપાળદાસ એક માસ પેટલાદના છાત્રાલયમાં રહ્યા હતા. આથી એમનો પરિચય વધ્યો અને બન્નેના વિચારો એક દિશામાં વહેતા થવાના સંજોગ મળ્યા.

મોતીભાઇ પેટલાદમાં હતા તોપણ રવિવારનો દિવસ ગોપાળદાસની સાથે ગાળવા શનિવારે વસો પહોંચી જતા. મોતીભાઇના ત્યાગની, સેવાવૃત્તિની, વિદ્યાવિલાસની અને સાલસપણાની આબાદ છાપ ગોપાળદાસ ઉપર પડી છે. એમના પ્રયત્નોને સુફળ આવ્યાં છે. જેને માટે આજે ગુજરાત નહિ, પણ આખું હિંદ મગરૂરી લઇ શકે એવા વિદ્યાર્થીનું ચારિત્ર ઘડવાનું જેમને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું તેમને નમસ્કાર હો ! જો કે એ વ્યક્તિના રાજકીય કે કેળવણીની નીતિ વિષેના વિચારો ગોપાળદાસના વિચારોથી જુદા છે.

સને ૧૯૦૫ માં ગોપાળદાસ મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં બેઠા. પરિણામને માટે એઓ એટલા નિશ્ચયાત્મક હતા કે જેમ અનેક વિદ્યાર્થીઓ મુંબઇના સ્નેહી કે સગાંવહાલાં મારફત “ રીઝલ્ટ ” બહાર પડે તેજ દિવસે તારથી ખબર મેળવવાની ગોઠવણ કરી રાખે છે તેમાંનું ગોપાળદાસે કશું કર્યું નહિ. કોઇ

પૂછે તો કહેતા કે હું તો પાસ જ છું. વર્તમાનપત્રોમાં પરિણામ જોવાની પણ એમણે દરકાર રાખી ન હતી. આખરે ગામના બીજા ગૃહસ્થોએ વર્તમાનપત્રોમાં સફળ વિદ્યાર્થીઓની યાદી વાંચી અને ગોપાળદાસનું મુબારક નામ તેમાં ન જણાયું! છાપું ગોપાળદાસને બતાવવામાં આવ્યું, ત્યારે તે બોલ્યા કે છાપાવાળાની ભૂલ થઇ હશે, કાં તો ઉતાવળમાં નામો ઉતારવામાં નામ રહી ગયું હશે કે કાં તો બીબાં ગોઠવનારની શરતચુક થઇ હશે! કેટલો બધો આત્મવિશ્વાસ! આખરે ફી ભરીને રજીસ્ટ્રાર પાસે વિષયવાર પરિણામ મંગાવ્યું અને છાપાવાળા ખરા ઠર્યા! ગોપાળદાસના હૃદયને નામોશી ચોંટવાના ભયથી આઘાત થયો અને તેથીયે વધારે આઘાત "રખેને એ કંટાળી જઇ ભણવાનું છોડી દે" એમ ચિંતા રાખનાર મોતીભાઇને થયો હશે. પરિણામથી પાછા ન હઠતાં ઇ. સ. ૧૯૦૬ માં ફરીથી પરીક્ષામાં બેસવાનો નિશ્ચય ગોપાળદાસે કર્યો.

ગોપાળદાસ મેટ્રીકયુલેશનમાં હતા ત્યારે એક અસાધારણ પ્રતિભાસંપન્ન વ્યક્તિ વડોદરા કોલેજમાં અધ્યાપકપદે હતી. તેની વિદ્વતા, તેનું દેશાભિમાન અને તેની ત્યાગવૃત્તિથી વિદ્યાર્થીઓ તેની પાછળ ગાંડા હતા. એ વ્યક્તિ તે શ્રીયુત અરવીંદ ઘોષ. રાષ્ટ્રીય શિક્ષણની હીલચાલને અંગે બંગાળામાં "નેશનલ કૉલેજ" સ્થાપન થઇ હતી. અરવિંદ બાબુને તેનું આચાર્યપદ ગ્રહણ કરવાનું નિમંત્રણ મળ્યું. માતૃભૂમિના આહ્‌વાનને માન આપી રૂા. ૭૫૦ ના પગારની વાઇસપ્રિન્સીપાલની જગ્યા છોડી બાબુ ૭૫ રૂપીઆમાં ત્યાં જવા તત્પર થયા! ધન્ય એ દેશાભિમાન અને ધન્ય એ ત્યાગવૃત્તિ! અરવિંદ બાબુ છુટા થઇને જાય તે પહેલાં બેએક મહિનાથી તેમણે વડોદરાના વિદ્યાર્થીઆલમમાં અદ્‌ભૂત વાતાવરણ ઉત્પન્ન કર્યું હતું. દર

પખવાડીયે તેઓ વિદ્યાર્થીઓ સમક્ષ પ્રતાપવાન ભાષણો આપતા અને વિદ્યાર્થીઓનાં હૃદય દેશભક્તિની ભાવનામાં તરબોળ થતાં. એ વખતે કેટલાક વિદ્યાર્થીઓએ માતૃભૂમિની સેવામાં પોતાની સર્વ શક્તિ ખર્ચવાની દીક્ષા એ મહાન આચાર્ય પાસે લીધી હતી. શ્રી કનૈયાલાલ મુનશી પણ આ અરસામાં વડોદરા કોલેજમાં વિદ્યાર્થી હતા અને વાદસભાઓ ગજાવતા. એ સઘળાની ચિરસ્થાયી અસર ગોપાળદાસના ઉપર પડી. ગોપાળદાસ કહે છે કે બાબુજીનાં ભાષણની અસર અમારા ઉપર એવી તો સચોટ થતી કે આ બધું છોડીને કયારે બંગાળના રણ–જંગમાં જઇને ઉભા રહીએ એવું અમને લાગતું !

૩

## ગરાસીઆ સ્કૂલમાં.

હિંદુસ્તાનની પ્રજાએ જ્યારે જ્યારે પરાધીનતાની શૃંખલામાંથી છુટવા માથું ઉંચકયું છે ત્યારે ત્યારે તેની દૃષ્ટિ સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ તરફ વળી છે. બંગભંગથી ઉત્પન્ન થયેલી જાગ્રતિને પરિણામે સ્વદેશી અને બહિષ્કારનાં આંદોલન ગુજરાતમાં પણ મર્યાદિત પ્રમાણમાં ફેલાયાં હતાં. અરવિંદ બાબુનો દીક્ષામંત્ર લઇને વડોદરાથી વસો આવેલા ગોપાળદાસે હવેલીના ચોકમાં ગામના જુવાનીઆઓની સભા મેળવી. પોતે સ્વદેશીનું વ્રત લીધું અને બીજાઓ પાસે પણ લેવડાવ્યું.

ઇ. સ. ૧૯૦૬ એ અરસામાં ઝાલાવાડના પોલિટીકલ એજન્ટ તરફથી દેશાઇજીને પૂછાવવામાં આવ્યું કે આપના કુમારશ્રી

ગોપાળદાસને હજી સુધી ગરાસીઆ સ્કૂલમાં શામાટે દાખલ કરાવ્યા નથી? દત્તકવિધાન આ પહેલાં સને ૧૯૦૫ માં થઇ ગયું હતું. દેશાઇએ જવાબ વાળ્યો કે અત્યારે તો એ વડોદરા હાઇસ્કૂલમાં ભણે છે. હવે ટર્મની અધવચમાં ત્યાંથી ખસેડવા ઠીક નથી. પરંતુ બીજી ટર્મમાં અમે એમને વઢવાણની ગરાસીઆ સ્કૂલમાં દાખલ કરાવીશું.

બીજી ટર્મનું વહાણું વાયું અને ગોપાળદાસે ભવિષ્યના સજ્વીઓની સાથે મિત્રતા બાંધવા અને "રૈયતની સંભાળ લેવાની લાયકાત કેળવવા" એક મોટી અને મહત્વની મનાતી સંસ્થામાં પગલાં પાડયાં. એમના પિતાએ એમને અભ્યાસ કરવા કરતાં દત્તક તરીકે તાલુકદારી ઉપર તેમનો હક્ક સાબીત થાય તે ઇચ્છાથી જ આ મહાન સંસ્થામાં એમનો પ્રવેશ કરાવ્યો હતો. હિંદુસ્તાનના ૬૩૮ રાજામહારાજા, નવાબો, ઠાકોરો અને તાલુકદારોના કુંવરો જેઓ આવતી કાલના મુકુટધારી છે તેમનામાં પોતાની મહાન જવાબદારી ઉપાડવાની લાયકાત આવે તેની ચિંતાનો ભાર તેમનાં માતપિતાને બદલે સરકાર માબાપે ઉપાડી લેવાની કૃપા વરસોથી કરી છે; અને તે માટે ઠેકઠેકાણે લાખોના ખરચે રાજકુમાર કોલેજો ચલાવવામાં આવે છે. આવી કેટલીક સંસ્થા ધરાવવાનું માન ગુજરાતને પણ મળેલું છે, જેવી કે રાજકોટની રાજકુમાર કોલેજ, વઢવાણની તાલુકદારી ગીરાસીઆ સ્કૂલ વિગેરે. મહીને હજાર પંદરસોનો બોજો ઉઠાવવાની શક્તિ ધરાવનાર કુંવરો રાજકુમાર કોલેજમાં દાખલ થાય અને બસો ત્રણસોનો બોજો ઉપાડનાર તાલુકદારના કુંવરો ગરાસીયા સ્કૂલમાં. દરેક કુંવરને તેની ૮ થી ૨૧ વર્ષની વય સુધી આ સંસ્થામાં ફરજીઆત રહેવાનું હોય છે. કોલેજના પ્રિન્સીપાલ તો યૂરોપીઅન જ હોય.

તેમના હાથ નીચે આમ વર્ગમાં ભણ્યા સિવાય બચપણનાં ૧૩–૧૪ વર્ષ એ કુમારોને ગાળવાના હોય છે. અહીં જે સંસ્કારો પડે છે અને ભાવના ઘડાય છે તે જીવનપર્યંત કાયમ જ રહેવાનાં.

ગોપાળદાસના વખતમાં ગરાસીયા સ્કૂલના પ્રિન્સીપાલ સ્ટ્રીપ સાહેબ હતા. તે બહુ ભલા અને રાજકુમારોના હિતચિંતક તરીકે લેખાતા. ભણતરનો ભાર તો ગરીબાઇ અને વિદ્વત્તા મેળવવાનો હક્ક ધરાવનાર બ્રાહ્મણ વર્ગ (જે બ્રાહ્મણનાં કામ કરે તે બ્રાહ્મણ) ને ઉપાડવાનો હોય. રાજકુમારોને તેને માટે દબાણ ન ઘટે. ૧૪ વર્ષના ગાળામાં જે કંઇ ઝીલાયું તે ખરૂં. આવી નીતિ સામાન્ય રીતે એ સંસ્થાના સંચાલકો અખત્યાર કરે છે. પરંતુ કેટલીક બાબતો ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. અને તેવું લક્ષ આવી સંસ્થાઓ સિવાયની બીજી કોઇ પણ સંસ્થામાં ભાગ્યેજ અપાતું હશે. એ આ સંસ્થાઓની વિશેષતા છે. રાજકુમારોનું હિત પોલિટીકલ એજંટ અને એવા બીજા ગોરા અમલદારો સાથે સંકળાયેલું હોય છે. એમના ભાગ્યના વિધાતા પણ તેઓજ હોય છે. એટલે સ્ટ્રીપ (Strip) સાહેબ કુમારોના કલ્યાણને માટે એ સાહેબો કેવી રીતભાતથી પ્રસન્ન થાય તે શીખવવા ઉપર ખાસ લક્ષ આપતા. સાહેબલોકો સાથેની વાતચીત, વાતચીત કરવાની ઢબછબ, વખત વખતના પોશાક, મડમ સાહેબ સામાં મળે તો ટોપી કેવી રીતે ઉતારવી અને કેટલા અંશના ખુણાએ માથું નમાવવું, વાતચીતમાં થોડી થોડી વારે ગળાના ઉપરના ભાગમાંથી મંદ મંદ હસવાની કળા–ટુંકમાં 'એટીકેટ' અને જેનાથી સાહેબ લોકો સાથે ભળવાના અને મૈત્રીના પ્રસંગ પ્રાપ્ત થઇ શકે એવી ક્રિકેટ ને ટેનીસ જેવી રમતો એ ગોપાળદાસની સંસ્થાના ભણતરના મુખ્ય

વિષયો હતા. અને તે શીખવવા સ્ટ્રીપ સાહેબ ખરા દીલથી કાળજી રાખતા. બીજા ભણતરને માટે તો ગોપાળદાસ પોતાના એક મિત્રનો દાખલો આ છે કે તેમણે ૧૩ વર્ષ એ સંસ્થામાં ગાળ્યાં હતાં. તેમને ૧૩ માં ૮ ઉમેરીએ તો કેટલા થાય એનો જવાબ દેવા આંગળીના વેઢાનો આશ્રય લેવો પડતો!

દર શનિવારે કાંપના યુરોપીયન અમલદારો રમતગમતને માટે ગરાસીયા સ્કૂલની "પ્લે ગ્રાઉન્ડ" ઉપર એકત્ર થતા થતા. રમતગમતને અંતે બધા સાહેબો મુકરર સ્થળે ખુરશી લેતા. અને ટેબલ ઉપર બ્રાંડીની અને સોડા લેમનની બાટલીઓ તથા પ્યાલા ગોઠવાતા. સ્કૂલનું એક મહાન સૂત્ર હતું કે "Senior must be served"–"નાનાએ મોટાની સેવા કરવીજ જોઇએ." અને એ સેવા તે સેવાને ખાતરજ નહિ પણ તે કરનારનો વિનય કેળવાય તે અર્થેજ; જેમ શ્રીકૃષ્ણ સાંદિપનિ ઋષિનાં લાકડાં ફાડતાં હતાં તેમ. ગુરૂને શિષ્યની સેવાની નહિ પણ ભક્તિની જરૂર છે. અહીં પણ રાજકુમારો ભક્તિ અને વિનય કેળવવાના ઉદાત્ત હેતુથી એ મોંઘેરા મેમાનોની તહેનાત ઉઠાવતા, જેવી કે ટેબલ ઉપર બ્રાંડીની બાટલી ગોઠવવામાં અને સોડાની બાટલી ખોલી ગ્લાસમાં ઠાલવી આપવામાં "બૉય"ને પ્રસંગોપાત મદદ કરવી, સાહેબના મોંમાની સીગરેટને દીવાસળી ઘસી સળગાવી આપવી, સાહેબનો રૂમાલ કદાચ હેઠે પડી જાય તો તેઓ જાતે ઉપાડી લે તે પહેલાં ચપળતાથી ઉઠાવીને તેમના હાથમાં મૂકવો. વિગેરે વિગેરે.

સ્કૂલમાં દારૂ અને બીડી પીવાની સખત મનાઈ હતી. પરંતુ આ માનવંતા મહેમાનોની મહેમાનગીરી માટે જાહેર રીતે તેની ગોઠવણ કરવામાં વાંધો ન હતો. સાહેબ લોકો વિખરાઈ ગયા પછી કબાટમાં બાકીના શિશા મૂકતાં કોઈ કુમાર

यद्यद् आचरति श्रेष्ठः, तत् तदेवेतरोजनः (મોટાઓ જેવું આચરે તેવું બીજાઓ પણ) એ અનુસાર બે ત્રણ ડોઝ મારી લે અને સ્ટ્રીપ સાહેબને તેની ખબર પડે તો સખત ઠપકો મળતો અને પાંચ–દશ લીટી "ઈંપોઝીશન" લખવાની સજા પણ થતી. પરંતુ કોઈ સાહેબનો પડી ગયેલો રૂમાલ પાસે ઉભેલા કુમારે એકદમ ઉપાડી આપવા બેદરકારી વાપરી હોય તો સાંજે બે ત્રણ નેતરની સોટીનો પ્રસાદ ચાખવો પડતો. દારૂ પીવાના ગુન્હા કરતાં આ ગુન્હો સાહેબની નજરે વધારે ભયંકર હતો! જેઓ આવતી કાલના શાસનકર્તા થવાના છે તેમને વિદ્યાર્થી અવસ્થામાં આ પ્રમાણે ભય અને ત્રાસથી થરથરતા રાખવામાં આવે તેનું પરિણામ કેવું આવે તે સમજી શકાય એમ છે. અમલદારોની હામાં હા મેળવવા સિવાય સ્વતંત્ર મત દર્શાવવાની એમની વૃત્તિ સદાને માટે કચરાઈ જાય છે. એ ટોળામાંથી ગોપાળદાસ જેવા પેદા ન થઈ શકે તે હેતુ સારવાનો આવી સંસ્થાનો હેતુ હોય એમ કેટલાકને શંકા ઉત્પન્ન થાય તો તેમાં નવાઈ પામવા જેવું નથી. પોતાને અનુરૂપ વિચારો રાજકુમારોને ગળથુથીમાંથીજ આપવાની સરકારની દીર્ઘદૃષ્ટિથી મહાત્મા ગાંધીજીને કેળવણી ઉપર સરકારનો કોઈ પણ જાતનો અંકુશ ન રાખતાં શિક્ષણમાં અસહકાર દાખલ કરવાનું ઉચિત લાગ્યું છે.

કોલેજમાં આ કુમારોને પહેલાં નિશાનબાજી પણ શીખવાતી. પરંતુ કોઈ સાહેબે એકાદ કુમારને ગાળો આપવાના પરિણામે સાંજે જ્યારે સાહેબ પોતાના પત્ની સાથે ખુરશી ઉપર બેઠા બેઠા હવા ખાતા હતા ત્યારે પેલા કુમારે આવીને ગાળ દેવા બદલ બંદુક તાકી! તે વખતે સાહેબે સમય વર્તી જઈ માફી માગી લીધી. પરંતુ ત્યારથી એ દુષ્ટ કળાનો અભ્યાસક્રમમાંથી બહિષ્કાર કરવામાં આવ્યો!

બિચારા કુમારોને સ્ટ્રીપ સાહેબ ઉપરાંત એક હજામને પણ રાજી રાખવો પડતો. તે ચંપીકળામાં નિપુણ હતો અને સાહેબનો માનીતો થઈ પડયો હતો. હજામને દુભવનાર વિષે અનેક સાચી જુઠી તે સાહેબને ભેરવતો અને બિચારા કુમારને જવાબ દેવો ભારે થઈ પડતો. બધા કુમારોને હજામત પણ એ હજામ પાસેજ કરાવવી પડતી. આ લખનારે પણ વિદ્યાર્થીજીવનમાં આવાજ એક હજામનો અનુભવ ચાખ્યો હતો !

કુમારોને થતી શારીરિક સજાથી તેમની સ્વમાનની લાગણી બુઠ્ઠી થઈ જાય છે અને તે ઉપરાંત તેઓ પણ ભવિષ્યમાં પોતાની રૈયત સાથે ગુરૂજીની રીતે ન્યાય ચુકવી લેવા પ્રેરાય છે. વાડાસીનોરના નવાબના કિસ્સાનું મૂળ આવા ગુરૂદેવોના આચરણનેજ આભારી માનશે.

રાજકુમારોને આવી સંસ્થામાં સત્સંગનો લાભ જવલ્લેજ મળે છે. શનિવારના મેમાનો રમતગમત કરી બાટલીઓના માથાં ફોડી ચાલ્યા જાય. પ્રિન્સીપાલ અને પ્રોફેસરો વિષે તો ઉપર વર્ણવ્યુંજ છે. બહારના બીજાઓ સાથે તો ભળવાનો પ્રસંગ વિરલજ હોય. આ સ્થિતિમાં એમના સાથીઓ—એમના ઉપર સારી નરસી છાપ પાડનારામાં રહ્યા એમના નોકર અને "મુસાહેબ". કુમારોની સંભાળને માટે તેમની સાથે મામા કે બીજા સગાંવહાલાંમાંથી એકાદ જણને કોલેજમાં મોકલવામાં આવે છે તેને "મુસાહેબ" કહેવામાં આવે છે. સંસ્થામાં દારૂ અને બીડી પીવાની મનાઈ હોય છે, એનો બદલો વાળી લેવાની તક વેકેશન વખતે પ્રાપ્ત થાય છે. લાંબા વખતથી અંકુશમાં ને અંકુશમાં રહેલા કુમારો રજાના દિવસ પાસે આવતાં ઉલ્લાસમાં આવતા જાય છે. ટ્રેનમાં દેખાવ જોવા જેવો થાય છે. દરેક કુમારે પોતપોતાના નોકરને હુકમ આપેલોજ હોય કે અમુક

બાટલી દારૂની અને અમુક પેટી સીગારની લઈ આવવી. ટ્રેન ઉપડે એટલે અરસપરસ પ્યાલીઓની આપ લે ચાલે અને ધુમાડાના ગોટેગોટ નીકળે. સ્ટેશન આવતાં જાય તેમ તેમ તે તે સ્ટેશને ઉતરનાર કોઈ કોઈ કુમારોને મુસાહેબ અને નોકરો મળી ઉંચકીને બહાર કાઢે અને તેડવા આવેલાઓને "મુસાહેબ" કહે કે ભાઈની તબીઅત જરા બગડી છે! વેકેશન પુરી થતાં પાછા આવતી વખતે પણ આનીજ પુનરાવૃત્તિ! પરંતુ એ વખતે સ્ટેશને સ્ટ્રીપ સાહેબ ખડા હોયજ એટલે બાટલી કરતાં સીગાર ઉપર વધારે મારો ચાલે અને આગલા સ્ટેશનથી ગંધ છુપાવવા મુખવાસનું સેવન શરૂ થાય. સાહેબ સૌની ખબર અંતર પૂછે અને રજામાં દારૂબીડી તો નથી લીધાંને એવું મમતાથી પૂછે. "સાહેબ, એ તે કંઇ લેવાય?" એવા અનેક અવાજ સંભળાતાં સાહેબની છાતી ઉંચી આવે અને સૌને શાબાશી મળે!

સારે નશીબે ગોપાળદાસભાઇના નશીબમાં આવી લાયકાત કેળવવાની સંસ્થાનો અને આવા સન્મિત્રોનો લાભ લેવાનું ત્રણ મહીના માટે જ લખાયેલું હતું. તેઓ અત્યારસુધી વસો અને વડોદરા હાઇસ્કૂલના વાતાવરણમાં ઉછર્યા હતા, અરવિંદ બાબુનો આદેશ પામ્યા હતા, ચુસ્ત વૈષ્ણવ ઘરના આચાર વિચારોના સંસ્કાર ઝીલ્યા હતા અને મોતીભાઇ જેવાના સત્સંગતિનો લાભ લેવા ભાગ્યશાળી થયા હતા, એટલે આ બધી બદીમાંથી ઉગરી શકયા. વળી સ્વમાન અને સ્વતંત્રતાની એમની લાગણીઓ જાગ્રત હતી એટલે વારંવાર સ્ટ્રીપ સાહેબ સાથે એમને અથડામણ થતી. એ વખતના પોલિટીકલ એજંટ કર્નલ ડેવીસ અને સ્ટ્રીપ સાહેબ વચ્ચે કંઇક વૈમનસ્ય હતું. ગોપાળદાસ અને સ્ટ્રીપ સાહેબની અથડામણની તેમને ખબર પડતાં

તેઓ ગોપાળદાસ તરફ ભાત્ર દર્શાવવા લાગ્યા. અને દર બુધવારે ગોપાળદાસને પોતાને બંગલે આવવા દેવાનું પ્રિન્સીપાલને લખી જણાવ્યું. આથી ગોપાળદાસને બે લાભ થયા. પ્રિન્સીપાલ સાહેબ એમને કનડગત કરી શકતા નહિ અને પોલીટીકલ એજંટ સાથે સારી ઓળખાણ થઇ, જે આગળ ઉપર એમને ઉપયોગી થઇ પડી.

ત્રણ મહીના પછી સ્કૂલમાં રજા પડી ને ગોપાળદાસ પીડામાંથી છુટી ઘેર આવ્યા. સ્કૂલમાં હતા ત્યારે એમને એક વિશેષ મુશ્કેલી નડી. વસોમાં એમણે સ્વદેશી વ્રત લીધું હતું. સ્કૂલમાં દાખલ થયા પછી બધા કુમારોને મુકરર દુકાનેથી કપડાં વિગેરે ખરીદવાં પડતાં. તે દુકાનમાં સ્વદેશી કાપડ ન હોય એટલે ગોપાળદાસનું ગાડું અટકતું. ગોપાલદાસે પોતાના વ્રતની વાત પ્રિન્સીપાલ સાહેબને કરી અને કેટલીક માથાફોડને અંતે એમને પોતાની પસંદગીના કપડાં ખરીદવામાં આડે આવતો અંતરાય દૂર થયો. એ વખતનું સ્વદેશી વ્રત અત્યારના સ્વદેશી વ્રત જેવું ઝીણવટવાળું અને શુદ્ધ ન હતું. પરદેશી તાતણાંના હિંદમાં વણાયલાં કપડાં પણ સ્વદેશીમાં ગણાતા.

૧૯૦૬ ની મેટ્રીક પરીક્ષામાં ગોપાળદાસ બેઠા અને નિષ્ફળતાની પુનરાવૃત્તિ થઈ!

---

૪

# ઇંદોર અને ત્યાંથી વડોદરા કોલેજમાં

બીજે વર્ષે પણ મેટ્રીકમાં નાપાસ થવા છતાં ગોપાળદાસ નાઉમેદ થયા નહિ. અલ્હાબાદ યુનિવર્સિટીની મેટ્રીકની પરીક્ષા માર્ચ માસમાં લેવાય છે એવી ખબર મળતાં એમણે ઇંદોર જવાનો ઈરાદો જાહેર કર્યો. દાદાએ સંમતિ આપી અને ત્રણ મહીનાના ખર્ચ માટે ૩૦૦ રૂપીઆ અને જરૂર પડે બીજી સગવડને માટે ઇંદોરના ગંભીરમલ મોતીલાલની પેઢી ઉપરનો પત્ર આપ્યો. પરંતુ આટલે દૂર પ્રદેશમાં ગોપાળદાસને એકલા મોકલવા દાદાનો જીવ રાજી ન હતો. સાથે કોઈ રસોઇઓ હોય તો તકલીફ ન પડે એમ ધારી તેમણે એક રસોઇઓ લઈ જવાની આજ્ઞા આપી. તપાસ કરતાં આટલે દૂર જવાને કોઇ રસોઇઓ મળ્યો નહિ, એટલે દાદાનું મન મનાવવા રસોઇ ન આવડતી હોય એવો કોઇ પાટીદારનો છોકરો પણ ખોળી કાઢવા ગોપાળદાસે સૂચના કરી. તેવો એક નામધારી રસોઇઓ દાદા આગળ રજુ કર્યો અને ગોપાળદાસ તેની સાથે ઇંદોર જવા રવાના થયા. વડોદરા પહોંચ્યા એટલે દાદાનો સંદેશો મળ્યો કે ઇંદોર જવાનું માંડી વાળવું અને ગોઠે તો વડોદરા હાઇસ્કૂલમાં ફરીથી દાખલ થવું. ગોપાળદાસ ઇંદોર જેવા દૂરના સ્થળમાં એકલા રહેતા રખેને એશઆરામી થઇ જાય, રખેને ખરાબ સોબતમાં પડી અઘટિત માર્ગે ચઢી જાય એ બીકથી મોતીભાઇ એમને ત્યાં જવા દેવાને નારાજ હતા. મોતીભાઇનો અભિપ્રાય જાણતા દાદા પણ તેની સાથે સંમત થયા અને ગોપાળદાસને સંદેશો મોકલ્યો. પરંતુ બબ્બે વખત નાપાસ થયેલા ગોપાળ-

દાસે નિશ્ચય કર્યો હતો કે ગમે તેમ કરીને પણ આજ વર્ષમાં કૉલેજમાં દાખલ થવું. એટલે દાદાનો સંદેશો ખીસ્સામાં મૂકી ગોપાળદાસે ઇંદોરની ટીકીટ લીધી ! ભાઇના આ 'સવિનયભંગ'થી સૌ નારાજ થયાં.

અજાણ્યા શહેરમાં રાત્રિના વખતે ગોપાળદાસ પહોંચ્યા. ગાડીવાળો શીઆગંજમાં ગંભીરમલ મોતીલાલની દુકાને એમને લઇ ગયો. શેઠ ત્યાંથી દોટ બે માઇલ દૂર રહેતા હતા. ગુમાસ્તાને ચિઠ્ઠી બતાવતાં દુકાનમાં રાતની રાત સુઇ રહેવાની ગોઠવણ થઇ. રસોઇઓ અને શેઠ ભૂખ્યા હતા. ગુમાસ્તો ભોજનપાણીનો ભાવ પુછે એવો ઢંગ ન લાગ્યો એટલે રાત ખેંચી કાઢવાનો નિશ્ચય કરી બિસ્તરા છોડી બન્ને બેઠા. થોડીવાર રહીને રસોઇઓ બોલ્યો, "મને તો ભૂખ કકડીને લાગી છે. આપણાથી રહેવાય એમ નથી." ગોપાળદાસે કહ્યું, "ભૂખ તો મને પણ લાગી છે, પણ ઉપાય શો? અજાણ્યું શહેર અને રાતનો વખત છતાં તારી હિંમત ચાલતી હોય તો લે પૈસા અને ખાઇ આવ." "હું તો ભૂલો પડું. તમે જાઓ અને ખાવાનું લઇ આવો. નહિ જાઓ તો મને સાથે શામાટે તેડી લાવ્યા?" રસોઇઆનો હુકમ સાંભળીને ગોપાળદાસ ગમ ખાઇ ગયા અને જવાબ આપવાનું માંડી વાળી સુઇ રહ્યા!

બીજે દિવસે સવારમાં શેઠને ત્યાં પહોંચાડવા ગુમાસ્તાને કહ્યું. એક ગાડી મંગાવી શેઠને ઘેર ગયા. જમવાનો વખત થયો. પતરાળાં મંડાયાં અને દૂરથી પીરસાવા માંડયું! જીંદગીમાં આવો અનુભવ આ પહેલી જ વારનો હતો. અધુરામાં પુરું શેઠે સૂચના કરી કે જમી રહ્યા પછી જરા પતરાળું ઉચકીને બહાર નાખી દેજો! ગોપાળદાસની શરમ સમાતી ન હતી. એકલા હોત તો જુદી વાત પણ પોતાના રસોઇયાની

હાજરીમાં આ સ્થિતિ પ્રાપ્ત થઇ એ માથાવાઢ જેવું લાગ્યું. ગોપાળદાસે પોતાના નોકરને પતરાળું ઉપાડવા કહ્યું. જવાબ મળ્યો, "તમારૂં તમે ઉપાડો, મારૂં હું ઉપાડું!" સંકોચાતાં સંકોચાતાં ગોપાળદાસે પતરાળું ઉઠાવીને બહાર ફેંક્યું. ચોકો કરવાનો પણ પોતાને જ હશે એમ ધારી વળી નોકરને કહ્યું. એટલે એનો ય રોકડો જવાબ સંભળાયો, "તમારો તમે કરો, મારો હું કરૂં." પણ સારા નશીબે આ વખતે શેઠ વહારે ધાયા, અને વિવેક કરી બોલ્યા, આપ રહેવા દો. એ તો કરી લેવાશે!

આવા અનુભવ ઝાઝા લેવા ન પડે તે માટે ગોપાળદાસે મકાનની તજવીજ કરવાની તાકીદ કરી અને સ્વતંત્ર મુકામ કર્યો. રસોઇઆએ બાપજન્મારામાં ખીચડી પણ ઉતારી ન હતી એટલે શેઠનો અને મહારાજ [!] નો રસભર્યો સંવાદ રોજ જામતો. નમુનાની પ્યાલી આ રહી:–

શેઠ—"અલ્યા! આજે દાળ ખારી થઇ છે."

રસોઇઓ—"મીઠું વધારે પડે એટલે ખારી જ થાય."

શેઠ—"આ રોટલી કાચી રહી છે."

રસોઇઓ—"દેવતા ઉપર ઓછી રહી હશે!"

દુકાળમાં અધિક માસની પેઠે આ કુશળ કારીગર માંદો પડ્યો. તેની સેવા ચાકરીનો અને રસોઇનો બોજો ગોપાળદાસને માથે પડયો! ભાઇને માંદગીમાં ખાવાનું ભાવતું નહિ એટલે ઘડીમાં પુરી ને ઘડીમાં પંગોચું માગતા. ગોપાળદાસ કહે કે મને એ આવડતું નથી, એટલે તરત જ જવાબ મળતો કે ત્યારે મને લાવ્યા શા માટે? ગમે તેમ કરો. શેઠે બીજો રસોઇઓ રાખો! ભણવા આવેલા ગોપાળદાસનો વખત આ નવા માંડેલા ઘરસંસારમાંથી બચતો જ નહિ. આખરે વૈરાગ્ય ઉત્પન્ન થયો.

ઘરસંસાર ઉંચકી મૂક્યો અને કંડીઓ દેશ વગાવી દીધો! હોટેલ કે વીશીમાં જેવું મળે તેવું પેટને ભાડું આપી ગોપાળદાસ ચલાવી લેવા લાગ્યા. જે શેઠને ત્યાં ગોપાળદાસ ઉતર્યા હતા તે પાછળથી પોતાના પરોણાની વિશેષ માહીતી મળતાં ઘણા શરમિંદા થયા અને વારંવાર ગોપાળદાસના મુકામે આવી કામસેવા માટે માગણી કરતા.

ઇંદોરમાં રહ્યા પણ પરીક્ષાનું ફોર્મ મેળવવામાં હાજરીના દિવસોનો વાંધો આવ્યો. દરમિયાન ગોપાળદાસ ઇંદોરની ક્રિશ્ચિયન કોલેજના અને હાઇસ્કૂલના પ્રિન્સીપાલ કીંગ સાહેબ પાસે બાઇબલ શીખવા જવા લાગ્યા. શિષ્યના સાલસપણાથી અને કુળપરિચયથી સાહેબ ખુશ થયા. તેમને લાગ્યું કે આ શિષ્ય જો બાઇબલનું રહસ્ય સમજી જાય તો ભવિષ્યમાં એના વડે એના ગામોની પ્રજાનું કલ્યાણ સાધી શકાશે, અને ત્યાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થઇ શકશે. ગોપાળદાસ સાહેબની આ મનોદશા પામી ગયા અને તેનો લાભ લેવાનું ચુકયા નહિ. એક દિવસ એમણે સાહેબને જણાવ્યું કે અહીં હાજરીના વાંધાને લીધે મને ફોર્મ મળે એમ લાગતું નથી એટલે ઘેરથી પાછા જવાનો કાગળ મળ્યો છે. મને પણ અહીં નિષ્પ્રયોજન રહેવાનું ઠીક લાગતું નથી, જો કે આપનો સત્સંગ છોડતાં દુઃખ થાય છે. સાહેબ આ સાંભળીને વિચારમાં પડયા. તેઓ તો શિષ્ય પાસ થઇ પોતાની કોલેજમાં ક્યારે આવે તેની કાગને ડોળે વાટ જ જોતા હતા. "તમારે એની ફિકર ન રાખવી. ફોર્મની ગોઠવણ થઇ રહેશે." આમ કહીને સાહેબે કોયડો ઉકેલ્યો. એ પછી દરરોજ ગોપાળદાસને પોતાની પાસે બોલાવતા. બાઇબલને હમણાં બાજુએ મૂકાવ્યું અને પરીક્ષાનાં પુસ્તકો ભણાવવાનું શરૂ કર્યું. બે મહીના પછી કોલેજમાં

દાખલ થાય ત્યારે નિરાંતે બાઈબલ ભણાવવાનો ઘણોયે વખત મળશે, એમ સાહેબે માન્યું. ગોપાળદાસના નશીબે પ્લેગને લીધે પરીક્ષા માર્ચને બદલે જુન મહીનામાં ઠરી, ને અભ્યાસ માટે સારો વખત મળ્યો. અંગ્રેજીના પરીક્ષક સાહેબ પોતે જ નિમાયા. બીજા પણ એકાદ વિષયના પરીક્ષક એ કોલેજના પ્રોફેસર નિમાયા. પરીક્ષા થઇ ગઇ. ગોપાળદાસ બીજા વર્ગમાં પાસ થયા!

પરીક્ષા પછી ગોપાળદાસ ગામ આવ્યા.. પરિણામ બહાર પડયા પછી પ્રિન્સીપાલ સાહેબે એમને ઇંદોરની કોલેજમાં દાખલ થવાનો આગ્રહ કર્યો. કેટલાક દિવસ દાદાની ને કેટલાક દિવસ માતાની માંદગીના કારણે વાત ઠેલાઇ; પણ સાહેબ પીછો છોડે એમ ન હતા. આખરે ગોપાળદાસે લખી નાખ્યું કે વૃદ્ધાવસ્થાને કારણે દાદા એટલે દૂર આવવાની રજા આપતા નથી એટલે હું વડોદરા કોલેજમાં દાખલ થયો છું. આપની પાસે રહીને બાઇબલ શીખતાં મને આનંદ થાત, પરંતુ હવે તો મહેરબાની કરીને વડોદરાના કોઇ પાદરી ઉપર ભલામણપત્ર મોકલશો કે હું તેમની પાસેથી શીખી શકું. ભલા સાહેબે આ મુમુક્ષુને માટે ભલામણપત્ર મોકલ્યો અને પાદરી સાહેબને પરભાર્યું પણ લખી નાખ્યું. પરંતુ આ નવા ગુરૂજી પાસેથી ગોપાળદાસે થોડાજ દિવસ જ્ઞાનપ્રાપ્તિ કીધી!

ગોપાળદાસ કોલેજમાં દાખલ થયા તે વર્ષ હિંદની જાગ્રતિના ઇતિહાસમાં પ્રસિદ્ધ પામેલું ૧૯૦૭–૮ નું વર્ષ હતું. બંગભંગને લીધે બંગાળીઓએ આખા હિંદને ખળભળાવી મૂક્યું હતું. અને જે અનિષ્ટ બનાવો બંગાળામાં બન્યા તેની ઉશ્કેરણીના દોષનું આરોપણ લો. મા. તિલક મહારાજ ઉપર થયું. લોકમાન્યે આ પરિસ્થિતિને માટે સરકારની દુષ્ટ નીતિને

જવાબદાર ગણી અને તે સંબંધમાં "દેશનું દુર્દૈવ" નામનો લેખ "કેસરી"માં લખ્યો. આ લેખમાં સરકારને રાજદ્રોહ જણાયો. લોકમાન્ય ઉપર ખટલો ચાલ્યો અને "જે દેશ ઉપર પ્રેમ કરવાનો તમે દાવો કરો છો તે દેશમાંથી તમને છ વર્ષ બહાર રાખવામાં જ દેશનું ભલું છે" એમ કહી હાઈકોર્ટે તેમને દેશનિકાલની સજા કરી! "વ્યક્તિઓનું અને રાષ્ટ્રોનું ભાગ્ય આ ન્યાયમંદિરના કરતાં વધું ઉચ્ચ વ્યક્તિઓ—શક્તિઓના હાથમાં રહે છે અને જે સિદ્ધાંતને માટે હું લડું છું તેનો ઉત્કર્ષ મારા છુટાપણાના કરતાં મારા કારાગ્રહવાસથી જ કરવાની એ જગન્નિયંતાની ઇચ્છા હશે" એમ કહીને એ નરકેસરીએ કરોડો ભારતવાસીનો પ્રેમ જીતી લઇ છ વર્ષને માટે વિદાય લીધી. આ વખતે આખા દેશમાં વજ્રપાત થયો હોય તેમ હાહાકાર વર્તી રહ્યો. મીલમજુરો મીલો છોડી નીકળી પડયા, દુકાનદારો દુકાનો બંધ કરી બેઠા અને વિદ્યાર્થીઓએ શાળા કોલેજો ખાલી કરી હડતાળદ્વારા પોતાની લાગણી પ્રદર્શિત કરી.

વડોદરા કોલેજના વિદ્યાર્થીઓએ પણ આખા દેશની એકત્ર લાગણીનો પડઘો હડતાળ પાડીને ઝીલ્યો. બહારગામના લગભગ તમામ વિદ્યાર્થીઓ હડતાળ ઉપર ગયા. બિચારા શહેરના અને ખાસ કરીને અમલદારવર્ગના કેટલાક વિદ્યાર્થીઓ કોલેજમાં રહ્યા. આ થોડા વિદ્યાર્થીઓને પણ ખેંચવા જોઇએ એવું હડતાલીઆઓને લાગ્યું, પણ બિલાડીને ગળે ઘંટ કોણ બાંધે એ સવાલ ઉપસ્થિત થયો. ગોપાળદાસે બીડું ઝડપ્યું અને એક બે સાથી સાથે કોલેજમાં દાખલ થયા. આ વખતે પ્રો. નાયક વર્ગમાં હતા. તેમણે ગોપાળદાસને પૂછ્યું—"કેમ પધાર્યા છો?"

જવાબ મળ્યો:—"સાહેબ, આપ નથી જાણતા આજે તિલક મહારાજ દેશપાર થયા છે! આજે તે ભણવાનું હોય?"

"સમજ્યો. તમે એકદમ બહાર નીકળી જાઓ."

"આ ભાઇઓ ઉઠે એટલે તરત જ જાઉં છું, સાહેબ!"

કેટલાક વિદ્યાર્થીઓને ફરજની અને આ નિર્ભયતાની અસર થઇ. તેમને લઇને ગોપાળદાસ ચાલી નીકળ્યા.

ગોપાળદાસની ભક્તિનો એક પ્રસંગ નોંધીને આ પ્રકરણ સમાપ્ત કરીશું.

સને ૧૯૦૭ ની સુરતની પ્રસિદ્ધ કોંગ્રેસ વિખરાયા પછી તરત જ અરવિંદ બાબુ સુરતથી વડોદરે પધારેલા. તે વખતે તેમને સ્ટેશને આવકાર આપવામાં વડોદરાના વિદ્યાર્થીઓ આગળ પડ્યા હતા. તે વખતે ગોપાળદાસ ભીડ અને દોડાદોડીમાં સ્ટેશનના પગથીયા ઉપરથી પડી ગયા. તેમને હાથે ઘાણું વાગ્યું; પરંતુ તેની દરકાર નહિ કરતાં બાબુની ગાડી વિદ્યાર્થીઓએ ખેંચવી એવા આગ્રહથી ઘોડા છોડાવી નાંખ્યા અને તાપ, થાક અને જખમનો ત્રિભેટો થવા છતાં ગાડી ખેંચવામાં આખે રસ્તે સૌ વિદ્યાર્થીની સાથે તેઓ પણ સામેલ રહ્યા. આટલો એમનો દેશપ્રેમ હતો. એ વખતે એમને ગાડી ખેંચતા જોઇ એક વડિલે ઠપકો આપ્યો કે—"આપે તો સહેજ માઝામાં રહેવું જોઇએ. આપના મોભ્ભાનો વિચાર રાખવો જોઇએ ને?" તેમને ગોપાળદાસે જવાબ આપેલો કે—"હું વિદ્યાર્થી રહ્યો. વિદ્યાર્થીને દેશકાર્ય કરતાં મોભ્ભો જોવાનો કેવો?" અભ્યાસ પૂરો કરીને ગાદીએ બેસીશ ત્યારે બધો વિચાર કરવા જેવો હશે તે કરીશું!"*

વડોદરામાં ભણવા કરતાં લહેર વધારે કરેલી, એટલે પ્રીવીચસમાં પણ નાપાસ થયા ને પછી દાદાના અવસાનને લીધે

* "પટેલબન્ધુ"—દરબાર ખંડ.

આગળ અભ્યાસ ચાલુ રાખવાની તક જતી રહી. એમના જેવા પાણીદાર યુવક અને મોતીભાઇ જેવા કેળવણીના હિમાયતીનો સતત સંબંધ છતાં એમને ગ્રેજ્યુએટ થવાની બન્નેની આશા મનમાંજ રહી ગઇ. ભલે, ગોપાળદાસ યુનિવર્સિટીની પદવી ન મેળવી શકયા, પરંતુ તેના કરતાંય ઉંચી પદવી આજે એમણે લીધી છે!

૫

## ગાદીનશીન

ગોપાળદાસ વડોદરામાં હતા તે દરમિયાન એક લાગવગ-વાળી અને આખી દુનિયામાં વિસ્તાર પામેલી મંડળીની ખ્યાતિ એમના સાંભળવામાં આવી. આ દેશના લગભગ દરેક મોટા અમલદારો અને તેમની મૈત્રીથી બંધાયલા અનેક પ્રસિદ્ધ શહેરીઓ એ મંડળીના સભાસદ હોય છે. ગોપાળદાસ પણ પણ આ લાગવગવાળી મંડળીમાં દાખલ થવાને લલચાયા. અને સને ૧૯૦૯ માં વડોદરાની શાખામાં દાખલ થયા. પાછળથી કાઠિયાવાડમાં રહેવાનું થતાં રાજકોટની શાખામાં પણ જોડાયા. અહીં એમનો ઘણા મોટા અમલદારો સાથે પરિચય થયો અને તે પરિચય આગળ ઉપર એમને મદદગાર પણ થયો; પરંતુ અત્યાર સુધી વૈષ્ણવ આચાર વિચારમાં ઉછરવાને લીધે શુદ્ધ રહેવા પામેલા ગોપાળદાસ સંગદોષથી આ મંડળીમાં સુરાપાનનો પ્રતિબંધ નહિ રાખનાર બન્યા. જોકે સંસ્કાર બળે પ્રારંભના ત્રણેક વર્ષ ગોપાળદાસ મક્કમતા જાળવી રહ્યા ખરા, પરંતુ આખરે પડયા!

સને ૧૯૧૦ ના ફેબ્રુઆરીમાં દાદાનું પૂજામાં બેઠાં બેઠાં અવસાન થયું અને વારસાની ખટપટ શરૂ થઈ. દેશાઈજી સને ૧૯૦૫ માં દત્તવિધાન કરી ગયા હતા. એ પ્રસંગની છબી લેવડાવવામાં આવી હતી અને આઠ આનાના સ્ટાંપ ઉપર ગોપાળદાસને દત્તક લેવા બાબતનો દસ્તાવેજ પણ લખી ગયા હતા. એ દસ્તાવેજ પ્રથમ ઓછી સ્ટાંપ ફીનો ગણવામાં આવ્યો પણ નોંધણી ખાતાના વડાએ તેમાં મીલકતનું વર્ણન ન હોવાથી કેવળ દત્તક લેવા બાબતનો દસ્તાવેજ ગણી યોગ્ય ફીવાળો ઠરાવી કબૂલ રાખ્યો હતો. દાદા ગોપાળદાસને જ પોતાના દત્તક ઠરાવી ગયા હતા અને જન્મથી જ એમને પોતાની પાસે રાખી કેળવ્યા હતા, એ હકીકત આખું ગામ જાણતું હતું. છતાં જેમને ગોપાળદાસની મીલકતના ટ્રસ્ટી નીમવાની યોજના થયેલી અને જેઓ દાદાની હૈયાતીમાં રાત્રિદિવસ હવેલીમાં જ બેસી રહેતા હતા તેઓએજ સ્વાર્થને લીધે ગોપાળદાસને દત્તક નથી લીધા અને પાટીદાર કોમમાં દીકરીના દીકરાને દત્તક લેવાતા પણ નથી એમ કહી વારસાના દાવાદાર થયા. આ વાતની પેટલાદ મોતીભાઈને ખબર પડતાં તેમણે વસો આવી આખા ગામની જાહેર સભા બોલાવી અને તેમાં ગોપાળદાસ જ રીતસર અને કાયદેસર હક્કદાર છે એવો ઠરાવ કરી પોલીટીકલ એજન્ટને મોકલી આપ્યો. ગોપાળદાસની જગ્યાએ તાલુકદાર થવા સાતમી પેઢી સુધીના પિતરાઈ દાવાદારો જાગેલા અને ગાદીરૂપી દમયંતીને વરવાને ૩૦-૩૫ ઉમેદવારરૂપ નળ ઉભા થયા.

રાજકોટની ઓફીસ ગોપાળદાસના લાભમાં ન હતી. પરંતુ ઝાલાવાડના પોલિટીકલ એજન્ટ અને મુંબઈની ઓફિસ ગોપાળદાસના હિતમાં હતી. કેસ ચાલતો હતો તે વખતે પાટીદાર જ્ઞાતિમાં ભાણેજના હક્કથી વસોમાં જ વારસ ઠરી ચૂકેલા સદ્-

ગૃહસ્થો તેમજ શંકરદાસના કુંટુંબના પ્રતિષ્ઠિત ગૃહસ્થોનું એક પંચ પણ પોલીટીકલ એજન્ટની મુલાકાતે ગયું હતું. તેમણે પાટીદાર કોમમાં દીકરીના દીકરાને દત્તક લઈ શકાય છે, એવી ખાત્રી સાહેબને કરાવી હતી; અને ગોપાળદાસના પક્ષનું સમર્થન કર્યું હતું. વરસેક દિવસ કેસ ચાલ્યો અને પરિણામ ગોપાળદાસના લાભમાં ઉતર્યું. આ કેસને અંગે ગોપાળદાસે કોઈને લાંચ આપી નથી અને પોતાનું સ્વમાન કદી ગુમાવ્યું નથી. એ સમયે એઓ વઢવાણકાંપમાં મુકામ રાખીને રહ્યા અને અને મુંબઈ સેક્રેટરીએટમાં અધિકારીઓને જાતે મળી આવી પોતાનું કામ કરી લેતા. કેસ દરમિયાન એક વખત એમને મુંબઈ મળી આવવાની સલાહ મળી. સાહેબ ચાર્જ છોડી છૂટા થવાના હતા એટલે નવા આવનાર માટે બધાં કામોના કાગળીઆં કાળજીપૂર્વક સાચવીને બાંધી રાખતા હતા. ગોપાળદાસ તેમને મળ્યા અને કેસના સંબંધમાં કહેવાની હકીકત કહી. સાહેબ બહાદુરે પોતે ફારેગ થવાના હોવાથી કશી તસ્દી લેવાનો ઇન્કાર કર્યો. ગોપાળદાસ રજા લઈને ઉઠયા. પરંતુ ઉઠતાં ઉઠતાં એમણે જે સ્પષ્ટવક્તાપણું અને સ્વતંત્ર ખવાસ દર્શાવ્યો તેની સાહેબના ઉપર ભારે અસર થઈ. તેમને પાછા બોલાવવામાં આવ્યા અને એમનાં કેસનાં કાગળીઆનાં બંડલ છુટયાં. ગોપાળદાસે વિદાય લીધી. એમને સરકારે દત્તક તરીકે સ્વીકાર્યા અને દત્તક તરીકે મંજુર થનારને અત્યાર સુધી સરકારને વરસેક દહાડાની આવકનો નજરાણો ધરાવવાનો રિવાજ હતો તેમાંથી આખા કાઠિયાવાડમાં પહેલ વહેલી એમને મુક્તિ મળી. પાછળથી ના. શહેનશાહના રાજ્યાભિષેક પ્રસંગે સઘળાંને એ લાભ મળ્યો. જીત મળતાં એમણે પોતાનાં ત્રણે ગામના લોકોને મિષ્ટાન્નભોજન આપ્યાં હતાં.

ગોપાળદાસના હરિફ ઉમેદવારોમાં રા. વિઠ્ઠલદાસ ઘણા લાગવગવાળા હતા. તેઓ ગોપાળદાસના જનકપિતાના સબંધે પિતરાઇ ભાઇ થાય અને ગોપાળદાસની પેઠે વસોમાં કશિયાભાઇ વાળી શાખાના વારસા ઉપર આવ્યા હતા, એટલે અહીં પણ પિતરાઇના સંબંધે હતા. વડોદરા રાજ્યમાં એમનો લાગવગ અહોળો હતો અને તે પરંપરાએ એમને જીતવાની આશા ઘણી હતી. કેસનું પરિણામ બહાર પડયા અગાઉ ત્રણચાર દિવસ પહેલાં એમને પાકે પાયે એમના મિત્રો મારફતે સફળ થવાની ખબર હતી. આખું વસો આ સમાચાર જાણી તળેઉપર થઇ ગયું. સૌ કોઇ ગોપાળદાસને ચ્હાતું હતું, એટલે કેટલાક સજ્જનો ગોપાળદાસ પાસે આવ્યા. તેમને બધી વાતથી વાકેફ કર્યા અને એકદમ મુંબઇ જવાને અને પાંચ પચાસ હજાર રૂપીઆ ખરચવા ઘટે તો ખરચી નાખવાની સલાહ આપવા મંડયા. ગોપાળદાસે શાંતિથી જણાવ્યું કે પરિણામ મારા લાભમાં જ આવનારૂં છે એવી મારી પક્કી ખાત્રી છે. અને ધારો કે વિઠ્ઠલદાસને માટે લખાણ થઇ જ ચૂકયું હોય તો હવે મારૂં મુંબઇ જવું વૃથા છે. ગમે તેટલા પ્રયત્ને તે ફરી શકશે નહિ. છતાં લાગણીના પૂરમાં તણાતા સ્વજનોએ આગ્રહ ન છોડયો એટલે નિરૂપાયે ગોપાળદાસને એક ટાઇપ કરેલો કાગળ તેમને બતાવવો પડયો. સ્વજનોના આનંદનો પાર ન રહ્યો. ચૌટે અને ચોરે વાયુવેગે વાત ફેલાઇ ગઇ. આખું ગામ આબાળવૃદ્ધ સર્વે હવેલીના ચોગાનમાં એકઠું થયું અને ગોપાળદાસ તરફનો પ્રેમભાવ ઠાલવવા લાગ્યા. નોંધવા જેવું તો એ હતું કે રા. વિઠ્ઠલદાસ અને બીજા હરિફો પણ આ આનંદોત્સવમાં હાજર રહ્યા હતા. કેસ દરમિયાન પણ ગોપાળદાસે કોઇને માટે પણ રતિભાર દ્વેષ રાખ્યો ન હતો. વઢવાણમાં કેસની

રજુઆત વખતે રા. વિઠ્ઠલદાસ તરફથી તેમના કારભારીઓ આવ્યા હતા. ગોપાળદાસે તેમને કહ્યું કે આપણે કેસને પ્રસંગે ભલે લડતા હોઇશું પણ વઢવાણમાં મારૂં ઘર છે તે મૂકીને જમવા તો તમને બીજે નજ જવા દઉં. કારભારીઓએ પણ તેટલા જ વિવેકથી ગોપાળદાસનું આમંત્રણ સ્વીકાર્યું હતું. તેનું અને રા. વિઠ્ઠલદાસની ખાનદાનીનું આ પરિણામ છે. આજે એ ગોપાળદાસનાં ગામ જપ્ત કરનાર સરકાર કે તેના મેનેજરથી એજંટ સુધીના અમલદારો પ્રતિ એમનાં ઉદાર દિલમાં દ્વેષનો છાંટોયે નથી. મહાત્માજીનો અહિંસાનો સિદ્ધાંત ગોપાળદાસના પારદર્શક હૃદયમાં બરાબર ઉતરી ગયો છે.

ગોપાળદાસ ઢસાના દરબાર અને રાયસાંકળીના તાલુકદાર થયા અને વઢવાણ કાંપમાં રહેવા લાગ્યા. પરંતુ રૂપાળીબાની સાથે (ગોપાળદાસનાં માતુશ્રીનાં સાવકાં મા) જીવાઈ–વર્ષાસન સંબંધમાં ત્રાહિત માણસની ભંભેરણીથી છેક છ સાત વર્ષ સુધી એમને કોર્ટમાં લડવું પડયું. આખરે માતા અને દોહિત્ર બન્ને લજાયાં: ગોપાળદાસે માતુશ્રીને મસ્તક નમાવ્યું અને જેટલું વર્ષાસન માગે તેટલું આપવા સ્વીકાર્યું. બીજી બાજુ બાએ ગોપાળદાસ જે આપે તેજ લેવાનો આગ્રહ રાખ્યો. આખરે મધ્યસ્થ પંચે માસિક ૧૭૫ રૂપીઆનો આંક પાડયો અને બન્નેએ તે સ્વીકાર્યો. બા હવેલી નજીક ડહેલાના મેડે સ્વતંત્ર રીતે રહેવા લાગ્યાં. અત્યાર સુધી તેઓ ડાકોરમાં રહ્યાં હતાં.

જયારે દાદા મરણપથારીએ સૂતા ત્યારે જીભાઈ મામા આમદાવાદ ગયા હતા અને તેમના ભત્રિજા કાઠિયાવાડમાં હતા. ગોપાળદાસ દાદાની પાસે હતા. તેમણે તાર કરીને પોતાના મોટાભાઇને બોલાવ્યા. સૌ સ્મશાને ગયા અને તેમના કારભારી માણેકલાલે દાદાના માનીતા હજામ કે જેની પાસો

જામદાર ખાનાની ચાવી રહેતી તેને સમજાવીને ચાવી કબજે કરી.

જીભાઈ મામા વિગેરે બીજે દિવસે આવી પહોંચ્યા અને કુંચી હજામ પાસે રાખવામાં તેમને સલામતી ન લાગી. બે ત્રણ વખત ઉઘરાણી કરવામાં આવી: હજામ ગભરાયો ને ગોપાળદાસ પાસે ગયો; પણ નિષ્ફળ થયો એટલે તેમને શાપ આપતો રોતો રોતો બા પાસે પહોંચ્યો. પોતાની નિર્દોષતા વર્ણવી ગોપાળદાસ માથે ચાવી ઉઠાવી જવાનો આરોપ મૂકયો.

બાએ ચાવી મેળવવા હઠ કરી, પરંતુ ગોપાળદાસે સમજાવ્યું કે તેરમું વીતી જવા દો. હમણાં તમને ચાવીની પડી છે એમ લોકો જાણશે તો શો અભિપ્રાય બાંધશે ?

દાદાના સ્વર્ગવાસના બીજે જ દિવસે શ્રી મોતીભાઇને ગોપાળદાસે બોલાવ્યા અને સદ્‌ગતના પુણ્યાર્થે પુસ્તકાલયમાં ૫૦૦ રૂપીઆ આપવાની ઇચ્છા દર્શાવી. પુસ્તકાલયનું નવું મકાન તેજ દિવસે ખુલ્લું મૂકાતાં રૂા. ૫૦૦) ની સખાવત રા. ગોપાળદાસ તરફની જાહેર થઇ. તુરત જ જીભાઇ મામાને આ વાતની ખબર થઇ, એટલે તેમણે અધિકારયુક્ત ઢબથી પૂછયું:—" ગોપાળદાસ ! તેં કોને પૂછીને ૫૦૦ રૂપીઆ ભર્યા ? " સમય જોઇને ગોપાળદાસે સીનો ફેરવ્યો અને તેટલી જ સ્વતંત્રતાથી જવાબ વાળ્યો:—" મામા ! હવે મારે પૂછવાનું કોને રહ્યું ? જેને પૂછવાનું હતું તે તો ગયા ! " કાબેલ મામા સમજી ગયા અને બોલ્યા:—" કેમ કોને ? બાને પૂછવાનું ખરૂં કે નહિ ? " " એમાં બાને શું પૂછવું ? અને દાદાની પાછળ સારાં કામમાં બાની કાંઇ નામરજી હોય ? " આરંભના આ એકજ પ્રસંગથી ગોપાળદાસનું વર્ચસ્વ હવેલીમાં સ્થાપિત થયું. ગોપાળદાસ મરણ પાછળના ખર્ચને અઘટિત માનતા હતા પરંતુ આ વખતે ઘરમાં કલેશ ન થાય તે માટે જુના કારભારીઓની ઇચ્છા પ્ર-

માણે વરો થવા દીધો અને એક બે દિવસના જમણવારમાં રૂા. ૨૦ હજારનું પાણી થયું.

તેરમા પછી બાએ ચાવી અને દાગીના માટે હઠ લીધી અને અન્ન ત્યજ્યું. આ વાતની ચતુરભાઇને ખબર થતાંજ તેઓ નારાજ થયા અને ગોપાળદાસને ઠપકો આપ્યો:—"તમે સાવલીના લાગતા નથી. આપણા ઘરમાં આ સ્થિતિ શોભે? સોંપી દો એમને ચાવી, લેવા હોય તેટલા દાગીના લઇ લે." ચાવી આપવામાં આવી. બાએ દાગીના લીધા. ગોપાળદાસે એની પહોંચ લખાવી લેવાની સૂચના કરી પણ પાટીદારને શોભે એવા મોટા અને નિખાલસ મનથી ચતુરભાઇએ જવાબ વાળ્યો:— "એમાં પહોંચ શેની? એમનું હતું ને એમણે લીધું. ક્યાં એ ફરી જવાનાં છે કે મને દાગીના નથી મળ્યા?" આ રીત અપાયલા દાગીનાની કિંમત અદાલતે ૨૭ હજારની આંકી હતી પણ હવેલીનાં માણસો તેથીય વધારે કિંમતના હતા એમ માનતા.

ગોપાળદાસ દત્તક ક્યાંનો આનંદોત્સવ વસોમાં ઉજવાઇ ગયો અને વર્તમાનપત્રોમાં તેના સમાચાર પ્રકટ થઇ ગયા, પરંતુ રીતસરના ખબર હજી મળ્યા ન્હોતા. ગોપાળદાસ વઢવાણ ગયા અને તેજ દિવસે તારથી રાજકોટથી એમને દત્તક સ્વીકારવાના સમાચાર પોલિટિકલ એજન્ટને મળ્યા. ગોપાળદાસનો જવાબ માગવામાં આવ્યો કે:—હજી અમને તો આજે ખબર મળે છે અને તે પહેલાં તમે કેવી રીતે જાણ્યું?

"જો તમે ઓફિસની રાહે પૂછતા હો તો મારો જવાબ એ છે કે મને બે દિવસ ઉપર સ્વપ્ન આવ્યું હતું અને તેમાં અમારા ઇષ્ટ દેવી અંબામાતાએ મને કહ્યું કે તું મંજુર થયો છું. મેં શ્રદ્ધાળુ હોવાથી એ વાત સાચી માની."

"આ ખુલાસો સંતોષકારક નથી. સ્વપ્નની વાત ચાલી શકે નહિ."

ગોપાળદાસે ગજવામાંથી પેલો ટાઇપ કરેલો કાગળ કાઢયો અને સાહેબ સામે ધર્યો! સાહેબ મુંઝાયા અને ખુલાસાની વાત વિસરી ગયા.

વિજયાદશમીને દિવસે (સંવત ૧૯૬૭) ગોપાળદાસનો સાંકળીમાં યથાવિધિ રાજ્યાભિષેક થયો.

ગોપાળદાસને તાલુકદારી મળી તેનો આનંદ આખા વસોએ ઉજવ્યો. ખાસ કરીને વસોના મહાજન અને મુમન શેખભાઇ-ઓનો ભાવ એમના પ્રતિ અપ્રતીમ છે. તાલુકદારી મળી ત્યારે ગામની જુદી જુદી કોમોએ પોતાના વાસમાં બોલાવી તેમનો જાહેર સત્કાર કર્યો હતો.

---

૬

## લગ્ન અને સમાજસુધારક તરીકેના પ્રયત્નો.

---

ગોપાળદાસનું પહેલું લગ્ન તેમની ૧૧ વર્ષની વયે સંવત ૧૯૫૫ ચૈત્ર શુદ ૧૫ ને દિવસે નડીઆદમાં થયું હતું. એમના સસરા રણછોડભાઈ ગોકળભાઇ અમરેલી પ્રાંતના નાયબસુબા હતા. ગોપાળદાસનાં પત્ની સૌ. ચંચળબા ક્ષયરોગથી સં. ૧૯૬૮ માં ચિ૦ સૂર્યકાન્ત નામે એક પુત્રને મૂકી અવસાન પામ્યાં. એમના તરફ ગોપાળદાસનો પ્રેમ એટલો બધો હતો કે પાંચ છ માસ મંદવાડ લંબાયો તે સઘળો વખત એઓ બીજા કામકાજ છોડીને એમની સેવાચાકરી કરવામાંજ મંડયા રહેતા. દવા વિગેરેમાં ખર્ચ પણ પાંચ સાત હજાર રૂપીઆનું થયું હશે, પરંતુ તેના કરતાં જે કષ્ટ વેઠયું, જે તપ કર્યું અને સદ્ગતની શાંતિ અને સુખને માટે જે જે કર્યું તેમાં એમનાં

ન્દીલની મહાનુભાવતા ઝળકી ઉઠે છે. હિંદુ સંસારમાં અને ખાસ કરીને પાટીદાર કોમમાં સ્ત્રીઓની કિંમત ઘણી ઓછી આંકવામાં આવે છે, અને ઘણી વખત તેને બેશરમરીતે પગરખાંની ઉપમા પણ આપવામાં આવે છે. આ સંજોગોમાં ગોપાળદાસનું વર્તન હિંદુઓએ અને ખાસ કરીને પાટીદાર ભાઈઓએ લક્ષમાં રાખવા જેવું છે.

સૌ. ચંચળબાએ મરણશય્યા ઉપરથી ગોપાળદાસ પાસે સાત ગામમાં* લગ્ન નહિ કરવાની માગણી કરી. અને ગોપાળદાસે તે માગણી સ્વીકારવાનું વચન આપીને તેમનું શાંત્વન કર્યું.

આ વચન લેવામાં સદ્ગત બાઈની દૂરંદેશી રહેલી હતી. આ સાત કુલીન ગણાતાં ગામો એક બીજાની સાથે સગાઈની ગાંઠથી સંકળાયલા છે. એટલે એ ગામમાંથી આવનાર બાઈનાં સગાંવહાલાં અને પક્ષ કરનાર વસોમાં ઘણાં મળી આવે. આ સંજોગમાં જો તે બાઈ ચિ. સૂર્યકાન્તને કનડગત કરે તો ગામમાં પુત્રની દાદ ન સંભળાય. જ્યારે ત્રાહિત ગામથી આવનાર બાઈનાં સગાંવહાલાં કે પક્ષકાર ગામમાં હોવાનો સંભવ ન હોવાથી તેને બે શબ્દ કહેવાને સૌ પ્રેરાય અને સૌની મમતા ચિ. સૂર્યકાન્ત તરફ ખેંચાયલી રહે ! ગોપાળદાસે આ વચન પાળ્યું.

સ્વ. ચંચળબાની પાછળ બારમાનો પ્રસંગ આવ્યો. ગોપાળદાસ મરણ પાછળના વરાઓના કટ્ટર વિરોધી હોવાથી તેમણે તે ન કરવાનો નિશ્ચય કર્યો; પરંતુ પોતાના નિશ્ચયમાં જ્યારે તેઓ ફળીભૂત ન થયા ત્યારે એ ક્રિયામાંથી અલગ રહેવાને ખાતર એ દિવસોમાં તેઓ વડોદરે જઈ રહ્યા. આમ અધર્મની

---

* ૧ વસો. ૨ સોજીત્રા. ૩ નડિયાદ. ૪ અડધું સાવલી. ૫ કરમસદ. ૬ ધર્મજ. ૭ બાદરણ.

સાથે અસહકાર કરવાની વૃત્તિ એમનામાં મૂળથીજ રહેલી દૃષ્ટિગોચર થાય છે.

ચંચળબાના અવસાન પછી તરતજ અનેક માગાં આવવાં શરૂ થયાં અને સગાંવહાલાંઓના દાબદબાણ ચાલ્યા. પોતાની સ્ત્રી સાથે અમાનુષી વર્તન રાખનાર અરે, તેનું ખૂન કરનાર માણસોને પણ કેવળ તેના બાપદાદાની કુલીનતાની પૂંજી ઉપર પોતાની ગાય જેવી દીકરી આપવા દોડનાર પાટીદારો જ્યાં પડેલા હોય ત્યાં ગોપાળદાસ જેવા પાટીદાર કુલશિરોમણિ, સત્તા અને સાધનાથી સંપન્ન અને નિર્મળ ચારિત્રના રાજવીને પોતાના જમાઇ બનાવવા માટે દોડાદોડી થાય અને લાગવગ વપરાય એમાં શી નવાઈ? પરંતુ ગોપાળદાસ એકજ ઉત્તર આપતા અને સૌ ભોંઠા પડતા:—

"હજી તો અવસાનને ચાર દિવસો વીત્યા નથી ત્યાં લગ્નની વાત કેવી? માથામાં તેલ નંખાયા સિવાય હું એ સંબંધમાં કશી પણ વાતચીત કરવા માગતો નથી, અને કરનારને રાક્ષસી હૃદયના માનું છું." તેલ નાખવું એ શોક તજવાની નિશાની છે. તેલ નાખવાની હવે ઉતાવળ થવા માંડી, પણ ત્રણ મહીના જેમ તેમ કરીને ખેંચી કાઢયા. એ પછી કુટુંબની સ્ત્રીઓના માથામાં તેલ નંખાયું અને ગોપાળદાસ તરતજ વઢવાણ ચાલ્યા ગયા. ત્યાં લીંબડીના ઠાકોર સાહેબ દોલતસિંહજી તરફથી તેમને એક કાગળ મળ્યો. તેમાં પોતાના દિવાન શ્રી ઝવેરભાઈ નાથાભાઈ અમીનનાં પુત્રી બ્હેન ભક્તિલક્ષ્મીના સદ્‌ગુણ અને કેળવણીની ઠાકોર સાહેબે પ્રશંસા કરીને ગોપાળદાસનું તેમની સાથે લગ્ન થાય એવી પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. વળી રાજકુમારીનાં અંગ્રેજ શિક્ષિકાનું પણ ભક્તિબા માટેનું પ્રમાણપત્ર સાથે સામેલ હતું.

ભક્તિબાના વિષે અત્યાર પહેલાં પણ ગોપાળદાસે ઘણું સાંભળ્યું હતું અને એક પાટીદાર પોતાની દીકરીને ૧૪ વર્ષ સુધી કુંવારી રાખીને સારી કેળવણી આપે તેના એ કાર્યને ઉત્તેજન આપવા ખાતર વસોમાં કોઇ લાયક ઠેકાણે સંબંધ થાય તેની તજવીજમાં તેઓ રહેતા. તો હવે જ્યારે પોતા ઉપર જ વાત આવી ત્યારે ઇન્કાર કેમ થાય ?

વીરસદની સાથેનો કન્યા વ્યવહાર વર્ષોથી વસોમાં બંધ હતે. એ રૂઢિબંધન તોડીને આ પગલું ભરવાનું હતું. ગોપાળદાસે પોતાની ફરજ વિચારી લીધી. એક વખત ગોપાળદાસના એક સહાધ્યાયી વિપ્રવર્ય લીંબડી જઇ ચઢયા અને દિવાન સાહેબના મહેમાન થયા. વાત નીકળતાં વિપ્રવર્યે ગોપાળદાસ પાસે 'હા' કહેવડાવવી એ મારૂં કામ કહીને તેમને વઢવાણથી લીંબડી તેડી લાવવાનું બીડું ઝડપ્યું, અને વઢવાણનો પંથ લીધો. ગોપાળદાસ સહાધ્યાયી મિત્રના ચારિત્રથી સારી રીતે પરિચિત હતા, એટલે તરતજ જવાબ વાળ્યો કે મારે લીંબડી જવું તો હતું જ પણ તમે તેડવા આવ્યા છો એટલે હાલ નહિ આવું. તમારો તેડયો હું આવું છું એવો ભાસ આપવા હું ઇચ્છતો નથી. બિચારા વિપ્રવર્ય ઝાંખા પડયા અને વિનવવા લાગ્યા. આખરે એક શરતે ગોપાળદાસે બીજે દિવસે લીંબડી જવાની કબુલત આપી, અને તે શરત એ હતી કે લીંબડી જઇને પહેલી ગાડીમાં વિપ્રવર્યે પોતાના ગામનો રસ્તો લેવો ! શરત સ્વીકારી મહારાજ લીંબડી પહોંચ્યા. ગોપાળદાસના આવવાના સમાચાર જાણી સૌને આનંદ થયો. સવારમાં મહારાજ જવા તૈયાર થયા; પણ દિવાન સાહેબને લાગ્યું કે બિચારો તેડવા ગયો હતો અને આજે ન હોય એ ઠીક નહિ, એટલે આગ્રહ કરીને મહારાજને રોકી પાડ્યા.

મુકરર વખતે ગોપાળદાસ લીંબડી આવ્યા, અને મેડીએ ચડતાં જ મિત્રના દર્શન થતાં બોલી ઉઠ્યાઃ-" કેમ, હજી તમે અહીં જ છો કે ?" મિત્રે નિસ્તેજ હાસ્ય સાથે હાથ જોડ્યા, અને દિવાન સાહેબે તેમનો બચાવ કર્યો.

પ્રાસંગિક વાતચીત પછી સૌ જમવા ઉઠ્યા. આજે પીરસનારમાં ભક્તિબ્હેન પણ હતાં. રસોઇનાં વખાણ થયાં અને તેના કર્તૃત્વનું માન ભક્તિબ્હેનને મળ્યું. વાતવિચાર થયા અને દિવાન સાહેબે વિવેક કર્યો કેઃ-" મારે માથે એવો દોષ નહિ આવે કે એકલાને સમજાવી કબૂલ કરાવી લીધું. એટલા માટે આપ આપના ભાઇઓને બીજાં સગાંવહાલાંને પૂછીને જવાબ આપજો."

" જો ઘેર પૂછીને જવાબ આપવાનું કહેતા હો તો તો અત્યારથી જ 'ના' નો જવાબ કહી રાખું છું; કારણ કે તેઓ કદી પણ વીસદમાં ઉતરવાની સંમતિ આપશે નહિ. પણ જો લોકો ગમે તે કહે તે સહન કરી લેવાને આપ તૈયાર હો તો લાવો હમણાંજ (રીતના) રૂપીઆ." ગોપાળદાસે સ્પષ્ટ કર્યું.

રૂપીઆ આવ્યા અને ગોપાળદાસને તેમના સહાધ્યાયી વિપ્રવર્યને હાથે ચાંલ્લો કરાવવાની સૂચના થઇ. ગોપાળદાસે કહ્યું, 'બીજો બ્રાહ્મણ મળે એમ નથી ? એમને હાથે ચાંલ્લો કરાવ્વો મને પસંદ નથી.' એટલે આવ્યા રસોડાના અધિરાજ ! "એના કરતાં તો મારો મિત્ર શું ખોટો હતો ?" એમ કહી આખરે ગોપાળદાસે પોતાને હાથેજ ચાંલ્લો કરી લીધો.

આ સંબંધની ખબર થતાં ગોપાળદાસ ઉપર આભ તુટી પડયું. સાવલીથી એમના મોટાભાઇ ચતુરભાઇ પણ વઢવાણ આવ્યા અને 'આ શું કર્યું ?' કહી ઠપકો આપવા લાગ્યા. દાદાએ દત્તક લીધા તે આટલા માટે કે ? તે જીવતા હોત તો આજે

તેમને કેવું લાગત ? ગોપાળદાસે શાંતપણે જવાબ આપ્યો, 'પણ હવે થયું તે થયું. મેં કબૂલ કર્યું, રૂપીઆ લીધા, હું એ બાઇના હાથની રસોઇ જમ્યો અને વાતચીત કરી; આટલે દરજ્જે ગયા પછી તમે કહેતા હો અને શોભા માનતા હો તો ઇન્કાર કરૂં. પણ હવે એ બાઇનું શું થાય તેનો વિચાર કરજો.' ચતુરભાઇ સમજુ અને વિવેકી હતા. આટલે દરજ્જે ગયા પછી સંબંધ તોડવાની તેમણે સલાહ આપી નહિ પણ સાથે સાથે જણાવી દીધું કે હું લગ્ન વખતે ભાગ લઇ શકીશ નહિ. ગોપાળદાસે પણ તેટલીજ ઉદારતાથી કહ્યું કે આપને એમાં સિદ્ધાંતભેદ લાગતો હોય તો ન આવશો તેથી મને ઓછું આવશે નહિ.

રિવાજ પ્રમાણે સંબંધ પાકો કરવા લીંબડીથી વસો માટલી મોકલવામાં આવી. પણ ગામ લોકોનો વિરોધ હતો અને લોકમતની વિરૂદ્ધ જઇને માટલી રાખવાની કારભારીની હિંમત ન ચાલી એટલે તે પાછી ફરી. ગોપાળદાસ જાતે વસો ગયા અને માટલી સ્વીકારી. વર્ષોથી ચાલતી આવેલી રૂઢી તોડવાથી કુટુંબી અને ગામના લોકો ગોપાળદાસ પર ઉકળી રહ્યા. આજકાલનો છોકરો વહેવારમાં સમજે શું ? કેટલું અભિમાન કે કોઇને પૂછતો પણ નથી ? આવાં ઝેર રેડનારનો પણ ગામમાં અભાવ ન હતો.

ગોપાળદાસ ગામમાં આવતાં કુટુંબીજનો અને બીજા આગેવાનો હવેલીમાં આવ્યા. અને ગોપાળદાસના પગલાને અઘટિત ઠરાવવા લાગ્યા. ગોપળદાસ બધાનું સાંભળી લીધા પછી બોલ્યા, "આમાં તમારો અનાદર કરવાનો ઇરાદો હતો જ નહિ. તમે ભાઇઓ અને મુરબ્બીઓને નારાજ કરીને હું એ સંબંધ કાયમ રાખવા નથી ઇચ્છતો. એના કરતાં તો વચનભંગનું પાપ પણ

વહોરી લેવાને હું તૈયાર છું. પણ કોઇ કામ ગમે તેવો સામાન્ય માણસ કરી આવ્યો હોય છે તોપણ આપણે તેને એકાએક પાછું ઠેલતા નથી. તો મારી જાતે જ હું જે કરી આવ્યો છું તે રદ કરાવવામાં મારા સ્વમાનના ભોગે કોઇને અભિમાન લેવાનું મળતું હોય તો તે આપવા હું તૈયાર છું અથવા તો મારી ભૂલ બદલ તમે ઠરાવો તે દંડ ભરૂં." જેમણે બેપરવાઈ અને ઉદ્ધતાઇભર્યા જવાબની આશા રાખી હતી તેઓ ગોપાળદાસના આ નમ્ર અને વિનયના વચનથી પીગળી ગયા અને બોલી ઉઠયા, "બસ, અમારે હવે કશું કહેવાનું નથી. સુખેથી લગ્ન લ્યો. અમે બધાયે આવીશું."

શ્રી. ઝવેરભાઇએ શુદ્ધ વ્યવહાર અને સદ્‌ગુણોથી ઠાકોર સાહેબની પ્રીતિ સંપાદન કરી હતી. ઠાકોર સાહેબ ભક્તિબ્હેનને પોતાના જ દીકરી માનતા, અને કન્યાદાન પણ પોતે જ આપવા ઇચ્છા ધરાવતા હતા એટલે તેમની અનુકૂળતા ખાતર પાટીદારોમાં સ્વસ્થાનમાં જ લગ્ન કરવાની ચાલતી આવેલી રૂઢીને બાજુએ મૂકીને શ્રી ગોપાળદાસ અને ભક્તિબાનાં લગ્ન લીંબડીમાં જ સંવત ૧૯૬૯ ના મહા વદ ૭ ને રોજ મોટા ઠાઠમાઠથી કરવામાં આવ્યા. પાટીદાર કોમના અનેક આગેવાનો અને સુશિક્ષિત ગૃહસ્થો ઉપરાંત ગોપાળદાસના વખતના ગરાસીઆ સ્કૂલના પ્રિન્સીપાલ મી. સ્ટ્રીપ, મીસીસ સ્ટ્રીપ તેમજ મી. શાર્પ સાથે આ પ્રસંગે પધાર્યા હતા. ઠાકોર સાહેબે સ્વહસ્તે કન્યાદાન દીધું અને ભક્તિબ્હેનને આજીવન ૨૦૦ રૂપીઆનું વર્ષાસન કન્યાદાનમાં બાંધી આપ્યું, અને તે લીંબડીના સ્ટેટ ગેઝેટમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યું. લગ્નના જમણવારમાં અને તથા સહેમાનોની પંક્તિમાં ભોજન લેવા બેસીને ઠાકોર

સાહેબે પોતાના દિવાન તેમજ વરપક્ષના ગૌરવનો પરિચય કરાવ્યો.

આ પ્રસંગે લીંબડીના મહાજને દરબારશ્રી ગોપાળદાસને માનપત્ર આપ્યું હતું.

અનિષ્ટ રૂઢિઓનાં બંધનની સામે ગોપાળદાસ મૂળથી જ ઝુઝતા આવ્યા છે. આ લગ્ન સંબંધમાં તેમણે પરઠણ નહિ લેવાનો નિશ્ચય દિવાન સાહેબને જણાવ્યો હતો. પરંતુ વીરસદ અને વસો વચ્ચેનો લગ્ન સંબંધ તુટયા પછી આ પહેલો જ વિવાહસંબંધ હતો અને જો પરઠણ બીલકુલ નહિ લેવાય તો ભવિષ્યમાં બીજા સંબંધ થતા કદાચ અટકી જાય એવી સમજથી દિવાન સાહેબે સ્વેચ્છાથી ૧૫૦૦ રૂા. ની પરઠણ આપી હતી અને ગોપાળદાસને તે સ્વીકારવી પડી હતી. આ બાબતમાં સંજોગ અને હેતુ ગમે તેવા હોય તોપણ જેમ આત્મશુદ્ધિની લડતમાં આપણું ધ્યેય સાધવા અશુદ્ધ ઉપાયોનો ઉપયોગ આપણે નથી કરતા તેમ વીરસદ વસ્તી વચ્ચેનો લગ્ન સંબંધ ચાલુ કરવાની આશામાં પરઠણની અતિ અનિષ્ટ રૂઢિની પરોક્ષરીતે પણ ગોપાળદાસ જેવા તરફથી બરદાસ ન જ થવી જોઇતી હતી.

દશ વર્ષ પહેલાંના ગોપાળદાસ અને અત્યારના ગોપાળદાસની દૃઢતામાં ઘણો ફેર પડયો છે. અત્યારે તેઓ સિદ્ધાન્તને જાળવવા જરાએ મચક આપતા નથી. હમણાં જ એમના સગાભાઇ સ્વ. ચુનીભાઇ જેઓ વસોમાં એમના પિતરાઇ—કશિયાભાઇવાળી એક શાખામાં દત્તક લેવાયા હતા તેમના એકના એક પુત્ર ભાઇ શાંતિલાલનાં લગ્ન તેની ૧૬ વર્ષથી પણ નાની વયે દશ હજારની પરઠણ સાથે કર્યાં. શાંતિલાલના પિતા સ્વર્ગવાસી થયેલા હોવાથી ગોપાળદાસ સિવાય બીજા કોઇ

ફરતા કારવતા ન હતા. ગોપાળદાસના લગ્ન પછી કેટલેક વર્ષે સામાજીક સુધારાને માટે ચરોત્તર પ્રદેશના શિક્ષિત યુવકોમાં ક્રિયાત્મક હીલચાલ પ્રસરી હતી અને કેટલાક યુવકોએ પરઠણ-વાળા અને ૧૬ વર્ષની અંદરની વયના લગ્નમાં ભાગ નહિ લેવાની પ્રતિજ્ઞા લીધી હતી. ગોપાળદાસ પણ એવી પ્રતિજ્ઞા લેનારમાંના એક હતા. શાંતિલાલના લગ્ન પ્રસંગે ગોપાળદાસની દૃઢતાની કસોટી થઇ. પોતાનાં વિધવા ભાભી અને ભત્રિજાની મનોદશાનો એમને ખ્યાલ હતો. પોતે લગ્નમાં હાજર ન રહે તો એમને ઘણું માઠું લાગે, અને લોકાપવાદના પ્રહાર પણ પડે; પરંતુ એ સઘળું સહન કરી લઇને ય ગોપાળદાસે સિદ્ધાન્તનું પાલન કર્યું !

* * *

ગોપાલદાસનો દરજ્જો ચાલતા આવેલા વહીવટ પ્રમાણે એવો છે કે જ્યારે તેઓ બહાર નીકળે ત્યારે એક છડીદાર, એક છત્રધર, એક મશાલચી, બે ત્રણ સિપાઇ, એક હજુરીઓ, એક કારભારી અને એક ગોર આટલું લશ્કર એમની સાથે હોય. કોઇના લગ્નમાં જવાનું થાય ત્યારે પણ આથી ઓછું ન હોય. એમનું રસોડું અને મુકામ જાનીવાસથી જુદાં રહે અને પંગતમાં જમતી વેળા વરરાજાની પેઠે બે પાટલા અને પતરાળાંને ઠેકાણે થાળીવાટકો મુકાય. ચાલવાનું હોય તો સૌને મોખરે એમની સ્વારી હોય. ગોપાળદાસે શરૂઆતનાં બે ત્રણ વર્ષ આ પ્રમાણે ચાલવા દીધું, પરંતુ પાછળથી નિશ્ચયબળ વધતાં, સમાનતાનો ભાવના દૃઢ થતાં આ બધો ઠાઠ દૂર કર્યો. અને છેવટના ભાગમાં તો માત્ર એક હજુરીઓજ લઇને બહારગામ ફરતા. છડીદારને તો વષો થયાં રજા મળી હતી અને અસહકારની લડતમાં જોડાયા પછી તો હજુરીઓ પણ સાથે રાખ

વાનું બંધ કર્યું. જેને પાંચદશ ડગલાં ચાલતાં શ્રમ પડતો અને ખમ્મા પોકારાતી તે આજે આણંદ તાલુકાના ગામડાંઓમાં પાંચદશ માઇલ પગે ચાલી નાખવામાં મોજ માણે છે.

* * *

સારા માણુસ પ્રતિ એમનો સદ્ભાવ એટલો બધો છે કે તેવા માણુસને ઘેર જવામાં રૂઢિથી ચાલતા આવેલા દરજ્જાને કે સામાન્ય વિવેકને પણ તેઓ બાજુએ મૂકે છે. કોઇ ગરીબ પણ સંસ્કારી માણસને ત્યાં લગ્ન હોય તેમાં આમંત્રણની યે પરવા રાખ્યા સિવાય તેઓ હાજર થાય છે. "ચરોત્તર એજ્યુકેશન સોસાયટી"ના એક સ્વયંસેવક સ્વ. ભાઇ છોટાભાઈ શિવાભાઇની બ્હેનના લગ્ન વખતે, તે ભાઇ કેળવણી માટે જીવન અર્પનાર સ્વયંસેવક હતા તેટલા જ કારણથી, ગોપાળદાસ લગ્નમાં હાજરી આપવા વસોથી ધર્મજ ગયા હતા. તેમજ વસોના ભાઇ ચતુરભાઇ અમદાવાદ પરણવા ગયા ત્યારે એ લગ્નની વિશિષ્ટતા ખાતર તેમાં હાજરી આપવા સાંકળીથી અમદાવાદ આવ્યા હતા. આ નાના જણાતા પ્રસંગો ઉપરથી પણ નિરભિમાનપણું, સુજનતા અને રૂઢિનાં ખોટાં બંધનોની સામે થવાનો એમનો ગુણ સ્પષ્ટ દીસી આવે છે.

* * *

ગોપાળદાસ પોતે તો મરણ પાછળના અનિષ્ટ ખરચોમાં ભાગ લેતા નથી એ આપણે એમના પ્રથમ વારનાં પત્નીના અવસાન પ્રસંગમાં જોઇ ગયા. પરંતુ તેઓ તેટલેથીજ સંતોષ માનીને બેસી રહ્યા નથી. એમણે પોતાના ઢસા ગામમાં એવું વાતાવરણ ઉત્પન્ન કર્યું છે કે ગામમાં મરણ પાછળના ખર્ચ કરવાનો અને એવા વરામાં ભાગ લેવાનો ગામ લોકોએ પ્રતિબંધ કર્યો છે!

———

૭

# વ્યસનમુક્તિ

ગોપાળદાસ વઢવાણવાસી થયા પછી સંગદોષથી દારૂ લેતા થયા હતા. પણ સદ્ભાગ્યે સન્મિત્રો અને દક્ષ ધર્મપત્નીના પ્રભાવથી એ અનિષ્ટમાંથી ટુંક વખતમાં જ ઉગરી જવા પામ્યા. વઢવાણના એમના મિત્રો પૈકી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન બાલમંદિરવાળા ભાઇ ગિરજાશંકર ભગવાનજી બધેકા (જેઓ તે વખતે ત્યાં વકીલાત કરતા હતા) તથા અસહકારને અંગે લીંબડીના ફર્સ્ટકલાસ મેજીસ્ટ્રેટની જગ્યાનું રાજીનામું આપી "સૌરાષ્ટ્ર" સાપ્તાહિક ચલાવનાર તે વખતના વકીલ ભાઇ અમૃતલાલ દલપતભાઇ શેઠ હંમેશા ગોપાળદાસને દારૂ છોડી દેવા આગ્રહ કરતા અને શ્રી મોતીલાલભાઇને કહી દેવાનો વારંવાર વિચાર કરતા. ગોપાળદાસ મોતીભાઇ પ્રતિ માનનીય મુરબ્બી તરીકે ઘણું માન ધરાવે છે. મોતીભાઇને કાને પણ આ વાતના ભણકારા પહોંચ્યા હતા એટલે એક બન્નેનો મેળાપ થયો ત્યારે મોતીભાઇએ પોતાની હમેશની સરળતાથી સીધોજ પ્રશ્ન પૂછયો:—

"મેં સાંભળ્યું છે કે તમે દારૂ લેવા માંડયો છે, સાચી વાત?"

જવાબ ગોઠવવાના વિચારમાં ગોપાળદાસ પડયા એટલે વળી પ્રશ્ન થયો—

"કેમ ગુંચવાયા?"

"તમે સવાલ જ એવો પૂછયો છે એટલે શું કહું!"

ગોપાળદાસ આ વખતે ભારે ધર્મસંકટમાં આવી પડયા. મોતીભાઇ આગળ જીંદગીમાં જુઠું બોલ્યા ન હતા. એટલે

આજે જૂઠું બોલી છેતરવાનું પાપ કેમ કરાય એવો અંતરનો નાદ અને બીજી બાજુએ સાચું કહેવા જતાં મોતીભાઇના હૃદયને કેટલો આઘાત થાય, તેઓ પોતાની બધી મહેનત છુટી પડેલી માનીને પોતાની સાથે જીંદગીભર નહિ બોલશે એવી બીક, એ બન્ને વચ્ચે ગોપાળદાસ ધર્મરાજાની સ્થિતિમાં મૂકાયા હતા.

મો.—"તમે કહી દો. તમારામાં મને વિશ્વાસ છે. જે કહેશો તે માનીશ."

ગો.—"હું દારૂ લઉં છું પણ મોજશોખને ખાતર નથી લેતો."

મો.—"ત્યારે તો દવા તરીકે લેતા હશો ?"

એ પ્રશ્ન સ્મિત કરીને ગોપાળદાસે ઉડાવ્યો: મોતીભાઇ સમજ્યા કે ગોપાળદાસ દવા તરીકેજ ઉપયોગ કરે છે. ગોપાળદાસના જવાબમાં ધર્મરાજાના "નરો વા કુંજરો"ના જેવું અર્ધ સત્ય હતું. મોજશોખ તરીકે નથી લેતો એટલે મિત્રોની સોબતમાં કે મહેમાનોની સાથે ફરજીઆત કોઇક વખત લેવો પડે છે એવો અર્થ, હું જૂઠું નથી બોલ્યો એવું મનને મનાવવા, ગોપાળદાસે કાઢ્યો. અને મોતીભાઇ મોજશોખ તરીકે નહિ એટલે દવાદારૂ તરીકે લેવાનું સમજ્યા. આ અર્ધસત્ય વદવા માટે ગોપાળદાસનું હૃદય તેમને ડંખવા લાગ્યું. દારૂ ન લેતો હોત તો આવું પાપ ન થાત એવી પ્રતીતિ થઇ. પણ હજી તે પ્રતીતિ આચારમાં મૂકાઈ ન હતી.

થોડા દિવસ પછી એમનાં પત્ની સૌ. ભક્તિલક્ષ્મીબ્હેનના જાણવામાં આવ્યું કે સાહેબ દારૂ પણ લઇ શકે છે. એમના ભક્ત હૃદયને ભારે આઘાત પહોંચ્યો. પરંતુ તે આઘાતને મનમાં સમાવીને કેવી રીતે એમને આ વ્યસનમાંથી છોડાવી શકાય તેનો વિચાર હમેશાં કરવા લાગ્યાં. એક વખત ગોપા-

ળદાસની તબીઅત જરા અસ્વસ્થ થઇ. એ વખતે તક સાધી સૌ. ભક્તિલક્ષ્મીએ કહ્યું, "તમારી તબીયત ઠીક નથી તો જરા દારૂ મંગાવોને ? ઠીક થઇ જશે !"

"કેવો દારૂ ? આપણાથી તે દારૂ લેવાય ?"

"એ વાત રહેવા દો. હું બધું યે જાણું છું અને જ્યારે તમે બીજે પ્રસંગે લો છો તો આજે પણ મંગાવો. મને તેમાં વાંધો નથી." એ પછી બાટલી આવી અને ભક્તિબ્હેને પોતાને હાથે પ્યાલી આપી પણ તેની સાથેજ પ્રતિજ્ઞા કરાવી કે "જ્યારે દારૂ લેવો હોય ત્યારે ભક્તિલક્ષ્મીના હાથેજ લેવો. બીજા આપે તે ન લેવાય અને પોતાના હાથે યે ન લેવાય." જરૂર પડે ત્યારે મળી શકે છે એમ જોતાં ગોપાળદાસ સંમત થયા, પણ ફ્રીમેશનલોજ માટે અપવાદ રાખ્યો હતો. આમ બહાર મિત્ર-મંડળીમાં પીવાતો દારૂ ગયો. ધીમે ધીમે ભક્તિબ્હેન "ફક્ત આ વખતે તો લોજમાં પણ ન લો તો કેવું સારૂં ?" એમ વિનવતાં. જે બાઇ આટલું બધું પોતાને માટે સહન કરે છે-પોતે ચુસ્ત સ્વામીનારાયણ છતાં પોતાને હાથે પ્યાલી આપવાનું પણ પસંદ કરી લે છે તેની એક દિવસની માગણીનો પણ અસ્વીકાર કેમ થાય ? આમ તે દિવસ પવિત્ર જતો. ધીમે ધીમે "આટલી વખત" ને બદલે "આટલો મહીનો" પરહેજદાર રહેવાના વ્રત લેવડાવ્યાં અને છેવટે "ત્યારે હવે એમાં શો સાર છે ? છોડોને કાયમનોજ" એ સ્થિતિ ચતુરાઇ અને ધીરજથી ભક્તિબ્હેને રજુ કરી ! મોતીભાઇને ઠગવાનો પ્રસંગ ખડો થયો. ગીજુભાઇ અને શેઠનાં દબાણ પણ ચાલુજ હતાં. એક ધન્ય-ક્ષણે ગોપાળદાસે સંકલ્પ મૂકયો અને સર્વ અનર્થના મૂળરૂપ બદીમાંથી ભક્તિદેવીના પ્રતાપે ઉગરી ગયા ! આર્ય રમણી !

તારી સહનશીલતા, તારી ચતુરાઇ અને તારી પતિભક્તિને વંદન હો !

———.ο:———

૮

## અંતરપટ.

"સારા દરબાર" કહેવડાવવાની આકાંક્ષા ગોપાળદાસને મૂળથી જ હતી. એ લોકૈષણાને ખાતર તેઓ વઢવાણના નિવાસ દરમિયાન વારંવાર રાયસાંકળી અને ઢસાની મુલાકાત લેતા. આથી વઢવાણમાં અને ગામોમાં પ્રજાની સંભાળ લેનાર તરીકે એમની વાહવાહ થતી. ઢસા વઢવાણથી દૂર હોવાથી ત્યાં મુકામ પાંચસાત દિવસનો થતો. દરબાર આવે ત્યારે લોકો દરબારગઢમાં ભેળા થતા અને 'રામ રામ' કરીને ખબર અંતર પૂછી વિખરાઇ જતા. દરબારની સાથે છુટથી ભળવાની તેમની હિંમત ચાલતી નહિ. ગામડા ગામમાં વખત કેવી રીતે કાઢવો તેનો ગોપાળદાસને સવાલ થઇ પડતો. એટલે લોકો ભળતા થાય અને પોતાનો વખત વીતે તે માટે તેમણે ચોપાટ રમવાનું શરૂ કર્યું. ઢસામાં દરબાર ઇચ્છા દર્શાવે ત્યારે લોકો આવીને રમત રમતા, પરંતુ સાંકળીની વસ્તીમાં સમાન દરજ્જાના ગણાતા ગરાસીઓ પણ હોવાથી ત્યાં એ રમતે ઘર ઘાલ્યું અને ત્યાંના નિવાસ દરમિયાન આખો વખત પાંચદશ માણસની મંડળી જામેલી જ રહેતી. હારનારને માથે સુખડી ખવડાવવાની શરત દાખલ થઇ અને તેનું માન મોટે ભાગે દરબારને જ મળતું. આમ રમત ગમતમાં લોકો સાથે વધારે ને વધારે પરિ-

થય થતો ગયો, છતાં જનતા અને દરબાર વચ્ચે અમુક અંતરપટ તો હજીયે હતો જ. એ અંતરપટ દૂર કરાવનાર પ્રસંગ નોંધવા જેવો છે.

ગોપાળદાસે પોતાના એક સ્નેહીને તાલુકદારી મળ્યા પછી ઢસાના વહીવટદાર નીમ્યા. એ ભાઇની કારકીર્દીમાં એક બ્રાહ્મણ દંપતિ ઢસામાં આવી ચઢ્યું. તેમના ઉપર બ્રિટીશ જીલ્લામાં પરન્યાતની કન્યાને બ્રાહ્મણ કન્યા તરીકે પૈસા લઇ પરણાવવાનો આરોપ હતો. કંઇક દયાથી અને વધુ અંશે બ્રાહ્મણીના સૌંદર્યથી લોભાઇને વહીવટદારે તેમને ઢસામાં આશ્રય આપ્યો. તેમને માટે ગામમાં એક નામનું ઘર રાખવામાં આવ્યું, પરંતુ જમવાનું તો દરબારના મહેમાન તરીકે દરબારગઢમાં જ થતું. બ્રાહ્મણીનો પ્રતાપ દિવસે દિવસે વધતો ગયો. દરબારગઢમાં જમવા આવતી વેળા તેને લાજ કાઢવી નહિ પડે માટે વહીવટદારનો હુકમ થયો કે બધા દુકાનદારોએ અને મહોલ્લાના લોકોએ ઘરમાં ભરાઇ જવું! આ ડાયરશાહી મહીનાઓ સુધી ચાલી. એ બાઇને માટે વઢવાણથી પ્રસંગોપાત કપડાં અને કાગળો પણ આવતાં રહેતાં. ઢસાના સરળ અને પાપભીરૂ લોકો વહીવટદારના વર્તનથી ત્રાસ પામી ગયા, પરંતુ દરબારની સંમતિથી આ બધી લીલા પ્રવર્તતી એવી તેમની માન્યતા બંધાઇ હતી એટલે ફરિઆદ પણ કોને કરે? અને કરવાથી વળે પણ શું? એમ માની બળતા હૃદયે લોકો સહન કરી રહ્યા હતા. દરબાર વિષેની સારી આશાના અંકુરો લોકહૃદયમાં કરમાઇ જવા લાગ્યા હતા. દરમિયાન દરબારશ્રી પોતાના પત્ની સૌ. ભક્તિદેવી સાથે ઢસાની મુલાકાતે પધાર્યા. દરબારશ્રીને વહીવટદારે અને સૌ. ભક્તિદેવીને બ્રાહ્મણીએ હાર અર્પણ કરી સત્કાર્યાં. સૌ. ભક્તિ-

દેવી પહેલાં ઢસામાં રહી ગયાં હતાં. તેમને આ હાર પહેરાવનાર અજાણી વ્યક્તિથી આશ્ચર્ય થયું. વહીવટદારને પૂછવામાં આવતાં "મેમાન છે" એવો જવાબ મળ્યો. પરંતુ તેટલાથી સૌ. ભક્તિદેવીના મનનું સમાધાન થયું નહિ. ગામની બીજી મળવા આવેલી બાઈઓમાંની એકને પૂછતાં જવાબ મળ્યો, "તમારાથી કંઈ અજાણ્યું છે? અમને પૂછીને શામાટે શરમાવો છો?" સૌ. ભક્તિદેવીએ પોતે માહીતગાર હોવાનો સાફ ઈન્કાર કર્યો અને સાચી હકીકત કહેવા આગ્રહ ધર્યો. અથથી ઇતિ સુધીનું વૃત્તાંત સાંભળી ભક્તિબાને નખશિખ ક્રોધ વ્યાપ્યો. બીજે દિવસે બ્રાહ્મણી જમવા આવે ત્યારે ખબર આપવાની સૂચના નોકરને આપી. આખો દિવસ અનેક તર્ક વિતર્ક અને ચિંતામાં વ્યતીત થયો. શું આમાં દરબારનો પણ હાથ છે? વઢવાણથી લુગડાં પણ મોકલાય છે? આવી પ્રશ્નપરંપરામાં ભક્તિબાનો ઉલ્લાસ ઉડી ગયો.

બીજે દિવસે બપોરે જમીને દરબાર મેડીએ સૂતા હતા. ત્યાં સૌ. ભક્તિબાને નોકરે ખબર આપી. બ્રાહ્મણી પાટલે બેઠાં હતાં અને લોટા ઉપર ડાઘ હોવાથી નોકરને ધમકાવતાં હતાં. નોકરે સામો જવાબ વાળવાથી લોટો તેના ઉપર અફાળ્યો અને અફાળતાં જ વકરાયલી વાઘણ જેવી દરબારપત્નીની લાત તેના ઉપર પડી. "મારા ઘરમાં આવનારી અને મારા નોકરને ધમકાવનારી તું કોણ? નીકળ અહીંથી." "કામદાર કહેશે તો જાઈશ." આવા નફટ જવાબથી ભક્તિબાનો કોપ વધારે ઉછળ્યો, અને 'મારા ઘરમાં કામદાર તે કોણ?' કહી તમાચો લગાવ્યો! પોલિસ પટેલને બોલાવવામાં આવ્યો અને તેને હુકમ થયો કે "આને ૧૨ કલાકમાં ગામ બહાર કાઢો. તમારો વાળ વાંકો નહિ થાય તેની જવાબદાર હું છું. મારા ગામ અને ઘરને

અપવિત્ર કરનારને માટે ગાડું પણ રખે આપતા. નહિ તો ગાડું આપનાર ખેડુત અને તમે બન્ને બીજે દિવસે ગામમાં નથી એમ સમજી લેજો."

ગામમાં વાયે વાત પ્રસરી ગઇ. સૌ લોકો ભક્તિબાની હિંમતની પ્રશંસા કરતા ગામમાંથી પાપ ટળવાથી ખુશી ખુશી થયા. પોલિસ પટેલે બાઇને તેના ધણી સાથે તરત જ ગામબહાર કરી. દરબારપત્નીએ ૧૨ કલાકની મુદત આપી હતી, પરંતુ આખા ગામને કનડગત કરનાર પ્રત્યેની વૈરવૃત્તિથી પટેલે ૧૨ કલાકમાં તો ઢસાની હદબહાર કાઢવાનો "ઇસ્યુ" કાઢયો, અને બિચારી બ્રાહ્મણી પગપાળી હદપાર થઇ. સીમમાં એક ઝાડ નીચે બેસીને તેણે કોઇક સાથે વહીવટદાર ઉપર પોતાનાં વિતક લખ્યાં અને એક ગાડાંની માગણી કરી. દરબાર હજી સુધી મેડીએ નિદ્રાદેવીના અંકમાં ઝુલતા જ હતા. વહીવટદારે આવીને તેમને ઉઠાડ્યા અને બ્રાહ્મણી ઉપર થયેલા અન્યાયની વાત સંભળાવી, અને એક ગાડા માટે માગણી કરી. દરબાર પોતે પણ કંઇક શંકિત હતા એટલે સૌ. ભક્તિદેવીને પૂછીને જવાબ આપવાનું કહ્યું. ગોપાળદાસ ભક્તિબાને પૂછવા ગયા, પણ ભક્તિબા બોલે જ શેનાં? ટુંકો અને ટચ જવાબ મળ્યો કે "મને એ બાઇ સંબંધમાં કશું પૂછશો જ નહિ." "પણ આટલો ક્રોધ કરવાનું કાંઇ કારણ? એક તો સ્ત્રીજાતિ અને તેમાં વળી બ્રાહ્મણની દીકરી છે. એને ગાડું પણ નહિ આપીએ એ કેવું?"

"તો બીજું ગાડું મારે માટે પણ તૈયાર રાખજો કે હું એ લીંબડી ભેગી થાઉં."

ઉત્તર સાંભળીને ગોપાળદાસ ગુપચુપ પલાયન થઇ ગયા, વહીવટદારને નકાર સંભળાવ્યો.

એ પછી ગામ લોકો દરબારગઢમાં ભેગા થયા, અને મહા દુઃખથી છૂટવા માટે સંતોષ પ્રદર્શિત કર્યો. દરબારે લોકોને ઠપકો આપ્યો કે " તમે આજ સુધી આ બધું સહન કેમ કર્યું ? એક પોસ્ટ કાર્ડથી પણ મને ખબર કેમ ન આપી ? શા માટે મને આજ સુધી અંધારામાં રાખ્યો ? "

બિચારા ભોળા લોકોએ જવાબ આપ્યો:—" આપની સંમતિથી તો એ દરબારગઢમાં રહી હતી. આપ તો એને માટે કપડાં મોકલતા હતા ! " દરબાર તો આ સાંભળીને સ્તબ્ધ જ થઇ ગયા. વહીવટદારને બોલાવવામાં આવ્યો. તેણે ખુલાસો કર્યો, " મેં કંઇ લોકોને કહ્યું નહતું કે આપ લુગડાં મોકલો છો. મેં તો વઢવાણથી લુગડાં આવ્યાં છે એમ કહ્યું હતું ! પછી લોકો આપે મોકલ્યાં છે એવો એનો અર્થ કરી બેસે એમાં મારો શો દોષ ? " લોકોનો, દરબારનો અને સૌ. ભક્તિદેવીનો ભ્રમ ભાંગ્યો. વહીવટદારની ઉસ્તાદી સૌના મનમાં વસી. વહીવટદારને દૂર કરવાને આ કારણ પુરતું હતું. પરંતુ તે પહેલાં બીજા પ્રસંગ પણ બન્યા હતા.

વહીવટદાર સાહેબ એક વખત ઘોડાગાડીમાં બેસીને ફરવા નીકળ્યા. તે પહેલાં ખેડુતોને હુકમ મળી ચૂકયો હતો કે રસ્તા ઉપરનાં ખેતરની વાડના કાંટા અને ઝાડઝાંખરાં સાફ કરી નાખવા. બિચારા ખેડુતોએ તાકીદના કામ પડયાં મૂકયાં અને સાહેબના હુકમનો અમલ કર્યો. કમનશીબે સાહેબનો ઘોડો ચમકયો અને પરિણામે તેમને વાડનો કાંટો લાગ્યો. એ રાજપ્રતિનિધિ (!)નો મિજાજ ગયો અને તે ખેતરના ખેડુતને આખી વાડ કાઢી નાખવા હુકમ ફરમાવ્યો. " માબાપ ! મેં તો આપના હુકમ પ્રમાણે રસ્તો સાફ કર્યો હતો, પરંતુ આપનો ઘોડો ભડકયો તેમાં મારો શો દોષ ? વાડ કાઢી નાખું તો ખેતરના પાકનું

રક્ષણ કેમ થશે ?" ખેડુતે હાથ જોડીને કાલાવાલા કર્યા. પણ સાહેબ અમલને ઘોડે ચડયા હતા એટલે તેના દીલમાં હરિ ક્યાંથી વસે ? ઢંડ લોકો પાસે પેલા બિચારા ખેડુતની આખી વાડ કાઢી નંખાવી !

ઢસાના એક વણિકે એક ઘર રાખ્યું હતું. તેની ફીના સંબંધમાં વહીવટદારે વાંધો કાઢયો અને સજા દાખલ ઘર એકદમ ખાલી કરવા જણાવ્યું. વાણીઆએ જવાબ દીધો કે દરબાર સાહેબ ફરમાવશે તો હું ખાલી કરીશ. જવાબ મળ્યો, "તે વાત પછી પરંતુ હમણા તો ખાલી કર્યેજ છુટકો. દરબારશ્રીનો હુકમ થશે તો તમારૂં ઘર તમને પાછું મળશે." વાણીયાને તે દિવસે ઉપવાસ હતો એટલે તેમણે બીજે દિવસે ખાલી કરવા જણાવ્યું. પણ વહીવટદારે તો હૃદયશૂન્ય થઇ તેને તેજ દહાડે પોતાના હુકમનો અમલ કરાવ્યો ! વહીવટદારોના જુલમના ભોગ થઇ પડેલા આ બન્નેએ દરબાર સાહેબને વસો તારથી ખબર આપી. તપાસ માટે દરબાર ઢસા આવ્યા. આ જુલમ અને બ્રાહ્મણીવાળી ઘટનાનું સંમેલન થતાં વહીવટદારને તરતજ રજા આપવામાં આવી.

આ કિસ્સા ઉપરથી દરબાર સાહેબને વિચાર થયો કે લોકો મારી પાસે આવતા જતા રહે છે ખરા પરંતુ દીલ ખોલીને વાત કરી શકતા નથી. આ અંતરપટને કારણેજ આટલો વખત ઢસામાં આવું અધર્માચરણ અને આવો ત્રાસ વર્ત્યાં. આથી લોકો અને પોતાની વચ્ચે રહેલો અંતરપટ દૂર કરવાને તેમની સાથે વધારે છુટથી–કુટુંબભાવથી ભળવાનું દરબારને મન થયું. ત્યાર પછી દરબાર અને લોકોનો સંબંધ ગોપાળશ્રેષ્ઠ અને ગોવાળીઆના જેવો થયો. આજે ઢસાના લોકો માવતરની પેઠે

પોતાનાં દીલ દરબાર અને તેમના પત્ની આગળ ખુલ્લાં કરી શકે છે.

૯

## જાહેર હિમ્મત.

ગોપાળદાસમાં જાહેર હિંમત અને નિર્ભયતા કંઈ અસહકારની લડત પછી જ પ્રકટી નીકળ્યાં છે એમ નથી. મૂળમાં બીજ રૂપે રહેલા સદ્‌ગુણો અનુકુળ સંજોગ મળતાં વધારે વિકાસ પામ્યા છે અને સર્વસ્વના ભોગે મક્કમતામાં પરિણમ્યા છે. આ સંબંધી કેટલાક પ્રસંગો નોંધીએ છીએ.

*　　　*　　　*

કાઠિયાવાડના તાલુકદારો અને દરબારો; તેમજ ઠાકોરો અને નવાબોની સ્થિતિ તેમના દરજ્જાના જેવી ચળકતી નથી. સામાન્ય પ્રજાજનની સ્વતંત્રતા કરતાં યે તેમની સ્વતંત્રતા ઘણી મર્યાદિત છે. તેમાં પણ જે નાના તાલુકદારો અને દરબારો સારી કેળવણી લેવા ભાગ્યશાળી નથી થયા—અને તેવાની સંખ્યા વધારે છે—તેમની સ્થિતિ ઘણી દયાજનક હોય છે. ૧૦૦ કે ૨૫૦ રૂપીઆના થાણદારના નમાવ્યા તેમને નમવું પડે છે. ગોપાળદાસના ગામની પાસે એક તાલુકદારની સ્થિતિ આવી હતી. થાણદારને કંઈ કામ હોય એટલે તે પોલિસ પટેલને* લખી મોકલે કે અ-

* ગામપોલિસનો ઉપરી તે પોલિસપટેલ. એની નીમણૂંક કરવાની હોય ત્યારે નામ તાલુકદાર રજુ કરે અને મંજુર કરે પોલિસ સુપરિન્ટેન્ડન્ટ. એને દૂર કરવાની કે દંડ કરવાની સત્તા તાલુકદારને પાસે રહેતી નથી.

મુક તારીખે અમુક દરબારને તેડીને તમારે થાણે હાજર થવું. પટેલ ઉપરના આ હુકમને અનુસરીને એ તાલુકદાર કે દરબારને થાણદાર સાહેબની તહેનાતમાં હાજર થવાનું. થાણદાર પાસે જતાં રસ્તામાં ગોપાળદાસને મળવા એક વખત પાડોશી દરબાર આવ્યા. તેમને ગોપાળદાસે સલાહ આપી કે તમારે ત્યાં શા માટે જવું જોઇએ? તમારા દરજ્જા અને સ્વમાનનો તો વિચાર કરો. એને કામ હશે તો ઘણોએ તમારી પાસે આવશે, અથવા લખીને પૂછાવશે. આ તો તમને સીધો કાગળ પણ નથી લખવામાં આવ્યો, અને પટેલના હુકમને આધારે તમારે જવાનું. આ સ્થિતિ આપણે સહન કરવી જોઇએ નહિ. બિચારા દરબારમાં એ સલાહ જીરવવાની હિંમત ન હતી એટલે તમારા જેવા ભણેલા-ગણેલાને તો કંઇ નહિ, પણ અમને કચરી નાખે, એવા ઉદ્ગાર સાથે તે બિચારા થાણે જવા રવાના થયા.

બીજે પ્રસંગે એજ દરબારના નાના ભાઇને આ પ્રમાણે થાણે હાજર થવાનું હતું. તેમને પણ ગોપાળદાસે સ્વમાનનો મંત્ર ફુંકયો. જુવાન લોહીને લીધે એમને કંઇક ઉગ્યું અને જવાનું માંડી વાળ્યું. પણ વળી પ્રશ્ન કર્યો કે મને પૂછે કે શા માટે નહિ આવ્યો ત્યારે મારે શો જવાબ આપવો? ગોપાળદાસે કહ્યું તમે એનો દોષ મારે સાથે સુખેથી નાખજો અને કહેજો કે હું તો આવવા નીકળ્યો હતો પણ રસ્તે ગોપાળદાસને ત્યાં ગયો હતો તેણે મને આવતાં વાર્યો. દરબારને વધારે હિંમત આવે તે માટે તેમણે થાણે હાજર ન જ થવું એ સંબંધી જરૂર હોય પ્રસંગે થાણદાર આગળ રજુ કરવા એક પત્ર પણ લખી આપવા જણાવ્યું.

દરબાર થાણે નહિ જતાં પોતાને ગામ ગયા. થોડા દિવસ પછી થાણદાર સાહેબ મળ્યા અને તે દિવસે હાજર ન થવા

બદલ ઝાટકણી કાઢવા મંડ્યા. દરબારે ગોપાળદાસની બાબત કુહી સંભળાવી, એટલે થાણુદાર થોડા ઠંડા તો પડયા, પરંતુ "ગોપાળદાસની ચાલે ચાલવા જશો તો રખડી મરશો" એવી તાકીદ દરબારને આપવાનું ચુકયા નહિ. એજ થાણુદારની હકુમત ગોપાળદાસ ઉપર પણ પહોંચતી હતી, પરંતુ તેમને આ સંબંધમાં એક અક્ષર પણ કહેવાની થાણુદાર સાહેબની હિંમત ન ચાલી !

* * *

વર્ષમાં એકાદ વખત દરેક સ્ટેટને પોતાની મુલાકાતનું માન આપવાની કૃપા પોલિટીકલ એજંટ સાહેબો કરે છે. મોંઘેરા મહેમાનની પધરામણીને અહોભાગ્ય માનીને તેમના સત્કાર કરાય છે, પરંતુ બિચારા સસલાની સાંસાગડથલનો ખ્યાલ સિંહને ભાગ્યેજ આવે. આવી મુલાકાત વખતે સાહેબ અને તેમના રસાલાને ભોજનસામગ્રી અને સર્વ સગવડ કરી આપવાની હોયજ. ગોપાળદાસ જેવા પોતાને ઘેર વૈષ્ણવમંદિર રાખનારને પણ સાહેબને માટે માંસ, મદિરા કે મચ્છી પૂરાં પાડવાનાં અને શિકાર ખેલવાની પણ અનુકૂળતા કરી આપવાની. આ બધા ઉપરાંત સાહેબને અને તેમના રસાલાને સ્ટેટના દરજ્જા પ્રમાણે સલામી*–બહુધા દરેકના એક માસના પગાર જેટલી–ધરાવવાનો રવૈયો પડી ગયો છે. ગોપાળદાસને આ નૈવેદ્ય ધરાવવાનું અનુચિત લાગ્યું અને એક મોટા રાજ્ય સાથે મળીને આ વખતની મુલાકાતે બન્નેએ નજરાણો નહિ ધરાવવો એવો સંકેત થયો. મુલાકાતના દિવસ પાસે આવ્યા એટલે મોટા રા-

* આ નજરાણો છાનોજ અપાય છે. કાયદેસર કે ફરજીઆત નથી પણ સ્વાર્થની ખાતર લગભગ ફરજીઆત જેવો થઇ ગયો છે.

જ્યના અધિકારીએ ગોપાળદાસને લખી જણાવ્યું કે ચાલતો આવેલો વહીવટ તોડી ખીજવાટનું કારણ આપવામાં હોળીનાં નાળીએર આપણે થવાનું અમને સલામતીભરેલું લાગતું નથી. અને તેથી અમે સલામી આપવાનો ઇરાદો રાખ્યો છે અને તમારે પણ તે આપવી એવી અમારી સલાહ છે. છેલ્લી ઘડીએ ગોપાળદાસ એકલા પડયા. પરંતુ તે પોતાના નિશ્ચયમાંથી ડગ્યા નહિ. તેમણે સલામી ધરાવી નહિ. તેને પરિણામે દર વર્ષે બે ત્રણ દિવસના આંધણથી મોંઘેરા મેમાનની મુલાકાતનું મળતું માન ગોપાળદાસના ગામને માટે બંધ થયું. ત્યારથી ફક્ત બે એક વર્ષમાં એકાદ દિવસ સાહેબ બહાદુર છોટી સ્વારીથી આવી જાય છે. જ્યાં યજમાનને કદર નહિ ત્યાં વારંવાર પધારવાની ખોટી તકલીફ કોણ ઉઠાવે ?

* * *

સાહેબની પધરામણી વખતે તેમનો સત્કાર કરવા દરબાર કે ઠાકોર સાહેબોએ ગામના આગેવાન માણસો સાથે ગામના સીમાડા સુધી સામે લેવા જવું જોઇએ. સાહેબ બહાદુર ૧૦ વાગ્યે પધારવાના હોય તેને ઠેકાણે કેટલીક વેળા બાર-એક સુધી તેમની સ્વારી આવી પહોંચતી નથી. રસ્તામાં શિકારની પાછળ પડ્યા એટલે સહેજે કલાક બે કલાક મોડું થઇ જાય. એ બધો વખત દરબારે સીમાડે તપ તપવું જોઇએ. તેમાં પણ વખતે શિકાર છટકી ગયો હોય તો તેની રીસ સત્કાર સામગ્રીમાં ત્રુટી દર્શાવી દરબાર ઉપર નીકળે. બિચારા દરબારો મુંગે મહોડે આ બધું સહન કરે.

ગોપાળદાસના તાલુકાની મુલાકાતે આ પ્રમાણે એક વખત કોવી ( Cowie ) સાહેબ પધાર્યા. ગોપાળદાસ ગામની ભાગોળ સુધી તેમનું સામૈયું કરવા ગયા. મુકરર વખત કરતાં પાંચ

મિનિટ વધારે થોભીને દરબારગઢમાં ચાલ્યા ગયા. સાહેબ બહાદુરની સ્વારી કેટલીક વાર પછી આવી પહોંચી. સત્કાર કરવા દરબાર સામા આવેલા દેખાયા નહિ. જીંદગીમાં કદાચ પહેલીજ વાર માથું ફેરવી નાખે એવો આ પ્રસંગ બન્યો હશે. સાહેબ તંબુમાં ગયા અને ગોપાળદાસને રૂબરૂ મળવા આવવા તેડું આવ્યું. " સાંજે આવીશ " એવો જવાબ મળ્યો. સાહેબનો મિજાસ વધારે ગયો. તરતજ ગોપાળદાસને કાગળ લખ્યો અને તેમાં સત્કાર કરવા શામાટે હાજર ન રહ્યા તેનો ખુલાસો માગવામાં આવ્યો. ગવર્નરથી માંડીને દરેક અમલદારોને સન્માન મોંએ માગવાનો અને કદાચ ન મળે તો ખુલાસા પૂછવાનો અધિકાર પ્રાપ્ત થઇ ગયેલો હવે તો ગોપાળદાસે જગજાહેર કરાવ્યો છે.

ગોપાળદાસે ખુલાસામાં પોતે પોતાની ફરજ બરાબર અદા કર્યાનો ઉલ્લેખ કર્યો અને સાથે સાથે એમ જણાવ્યું કે મુકરર વખતે સાહેબ બહાદૂર પધાર્યા નહિ ને પોતાને ફોગટ ફેરો થયો. આથી ગામલોકો વચ્ચે પોતાનું માનભંગ થવા જેવું થયું તે સ્થિતિ માટે પોલિટીકલ એજંટ સાહેબે ખરી રીતે ખુલાસો આપવો જોઇએ એવી મતલબનું જણાવ્યું હતું. સાહેબનો મિજાજ ઉતરી ગયો અને " સાહેબ આપને યાદ કરે છે અને મળવા ઇંતેજાર છે " એવો સંદેશો મળ્યો. ગોપાળદાસે કહેવડાવ્યું, " હું આપને મળવા ખુશી છું. આપ મુકરર વખત આપો અને તે પ્રમાણે હું આવીશ. પરંતુ આપેલા વખતે આપ કામમાં હશો તો હું રોકાઇશ નહિ. " ઘણી વખતે બીચારા તાલુકદારો અને દરબારોને સાહેબની મુલાકાત લેતાં સાહેબ કામમાં હોય એટલે કલાકોના કલાકો બહાર રહેવું પડે છે. સાહેબના

પટાવાળા આગળ બિચારા દરબારોની કિંમત અંકાય છે અને તેમને મરવા જેવું લાગે છે. કોન્ડન ( Condon ) સાહેબ આમાં અપવાદરૂપ હતા. તેઓ તાલુકદારોનો મોભ્ભો જાળવતા. તેમણે સૌને ખબર આપી મૂકી હતી કે મુલાકાતે આવતાં પહેલા અવશ્ય ખબર આપવી કે જેથી તેઓ તાલુકદારોનો સત્કાર કરી શકે અને કોઇને બહાર ઉભા રહેવાનો પ્રસંગ ન આવે. દરેક મળવા આવનાર તાલુકદારનો કુલગી અને ગુલાબદાનીથી તેઓ સત્કાર કરતા.

આપેલા વખત પ્રમાણે સાંજે ગોપાળદાસ કોવી સાહેબને મળવા ગયા. પરંતુ તેઓ બીજા કામમાં રોકાયલા જણાયા એટલે અગાઉથી જણાવ્યા પ્રમાણે ખોટી નહિ થતાં, પાછા ફર્યા. સાહેબનો તંબુ બીજેજ દિવસે ઉઠી ગયો !

* * *

રાયસાંકળીના ધરામાં સુંદર માછલાં થાય છે, ગોપાળદાસના તાલુકામાં માછલાં પકડવાની કે કોઇપણ પ્રાણીનો શિકાર કરવાની મનાઇ છે. વઢવાણના પોલિટિકલ એજન્ટ સાહેબને માછલાંનો ખોરાક બહુ પ્રિય હતો. ગોપાળદાસને ખબર આપ્યા સિવાય પોતાનાં બે માણસોને સાંકળીના ધરામાંથી માછલાં પકડી લાવવા મોકલ્યા. સાંકળીના ખેડુતોએ આ માછલાં પકડનારની ખબર ગોપાળદાસને આપી. તેમણે પોતાના સિપાઇ અને ગામ લોકોને ધરા ઉપર મોકલ્યા અને કાયદો તોડનારને પકડી લાવવાનો હુકમ ફરમાવ્યો. થોડી વારમાં બન્નેને દરબાર સાહેબ પાસે ખડા કરવામાં આવ્યા. તેમાંના એકે ગળગળા થઇને માફી માગી એટલે તેને છોડી મૂકયો. બીજાએ પોલિટિકલ એજન્ટના માણસ તરીકે સામા શિંગડાં બાંધ્યાં એટલે તેને હાથકડી કરી જેલમાં પૂરવામાં આવ્યો. માફી માંગે અને ફરીથી

કોઇ દિવસ માછલાં પકડવા નહિ આવવાની કબૂલાત આપે ત્યારે એને છોડી દેવાની સલાહ આપીને ગોપાળદાસ ઢસા જવા રવાના થયા. પરંતુ માછલાં પકડવાની જાળ પાછી નહિ આપતાં બાળી મૂકવાનું ફરમાવી ગયા. બે કલાક પછી પેલો માણસ ગભરાયો અને માફી માગી છૂટો થયો. પરંતુ તેને જાળ પાછી આપવામાં ન આવી. આ હકીકતની સાહેબને ખબર પડતાં તેમણે ગોપાળદાસના કામદારને મળવા બોલાવ્યા. દરબારશ્રીની ધાર્મિક લાગણી દુઃખાઇ તે માટે દીલગીરી દર્શાવી અને પેલા ગરીબ માણસને તેની જાળ પાછી આપી દેવા કહ્યું, અને વહીવટદારે જાળ પાછી સોંપી. જ્યારે ગોપાળદાસે આ જાણ્યું ત્યારે પોતાની સૂચનાના અનાદર માટે–જાળ બાળી નહિ મૂકતાં પાછી આપવા બદલ–કામદારનો ૧ રૂપીઓ દંડ કર્યો હતો! આ પ્રસંગ પછી સાંકળીના ધરાનાં માછલાંની ગમ્મતનો ભંગ કોઇ કરી શકતું નથી.

*　　　*　　　*

જ્યારે જ્યારે ગવર્નર સાહેબ કાઠિયાવાડની મુલાકાતે પધારે ત્યારે ત્યારે રાજકોટમાં દરબાર ભરાય છે અને એ દરબારમાં દરેક રાજારજવાડાએ સલામી ભરવા હાજર રહેવું જોઇએ. ગોપાળદાસના તાલુકા ઉપરની જપ્તી આવી સલામીના ઇન્કારને મોટે ભાગે આભારી છે. એ વિષે આગળ ઉપર સ્વતંત્ર પ્રકરણ આવે છે, પરંતુ અહીં એક બીજો પ્રસંગ નોંધીએ છીએ. ગવર્નર સાહેબના આગમન પહેલાં રાજા, મહારાજા અને ઠાકોરો રાજકોટમાં આવી પહોંચે છે. ત્યાં નાના મોટા દરેક સ્ટેટ પોતપોતાના ઉતારા સ્વતંત્ર રાખે છે. વારંવાર આવતા આવા પ્રસંગો માટે ઘણાખરાં મોટાં રાજ્યોએ પોતાની માલેકીના બંગલા રાજકોટમાં કર્યા છે. પરંતુ નાના તાલુકદારો અને દર-

ખારોનું તેટલું ગજું ન હોય એટલે તેમણે તે વખત પૂરતા ભાડે બંગલા રાખવા જોઇએ, અને તેના ઉપર પોતાના નામનું પાટીયું નિશાન તે દિવસે ચોડવું જોઇએ. ગવર્નર સાહેબને મળવા જતી વખતે પોષાકના ભપકા અને કિમતીપણામાં ભારે હરિફાઇ થાય છે, અને પાંચમા છઠ્ઠા વર્ગના તાલુકદારો પણ પહેલા બીજા વર્ગના રાજામાં પોષાક ઉપરથીજ ગણાઇ જવાની આકાંક્ષા રાખતા જણાય છે. એટલે કપડાં અને ઉતારા પાછળ આવા એક પ્રસંગે ચાર પાંચ હજારથી માંડીને દરજ્જા પ્રમાણેની રકમોનું પાણી થાય છે. ગવર્નર સાહેબને મળતાં પહેલાં રાજવીઓને "રીહર્સલ" કરાવવામાં આવે છે, અને તે વખતે પોશાક, ફેંટો, તલવારના પટા અને મ્યાન કેવાં અને કેમ રાખવાં તેની સૂચના અપાય છે—પ્રસંગોપાત ધમકી સાથે. લોર્ડ વિલીંગ્ડન સાહેબ એક વખત કાઠિયાવાડની મુલાકાતે પધાર્યા. મુલાકાત ખાનગી હતી, છતાં સઘળાંઓને આવવાનું તો હતું જ. ગોપાળદાસ છઠ્ઠા વર્ગના તાલુકદાર ગણાય છે, અને એ વર્ગમાં એમનું સ્થાન હમેશાં પહેલું જ રહેતું. આ પ્રસંગે તેવી વ્યવસ્થા ન હોવાથી ગોપાળદાસે ઓફિસનું ધ્યાન ખેંચ્યું. પરંતુ આ ખાનગી મુલાકાત છે અને હવે બધી ગોઠવણ થઇ ગઇ છે એમ કહી વાત ઉડાવવા પ્રયત્ન થયો. ગોપાળદાસ સ્વમાનને ખાતર મક્કમ રહ્યા અને સાહેબ સુધી વાત લઇ ગયા. પરિણામે એમનું મળવાનું પહેલું ગોઠવવામાં આવ્યું. આ વખતે બીજા તમામ રાજવીઓ રાજવંશી કીમતી પોષાકમાં પધાર્યા હતા, જ્યારે ગોપાળદાસ સાદા મલમલના પોષાકમાં જ હાજર થયા હતા. માત્ર તલવારના પટા નવા કરાવ્યા હતા. મુલાકાત વખતે પોષાકની સાદાઇથી બધાથી જુદા પડી જતા ગોપાળદાસનું વ્યક્તિત્વ વિલીંગ્ડન સાહેબથી અજાણ્યું ન રહ્યું. તરત જ તેમનું નામ

નોંધી લેવાયું અને બધાની મુલાકાત થઇ રહ્યા પછી મળવા માટે રોકાવા સૂચના થઇ. "લેવી" નું કામ ખલાસ થયા પછી "રીફ્રેશમેન્ટ" હતું; પરંતુ તેમાં ઉપલા ચાર વર્ગના રાજવીઓને જ આમંત્રણ હતું. પાંચમા છઠ્ઠા વર્ગના તાલુકદારોને પોતપોતાના મુકામે પધારવાનું હતું. માર્ગમાં કોઇ પૂછે, "કેમ સાહેબ, આપ નાસ્તા માટે ન રોકાયા ?" ત્યારે ઇજ્જત સાચવવા ખાતર "તબીઅત ઠીક નથી" અથવા તો "મને એવું પસંદ નથી" એવા જવાબ આપવાની ફરજ પડતી. ગોપાળદાસ છઠ્ઠા વર્ગના તાલુકદાર હતા, છતાં એમના વ્યક્તિત્વથી તેમને આજે પાર્ટીમાં નિમંત્રણ મળ્યું હતું. પરંતુ "મારા વર્ગના સઘળા તાલુકદારોને છોડીને મને એકલાને આવવું ઉચિત લાગતું નથી," કહી તેમણે ઇજનનો સાભાર અસ્વીકાર કર્યો. આ અસ્વીકારમાં પણ સત્તાવાળાના ખોફનો ભય સમાયેલો હતો. તે જોખમ વહોરીને પણ ગોપાળદાસે પોતાના સાથીઓના માનને ખાતર ખાણામાં ભાગ લીધો ન હતો. એ પછી ગવર્નર સાહેબની મુલાકાત થઇ; તેમાં સામાન્ય વાતચીત કરતાં વિશેષ કશું ન હતું. પરન્તુ ગોપાળદાસ જેવા વ્યક્તિત્વવાળા દરબારના મનમાં "ગવર્નર સાહેબ આપણી સાથે ઠીક સંબંધ રાખે છે" એવી છાપ બેસાડવાની રાજનીતિનિપુણતા એ ખાસ મુલાકાતની પાછળ છુપાએલી હતી. વીલીંગ્ડન સાહેબનો દાવ છેક નિષ્ફળ ગયો ન હતો. થોડો વખત ગોપાળદાસ આ અંગત માનથી ફુલાયા પણ ખરા, અને સાથે સાથે વધારે નિર્ભય પણ બન્યા.

* * *

યુરોપનું મહાયુદ્ધ જાગ્યું અને બ્રિટિશ સરકારે તેમાં જ્યારે ઝંપલાવ્યું ત્યારે વૉરલોનમાં નાણાંની અને રિક્રુટીંગમાં માણ-

સોની ભરતી કરવાના અવનવા પ્રયત્નો હિંદુસ્તાનમાં શરૂ થયા. રાજીખુશીથી, શરમથી અને દાબદબાણથી નાણાં અને માણસની ભરતી થતી. કાઠિયાવાડમાં દરેક રાજાએ કે તાલુકદારે કેટકેટલી રકમની લોન ભરવાની તેની ફાળવણી લોન ભરાવનાર કરી રાખતા. ગોપાળદાસના તાલુકાની ઉપજના પ્રમાણમાં એમની રકમ મુકરર થઇ. રકમ તો ૧૦૦૦ ની અંદરની હતી પણ તે ઉઘરાવવાની પદ્ધતિ સામે ગોપાળદાસનો વાંધો હતો. કોઇ લોન લેવાને રાજી છે કે નહિ, અને રાજી હોય તો કેટલી રકમની લોન લેવા ઇચ્છા છે તે પૂછ્યા સિવાય અમલદાર આંકડા મૂકે તે સ્વીકારી લેવા એ ગોપાળદાસને અને એમના એક મિત્રને માનભંગ થવાની અને બીકુણપણાની નિશાની લાગી. આથી તેમણે પોતાના નામ યાદીમાંથી કાઢી નંખાવ્યા અને આ વખતે તેઓ કશું ભરવા માગતા નથી એમ ચોકખું જણાવી દીધું. લડાઇ જેવા વખતમાં એક નાનકડો તાલુકદાર લોન લેવા ના પાડે એમાં એમની ભારે નિર્ભયતા દીસી આવે છે. એમને બધા ઓળખી ગયા હતા એટલે આ સંબંધમાં પાછળથી કશું કહેવામાં પણ ન આવ્યું. પાછળથી ગોપાળદાસે રાજીખુશીથી લોન અને દાન તરીકે ૬–૭ હજાર રૂપીઆ આપ્યા હતા. તેમાં ૨૫૦૦ રૂપીઆની એક મોટર એમ્બ્યુલન્સ કોર માટે ભેટ આપી હતી તેનો પણ સમાવેશ થાય છે; રિક્રુટ માગતાં ગોપાળદાસે જણાવ્યું કે મારા તાલુકામાંથી કોઇપણ માણસ આવવા રાજી નથી એટલે હું તે આપી શકતો નથી. જવાબ મળ્યો કે આપને માણસજ આપવાની જરૂર નથી. માણસો અમારી પાસે તૈયાર છે. તેના કુટુંબને આપવાના બદલાની રકમ આપ આપો એટલે એ માણસો આપના તાલુકાનાજ ગણાશે. ત્રણસો ત્રણસો રૂપીએ ૩ લડાયક અને દોઢસો દોઢસો રૂપીએ ૨

બિનલડાયક માણુસો તાલુકા તરફથી મોકલવામાં આવ્યા. એ માણુસોને પૂના ચડાવતાં પહેલાં દરબારશ્રીને જેતલસર જવાનો પ્રસંગ આવેલો; માણુસોને હજી રાજકોટ મોકલવામાં આવ્યા ન હતા. રસ્તામાં જતાં તેમને મળવાનો પ્રસંગ અચાનક મળ્યો. તે વખતે પેરેડમાંથી તેમાંના એક માણુસે દોડી આવીને દરબારશ્રીને કહ્યું, "અમને ફાંસીને લાકડે ચઢાવવા શામાટે મોકલો છો?" એટલામાં તેનો અમલદાર આવીને તેને પકડી ગયો. આ વખતે એ બિચારાના બાયડી છોકરાંઓના આક્રંદથી ગોપાળદાસને ભારે આઘાત અને પશ્ચાતાપ થયો. એ સાચા દિલનો પશ્ચાતાપ ફળ્યો. સુભાગ્યે તેઓ પૂના પહોંચ્યા હશે ને સુલેહ થવાના સમાચાર ફરી વળ્યા.

* * *

બદલાતા સાહેબોનાં સ્મારક ફંડ સ્થાપવાનો અને તેમના માનમાં પાર્ટી આપવાનો રિવાજ લગભગ સામાન્ય થઇ પડયો હોય છે. ઓફિસના ખુશામતપ્રિય દેશી અમલદારો આમાં આગેવાનીભર્યો ભાગ લે છે. નવા આવનાર સાહેબ પણ પોતાની પાછળ આવી નામના માટે લલચાય અને ખુશામતીયાઓના હાથનાં રમકડાં બને તેમજ બદલાયલા સાહેબ મોટા હોદ્દા ઉપર વખતે ફરીથી આવે ત્યારે પોતાના ઉપર રહેમ નજર રાખે એ આવાં સ્મારકો સ્થાપવાના હેતુઓમાંનો એક હોય છે. ગોપાળદાસની કારકીર્દીમાં કર્નલ કાર્ટર નામના એક ભલા સાહેબનું સ્મારક ફંડ શરૂ કરવામાં આવ્યું. અને તેમાં દરેક તાલુકદારોને અમુક અમુક રકમ ભરવાનું ઓફિસના મુખ્ય કરાણી.......એ ઠરાવ્યું. આ સ્મારક સામે ગોપાળદાસને વાંધો ન હતો પણ તેનાં નાણાં ઉઘરાવવાની આપખુદ પદ્ધતિ સામે તેમણે વાંધો ઉઠાવ્યો અને જણાવ્યું કે આ ફંડમાં મારે નાણાં ભરવાં વાજબી

છે કે નહિ તેનો વિચાર કર્યા સિવાય એક દમડી પણ આપી શકું એમ નથી. કાળા સાહેબનો મિજાજ ગયો અને તેમણે ગોપાળદાસને ખાનગીમાં બોલાવીને કહ્યું, "દરબાર સાહેબ! તમારે આ ફંડમાં નાણાં ભરવાંજ પડશે અને સીધી રીતે નહિ ભરશો તો તાલુકા ઉપર જપ્તી બેસાડી મેનેજર પાસેથી નાણાં ભરાવવાનો ઉપાય અમારી પાસે છે. અને તે વખતે આપ પગે પડતા ફાળો આપવા આવશો તોપણ નહિ લઉં એ યાદ રાખજો." ગોપાળદાસે ઠંડે પેટે જવાબ આપ્યો, "જ્યારે આવો સીધો ઉપાય આપની પાસે છે તો પછી હમણાં મને પગે પડવાનું પ્રયોજન શું? તે રીતે જ વસુલ કરી લ્યોને!"

એ બનાવને વરસો વીતી ગયાં, પણ એ પછી કોઇ પણ ફંડમાં ગોપાળદાસનું નામ તેમની સંમતિ સિવાય ભૂલે ચૂકે નહિ મૂકવાની ગોરા કે કાળા અમલદારો ખાસ કાળજી રાખતા.

* * *

ઉપરનો બનાવ બન્યા પછી ૧૦–૧૫ દિવસે ગોપાળદાસ એક સરકસમાં ગયા હતા. ઉપલા "જપ્તી મૂકનાર" સાહેબ પણ તેમાં પધાર્યા. તેમના આગમન વખતે ગોપાળદાસ ઉભા થયા નહિ એટલે તેમની પાસે જઇ સાહેબ બોલ્યા, "કોઇ ગેઝેટેડ ઓફીસર આવે ત્યારે તાલુકદારે ઉભા થવું જોઇએ એ નિયમની આપને ખબર છે?" ગોપાળદાસે ઉત્તર આપ્યો, "એની તો મને ખબર નથી, પણ કોઇ તાલુકદાર આવે ત્યારે ગેઝેટેડ ઓફિસરે ઉભા થવું જોઇએ એમ મને લાગે છે ખરૂં. કારણકે અમને તમે ગાંડા ઠરાવો ને તાલુકાપર જપ્તી બેસાડો તોયે અમે દરબારજ કહેવાઇએ. પરંતુ આપ તો નોકરી છોડો એટલે સાહેબ મટી જવાના અને સાદા 'રા......દ' થવાના!"

* * *

એભલ પટગીર એક નામીચો બહારવટીઓ હતો. રાણપુર પાસેના નોલી ગામનો તે વતની હતો. તેણે બહારવટું લીધું હતું, પરંતુ તેમાંયે તે પોતાનું ક્ષત્રિયપણું કોઇ કોઇ વાર દાખવતો હતો. એના માટે એમ કહેવાય છે કે સ્ત્રી અને છોકરાંને તે ભાગ્યેજ લુંટતો. એ સમયમાં મહાત્માજીનું નામ અને કામ પૂર જોસમાં પ્રકટી નીકળ્યું હતું. એ જંગલી બારવટીયાઓમાં પણ એમની હાકલ પહોંચેલી. રાયસાંકળીના દરબાર મહાત્મા ગાંધીજીના પક્ષના છે અને પોતાની પ્રજાને બહુ સુખ અને સંતોષ આપે છે એમ તેને ખબર હોવાથી તેમની રૈયતને નહિ લુંટવા તેણે પોતાના સાથીઓને સૂચના આપી હતી. એક બનાવ એવો બન્યો કે એક વખત રાયસાંકળીના બે ગોવાળીઆના છોકરાંને તેઓ ખબર ન આપી દે તે માટે એભલના માણસોએ પકડીને પોતાનું કામ સમાપ્ત થઇ જાય ત્યાં સુધી બેસાડી મૂક્યા. તેમને ખાવાનું આપવામાં આવ્યું. થોડીવાર પછી છોકરા તરસ્યા થતાં એભલે પોતાના માણસને પાણી લાવવા હુકમ કર્યો. દૂર જવાની આળસે તે માણસ નજીકમાંથી ખારૂં પાણી લઇ આવ્યો. છોકરાઓએ તે ન પીધું એટલે એભલે પોતાના માણસને તમાચો માર્યો અને કહ્યું, 'આવાં ફૂલ જેવા બચ્ચાંને તે ખારૂં પાણી અપાય? વળી જાણતો નથી એ સાંકળીના છોકરાં છે? પેલો માણસ દોડતો ગયો અને મીઠું પાણી બાળકો માટે લઇ આવ્યો. તેજ પ્રસંગે દૂરથી એક ગાડું આવતું દેખાયું. તેને લુંટવાનો ઇરાદો રાખ્યો. પણ એભલને લાગ્યું કે એ ગાડું સાંકળીનું છે. ગાડું પાસે આવ્યું. પૂછી જોતાં એભલની માન્યતા સાચી પડી અને ગાડાને સલામત જવા દીધું. થોડીવાર પછી એક બીજું ગાડું દેખાયું. તે રાઇનું હોવાનું અનુમાન થયું. એભલે પોતાના માણસોને સૂ-

ચના આપી કે હું તપાસ કરીશ અને રાઇનું નાહુ નીકળશે તેદ ઇશારત કરીશ એટલે તમે નીકળી પડજો. છેવટે એ ગાડું બીજા ગામનું નીકળ્યું અને લુંટાયું.

આ પ્રમાણે રાઈ સાંકળીનાં માણસોને ઇરાદાપૂર્વક એભલ છોડી મૂકતો એની વાત સૌના જાણવામાં આવી અને તેથી ગોપાળદાસે એભલને આશ્રય આપવાનો શક પડયો. જે એભલ ભલભલા પોલિસોની આંખમાં ધૂળ નાખતો અને ગામની આસ-પાસ પહેરો ભરતા હથિયારબંધ પોલિસના લશ્કરને હાથતાલી આપીને ચાલી જતો તેને બિચારા ગોપાળદાસના સિપાઇની શી તાકાત કે પકડી શકે? આથી ગોપાળદાસના તાલુકામાં પોલિસે એભલને પકડવા દરમિયાનગીરી કરવા માંડી. ગોપાળદાસ ઉપર એભલને આશ્રય આપવાનો શક હતો છતાં તેમણે પોતાની આ પ્રમાણે થતી દરમિયાનગીરીનો વિરોધ કર્યો અને જણાવ્યું કે જ્યાંસુધી મારી પાસે અખ્ત્યાર છે ત્યાંસુધી તેનો ભોગવટો કરીશ; કાં તો અખ્ત્યાર લઇ લો ને કાં તો દરમિયાનગીરી છોડો. આખરે પોલિસે નમતું આપ્યું. પાછળથી એભલ તેના એક માણસના કુટવાથી નડાળા અને નોળી ગામની વચ્ચેના એક પડતર કૂવામાં છુપાયો હતો તેને પોલિસે ઘેરી લીધો એટલે તેની સાથે લડતાં ગોળીથી ઠાર થયો.

આવા સંજોગોમાં ગોપાળદાસને સ્થાને બીજો કોઇ કાચોપોચો તાલુકદાર હોય તો તે બહારવટીઆને આશ્રય આપવાના આરોપની ઉપાધિ વહોરી લેવા કરતાં પોતાનો હક્ક જતો કરવાનુંજ પસંદ કરે. એભલના કિસ્સા ઉપરથી એક બીજી વાત ફલિત થાય છે. એભલ જેવા બહારવટીયાઓને પણ એક નાનકડા દરબાર તરફ તેની રાજનીતિ વિગેરેને માટે માન હતું. માણસ

પોતાની કીર્તિથી પોતાની પ્રજાનું કેવું રક્ષણ કરી શકે છે–
શકે છે તેનું દૃષ્ટાન્ત આ કિસ્સો રજુ કરે છે.

*　　　*　　　*

સંવત ૧૯૭૫ માં કાઠિયાવાડમાં દુકાળ હતો. ઘાસ ચારા વિના ઘણાં ઢોરો મરી જવા લાગ્યાં. તે વખતે કર્નલ ઓલ્ડફીલ્ડ નામના સોરઠ પ્રાન્તના પોલિટિકલ એજન્ટ સાહેબે એક શોધ કરી. "હાથલા થોર" જેને ગુજરાતમાં ફાફડીયા કંટાળા કહેવામાં આવે છે તેના કાંટા બાળી નાખી કટકા કરી તેમાં મીઠું ભેળવવામાં આવે તો તે ઢોરોને માટે સારો ખોરાક થઇ પડે છે અને ઢોર તે ઘણી રૂચિથી ખાય છે. આવો સાહેબનો મત બંધાયો હતો, અને તેના પ્રચારને માટે એક ખાતું સ્થાપવામાં આવ્યું હતું. ગામે ગામથી તેના રિપોર્ટ મંગાવવામાં આવતા અને ઘાસ કરતાં પણ ઢોર આ થોર વધારે હોંશથી ખાય છે એવા રિપોર્ટ મળે તે વાંચી સાહેબ ફુલ્યા સમાતા નહિ.

દુકાળ પ્રસંગને માટે ઢસામાં અગાઉથી જ ઘાસચારાનો સંગ્રહ કરી રાખવાની દૂરંદેશી ગોપાળદાસે રાખેલી હોવાથી અને થોડુંઘણું નવું ઘાસ અને રજકો ગામમાં ઉત્પન્ન થવાને લીધે ઢસાનાં ઢોર હાથલા થોરના રૂચિકારક ખોરાકથી બેનશીબ રહ્યાં હતાં. સાહેબ ઢોરોની વ્હારે ધાયા અને ગોપાળદાસને "હાથલા થોર" ઢોરને ખવડાવવા આગ્રહ કર્યો. સાહેબની શોધની સફળતા–નિષ્ફળતાના પ્રશ્નમાં ન ઉતરતાં પોતાની પાસેનો પૂરવઠો બતાવી નવા ખોરાકની ઢસાને જરૂર નથી એવો જવાબ ગોપાળદાસે આપ્યો. પણ આખરે સાહેબને રાજી રાખવા થાણાની દરમિયાનગીરી સિવાય એ ખોરાક ઢોરને આપી જોવાનું સ્વીકાર્યું.

ઢસાના રિપોર્ટ સંતોષકારક પરિણામ દર્શાવતા ન હતા. તેમાં સાહેબની શોધની વાહવાહ ગવાતી ન હતી. સાહેબની દૃઢ માન્યતા હતી કે જ્યાં જ્યાં ઢોર આ ખોરાક હોંશથી ખાતાં ન હોય ત્યાં ત્યાં બેકાળજી અથવા પદ્ધતિનો દોષ હોવો જ જોઇએ. ખોરાકનાં ઉમદાપણામાં શંકાને સ્થાન હોઇ શકે જ નહિ. બધાં ઢોર ખાય અને ઢસાનાં ઢોર શા માટે ન ખાય એ પ્રશ્ન સાહેબને અકળાવતો. આખરે ટોપલીઓમાં દોષ હશે એમ અનુમાન ખેંચાયું અને ૨૦૦ ટોપલી ઢસાને માટે ઢસાના ખર્ચે મોકલવામાં આવી. ટોપલીઓ પાછી વાળવામાં આવી. સાહેબ સાથે થાણાની દરમિયાનગીરી ન રહેવાની થયેલી શરતનો ભંગ થતો જણાવી વહીવટદારે થોર ખવડાવવાનું બંધ કર્યું !

ગોપાળદાસ આ વખતે વસો હતા. તેમને સાહેબે આ સંબંધમાં મળી જવા બે ત્રણ તાર કર્યા. ગોપાળદાસે લખી જણાવ્યું કે હું અહીં પણ મારા ખેડુતોની સંભાળના કામમાં ગુંથાયો છું એટલે તરત જ છુટ્ટો થઇ શકું તેમ નથી. સાહેબના ગુસ્સાનો પાર રહ્યો નહિ. ઢસાના વહીવટદારને બરતરફ કરવાની સૂચના થઇ. તેમના હાથનાં લખાણો જે થાણદાર તરફ જતાં તે પાછાં ફરવા લાગ્યાં. ઢસાના વહીવટદારને નીમવાની કે બરતરફ કરવાની સત્તા દરબારની હોવાથી ગોપાળદાસે તેને બદલ્યો નહિ. સાહેબનો મુકામ થાણાદેવડીમાં હતો ત્યારે ગોપાળદાસ તેમને મળવા ગયા. છએક વાગે સાહેબ કામમાંથી પરવાર્યા અને ગોપાળદાસ સાથે ફરવા નીકળ્યા. આગળ વાતચીત કરતા બન્ને ચાલ્યા અને પાછળ પાછળ સાહેબની મોટર આવતી.

થોડે દૂર ગયા એટલે એક નાળું આવ્યું. ગોપાળદાસ થાકવાથી તેના ઉપર બેઠા અને સાહેબ ઉભા રહ્યા. હાથલા થોરનું પ્રકરણ ઉઘડયું અને બંધ પડયું. પછી વહીવટદાર અમરચંદને

દૂર કરવાની વાત નીકળી. અત્યાર સુધી બંધ રહેલો પડદો ફાટ્યો. "કાળા કાયદા" સામેના વિરોધ તરીકે આખા હિંદુસ્તાનમાં પહેલી હડતાળનું અનુકરણ ઢસામાં પણ થયું હતું તે સાહેબની આંખમાં કણુની માફક ખૂંચતું હતું. હડતાળ પડતી નહિ અટકાવવાના ગુન્હા બદલ વહીવટદારને બરતરફ કરવાનો સાહેબનો નિશ્ચય હતો, પરંતુ કાગળ ઉપર તે કારણ ચઢે નહિ તેટલા માટે "હાથલા થોર" ખવડાવવાની બેદરકારીનો ગુન્હો તેને માથે ચોટાડવામાં આવ્યો હતો. સાહેબે દલીલ કરી કે હડતાળ પડતી વહીવટદાર કે તમે અટકાવી શક્યા નહિ એનો અર્થ એ કે વહીવટદાર કે તમારો કાબુ રૈયત ઉપર નથી, માટે વહીવટદાર નાલાયક છે. એને દૂર કરવો જ જોઇએ. ગોપાળદાસે જવાબ આપ્યો, "એ દિવસે મુંબઇમાં પણ ભારે હડતાળ હતી એટલે એનો અર્થ ત્યારે એવો ખરો ને કે મુંબઇના ગવર્નરનો લોકો ઉપર કાબુ નથી? અને તેઓ પણ નાલાયક છે?" આ સાંભળીને સાહેબનું માથું ફરી ગયું, અને સભ્યતા કે વિવેક પણ વિસરી જઇને મોટરમાં ચઢી બેઠા. એકવીસ રૂપીઆનો કારકુન પગે ચાલીને હાથલા થોર ઢોરને બરાબર ખવડાવાય છે કે નહિ તેની તપાસ અર્થે નજીકના એક ગામે ગયેલો તે ત્યાં આવી પહોંચ્યો. તેને મોટરમાં સાથે લીધો, પરંતુ ગોપાળદાસને રાત્રિના વખતમાં ત્યાં એકલા મૂકીને સાહેબ તો હંકારી ગયા! આ અપમાનથી ગોપાળદાસને અંધારા આવ્યાં અને ક્ષણભર આંખ દાબીને નીચે બેસી ગયા. થાણાદેવડીમાં આ પહેલી જ વાર આવેલા હોવાથી ગોપાળદાસ રસ્તાથી પણ અજાણ્યા હતા. દૂર દેખાતા એક દિવાને આધારે એમણે ચાલવા માંડયું. ત્યાં તેજ સ્ટેટના દરબાર સાહેબનો માણસ ફાનસ લઇને એમની સામે આવ્યો. તેની સાથે તેઓ મુકામ ઉપર પહોંચ્યા.

* * *

આ સાહેબ ફારેગ થયા ત્યારે તેમના માનમા અગાઉ થયેલા હરકોઇ સ્મારક કરતાં વધારે મોટું સ્મારક કરવાનો તેમના શિરસ્તેદાર રા. ભગવાનજીભાઇનો ઇરાદો હતો. તેની તૈયારી થવા માંડી અને સ્મારક સમિતિ નિમાઇ. શ્રી રણછોડદાસ નામના એક વિલાયત જઇ આવેલા કારભારીને તેના મંત્રી નીમવામાં આવ્યા. તે ગોપાળદાસના મિત્ર હતા. દરેક તાલુકદારને આ ફાળામાં નાણું ભરવાનું કહેવામાં આવ્યું. ગોપાળદાસે કમિટિના મંત્રીને પત્ર લખ્યો અને પોતે એક પાઇ પણ એ ફંડમાં ભરવા માગતા નથી એમ કારણો અને દલીલોસહિત જણાવ્યું; અને તેનાં કારણો પણ ટાંકયાં. મંત્રીએ જવાબ આપ્યો કે તમારો કાગળ મળ્યો, પણ તે કમિટિ આગળ મૂકયો નથી. નાહક તમારી વિરૂદ્ધતા ખુલ્લી રીતે જણાઇ આવશે, અને કર્ણપરંપરાએ સાહેબને કાને વાત જાય એ સારૂં નહિ. તમારે ફાળામાં નાણું ન ભરવાં હોય તો ન ભરશો. ગોપાળદાસે લખ્યું કે મારો કાગળ કમિટિ આગળ મૂકાય તે માટે જ મેં લખ્યો છે. સાહેબને કાને વાત જાય એ તો મારો એ કાગળ લખવાનો હેતુ છે. જો તમે કમિટિ આગળ કાગળ ન મૂકશો તો મારે જાતે કાગળ સભ્યો ઉપર લખવો પડશે. આખરે કમિટિમાં કાગળ વંચાયો. ભગવાનજીભાઇએ તે છતાં ગોપાળદાસની વતી ફંડમાં રૂ. ૫૧) ભર્યા, અને તે વાત તેમને લખી જણાવી. ભગવાનજી ગોપાળદાસના મિત્ર હતા, છતાં તેમણે લખ્યું કે "આ કાર્યમાં તમે મને શરમાવશો નહિ. તમે ધારતા હશો કે હમણાં તમે નાણાં ભરશો, ને પાછળથી હું આપી દઇશ. પણ હું સ્પષ્ટ કરૂં છું કે તમે ભરશો તો તમારાં નાણાં જશે, અને હું જાહેરમાં પ્રકટ કરીશ કે મારા નામે ભરાયેલાં નાણાં મેં ભર્યાં નથી." ભગવાનજીએ નાણાં તો ભર્યાં જ, પણ

આખરે ગોપાળદાસે મિત્રને ખાતર તે વાતનો ઇન્કાર જાહેરમાં ન કર્યો.

---

## ૧૦

## "મારી નબળાઇ."

---

ગોપાળદાસ મનુષ્ય છે અને મનુષ્ય કંઈ પૂર્ણ પુરુષોત્તમ નથી. ઘણા યા થોડા પ્રમાણમાં ત્રુટીઓ તો મનુષ્ય માત્રમાં હોય છેજ. ગોપાળદાસમાં આવી ત્રુટી અથવા નબળાઇનો અભાવ નથી. રાજ્યના ભોગે પણ સિદ્ધાન્તનું પાલન કરવાનું આત્મબળ ધરાવનાર વ્યક્તિ કેટલીક વખત નાની અને નજીવી બાબતની ગુલામીનાં બંધન તોડવામાં નિષ્ફળ નીવડે છે. ગોપાળદાસ એનું એક દૃષ્ટાન્ત છે. એમની અને બીડીની વચ્ચે દ્વંદ્વ યુદ્ધો જામ્યાં હતાં, અને વિજયનો વાવટો બીડીબાઇનો જ ફરકતો રહ્યો છે. એમના મિત્ર ગિજુભાઈ એક પ્રસંગ* નીચે પ્રમાણે વર્ણવે છે:—

"ઉનાળાની એક સુંદર સાંજે હું, મારા મિત્ર, અને તેમનાં સ્નેહાળ પત્ની, ત્રણે જણાં ફળીઆમાં ખાટલા ઢાળી વાતચીત કરી રહ્યાં હતાં. તેમાંથી વાત નીકળતાં મારા મિત્રનાં પત્નીએ કહ્યું, "ગિજુભાઇ, આ વખતે તમે એમને પીવામાંથી છોડાવો તો ઠીક. હવે તો તેમનો શોખ વધ્યો છે. એક હોકો હમણાં બનાવરાવ્યો છે, અને તે ઉપર પાંચસો રૂપીઆ ખર્ચ્યા છે."

---

* પટેલ બન્ધુ—દરબાર અંક.

મારા શ્રીમંત મિત્રે વચમાં કહ્યું, " હા, સાચી વાત છે. હોકો સારો મજાનો બનાવ્યો છે. ખરેખર પાંચસો રૂપીઆ ખર્ચ્યા છે. વળી તે દેશી બનાવટનો છે. આ ગામના (ઢસાના) સોનીએજ બનાવ્યો છે." આમ કહી તેમણે હોકો મંગાવ્યો. મેં જોયો અને નીચે મૂકતાં કહ્યું, " આ વખતે તો ભલે એઓ બીડી–હોકો પીએ. ભલેને પીતા. નીમ તો નથી જ લેવરાવવું. નીમ લઇને તેઓ તોડે એવા છે, એટલે નીમ લેવરાવીને શું કરીએ ?"

" ખરૂં છે. મેં ઘણીયે વાર બીડી ન પીવા નિશ્ચય કર્યો છે, પણ વારંવાર બીડી સાંભરી આવે છે. એ " મારી નબળાઇ " છે એ હું જાણું છું. પણ અમુક અમુક વખતે મન થઇ આવે છે, અને પછી બીડી પીવાઇ જાય છે."

મેં કહ્યું, " પણ મારો આગ્રહ જ ક્યાં છે કે તમે બીડી છોડી દ્યો. હવે તો ભલે તમે ખૂબ બીડી ફુંકો. તમે અસહકારી થયા છો. સાચી બાબતમાં સરકારની સામે થવા હિંમત ધરાવો છો. એનો અર્થજ એટલો કે તમારામાં જે બળ છે તે એટલું બધું છે કે તમે બીડી પણ છોડી ન શકો."

આ માર્મિક વાક્યની તેમના મન પર અસર થઇ. તેઓ જરા વિચારમાં પડ્યા. તેમણે કહ્યું, " બધી વાત ખરી, પણ આ " મારી નબળાઇ " છે. આને છોડતાં જરા વાર લાગશે."

મેં કહ્યું, " જેવી તમારી મરજી. મારો આગ્રહ નથી."

એટલામાં એમનાં પત્ની બોલ્યાં, " એમ ન કહો. એમ તો એ કદી બીડી છોડવાના જ નહિ. તમારે આ વખતે એમની બીડી છોડાવવી જ જોઇએ."

મેં કહ્યું, " બાઇશ્રી, મારા બ્હેનનો આટલો બધો આગ્રહ છે ત્યારે તો તમે બીડી પીજ ન શકો. મારા બ્હેનની ખાતર,

તેના તરફના તમારા સ્નેહની ખાતર પણ તમે તે છોડીજ દ્યો. હવે તમારી નબળાઇ ચાલશે નહિ. તમારી ઇચ્છા હોય તો હું પણ તમારી સાથે તમે કહો તે નિયમ લઉં. પણ હવે તો તમારે આ ટેવ છોડયે જ છુટકો."

જાણે મનમાં કંઇ નવીન વિચાર સ્ફુર્યો હોય તેમ તેમણે કહ્યું, "તમે નીમ લ્યો તેમાં શું? આ............જેને બીડી છોડાવવી છે અને જે તે માટે એટલી બધી કાળજી ધરાવે છે, તે જો મારી સાથે હું કહું તે નીમ લે તો, ભલે હુ બીડી હોકો છોડી દેવા તૈયાર છું."

મેં કહ્યું, "તેમાં શું? એમણે તો તમારા માટે નીમ લેવો જ જોઇશે. એ તો તૈયાર જ છે. તેમાં પૂછવાનું પણ શું હોય?"

મિત્ર બોલ્યા, "ના, રે! ભાઇ, એ નિયમ નહિ જ લે. હું કહું છું તેમ એ કરે તો હું આજ જ બીડી છોડું છું. પણ એ ક્યાંથી બને? લ્યો ત્યારે, એ મારી સાથે ઢેઢવાડે આવે અને નાહ્ય નહિ એવું નીમ લેશે?"

મારા બ્હેનની મનોદશા હું જોઈ શકયો. તેમના મનમાં વિચારપરંપરા ચાલતી હતી. તે મુંઝવણમાં હતાં.

મેં કહ્યું, "બેશક લેશેજ. તમારા હિત માટે તેમણે આટલું તો કરવું જ જોઇશે; નહિતર તમને આ વ્યસનમાંથી મુક્ત કરવાની વાતો કરતાં હતાં તે ખોટી જ ઠરે."

"પોતાના પતિને દુર્ગુણમાંથી બચાવવા પૂર્વે અનેક સ્ત્રીઓએ ભારે ભારે સંકટો વેઠ્યાં છે, તો આમાં તે શી મોટી વાત છે? આમાં તો એક પંથ ને દો કાજ જેવું થશે. તમારૂં વ્યસન જશે અને અંત્યજોદ્ધારના પવિત્ર કાર્યમાં બળ આવશે. જ્યારે આવી બ્હેનો જ આ હીલચાલને ઉપાડી લેશે ત્યારે જ ખરો ઉદ્ધાર થશે."

મારા મિત્ર બોલ્યા, "એ તો હડહડતાં સ્વામીનારાયણ છે. ભાઇ, પછી એની મૂર્તિનું શું થાય ? એ તો કદી ઢેઢવાડે આવવાનું નીમ લે ખરાં ? જો એ લેતાં હોય તો, ચાલો, આપણે અત્યારથી બીડી ન પીવી."

મેં કહ્યું, "તમારી ભૂલ થાય છે. અંત્યજોને અડવું, અડીને ન્હાવું નહિ, તેને અને આપણા ધર્મને કંઇ સંબંધ નથી. આપણે તેથી સ્વામીનારાયણ મટી ન જઇએ. આપણે મૂર્તિની પૂજા કરી શકીએ. મહાત્મા ગાંધીજી પક્કા વૈષ્ણવ છે. તેઓ ચુસ્ત સનાતની છે, અને છતાં અંત્યજોને અડવામાં કશો ય સંકોચ રાખતા નથી. એમના એક ભત્રિજા છે. તેઓ વૈષ્ણવ છે, ગળામાં કંઠી બાંધે છે. સવારે ન્હાઈ ધોઇને ગીતા વાંચે છે. તેનો પાઠ કરે છે, અને છતાં અંત્યજશાળામાં શિક્ષક તરીકે કામ કરે છે. આપણે જેને અધમ દશામાં રાખ્યા છે તેને ઉદ્ધારવા માટે અડવામાં પાપ નથી પણ ઉલટું પુણ્ય છે !"

"તમે એમને હજી સમજતા જ નથી. એ શાંતિથી બેઠાં છે તેથી શું ? તમારા અને અંત્યજોના હિત માટે એઓ આટલું કરવાનાં જ. કેમ બ્હેન, તમે શું માનો છો ? ચોકખી હાજ પાડો એટલે એમનું મોં બંધ થાય."

બ્હેન બોલ્યાં, "મારે કયાં વાંધો છે ? હું ત્યાં જવામાં વાંધો નહિ રાખું અને જઇ આવીને નાહીશ પણ નહિ. પણ એઓજ બીડી છોડી શકવાના નથી. એમણે એટલું નક્કી કરવું જોઇએ કે પાછળથી તેમણે નીમ મૂકી દેવા માટે મને કહેવું નહિ જોઇએ, કે લલચાવવી ન જોઇએ. એ પાછળથી કહે કે હવે તો બીડી પીધા વિના નહિ ચાલે, ત્યારે હું મુશ્કેલીમાં આવી પડું."

મેં કહ્યું, "તમારે કહેવું કે બીજાની સમક્ષ આપણે લીધેલો નિયમ તોડાય જ નહિ. ઉલટું દૃઢતાથી તેનું પાલન કરવું

જોઇએ, અને છતાં તેઓ નિયમ તોડવાનું કહે તો રીસાઈ જશે."

મારા મિત્ર આ બધો સમય ગમ્મત ખાતર બીડી પીતા હતા, અને કહેતા હતા કે "હવે થોડા જ વખતમાં આ બીડી જશે, માટે ચાલ જેટલી પીવાય તેટલી પી લઉં." આખરે નિર્ણય થયો કે મારા મિત્રે બીડી છોડી દેવી અને એમના પત્નીએ એમની સાથે ઢેડવાડે જવું અને ત્યાં જઇ આવી ન્હાવું નહિ.

પછી સૌ જમવા ઉઠયાં. તે વખતે મારો આનંદ કેટલો બધો હશે?

એ વખતે ગોપાળદાસની સાથે ગામના બીજા પણ ઘણા યુવાનોએ બીડી છોડવાનાં નીમ લીધાં હતાં. પરંતુ ઢસાના એડમીનીસ્ટ્રેશન રિપોર્ટમાં આ સંબંધમાં ત્યાંના વહીવટદારે લીધેલી નીચેના ભાવાર્થની નોંધ વાંચવામાં આવે છેઃ–

"ગીજુભાઇની ઢસાની મુલાકાત પ્રસંગે દરબારશ્રી અને તેમની સાથે ઘણા યુવકોએ બીડી નહિ પીવાનાં વ્રત લીધાં હતાં. પરંતુ અમારે દીલગીરી સાથે નોંધ લેવી પડે છે કે એ વ્રત તોડવાની આગેવાની દરબારશ્રીએ પોતે લીધી અને તેની માઠી અસર બીજાઓ ઉપર પણ થઇ.*"

---

* દરબારશ્રીના પોતાના ઉપર આવી નોંધ એડમીનીસ્ટ્રેશન રીપોર્ટમાં તેમનો વહીવટદાર નિર્ભયતાથી લખી શકે એટલું વિચાર-સ્વાતંત્ર્ય ગોપાળદાસે ઢસામાં કેળવ્યું છે. આ નોંધ વાંચી ત્યારે ગોપાળદાસે જ તેના લખનારને પૂછયું, "એડમીનીસ્ટ્રેશન રીપોર્ટમાં તે આવી વાત લખાતી હશે? આ બીડી પ્રકરણને વહીવટી રીપોર્ટ

તા. ૪ થી જુલાઇ ૧૯૨૨ ને દિવસે આણંદ સ્વરાજ્ય આશ્રમમાં આ ચરિત્ર લખનાર અને બીજા કેટલાક કાર્યકર્તાઓ રચનાત્મક કાર્યક્રમને અંગે મળ્યા હતા. આણંદની પરિષદ્ વખતે ટ્રેનમાં સુરત જીલ્લાના કેટલાક ભાઇઓએ કાર્યસિદ્ધિ ન થાય ત્યાં સુધી નાના પ્રકારનાં ત્યાગનાં વ્રત લીધાં હતાં તેની વાત નીકળી. એ વખતે ગોપાળદાસ બીડી ફુંકતા હતા. ભાઈ મોહનલાલ પંડ્યા (ખેડાની મહેસુલી લડતના 'ડુંગળીચોર') એ આજના દિવસે થોડો મેલ ધોવાનો આગ્રહ કર્યો. ભાઇ ફુલચંદ બાપુજી અને ભાઇ ગોકુળદાસ તલાટી જેવા વૃદ્ધ પુરુષે તેમજ બીજા યુવકોએ ખાંડ અને ચ્હા છોડ્યાં. ગોપાળદાસે શું છોડવું તેનો સંકલ્પ મૂકાવવાનું મને સોંપવામાં આવ્યું. સૌનો આગ્રહ હતો કે ગોપાળદાસ બીડી છોડે. પણ બીડીની ગોપાળદાસપરની સત્તાથી હું માહિતગાર હતો, એટલે તેનો સંકલ્પ મૂકાવવાની મારી હિંમત ન ચાલી. તેમાં અર્થ પણ ન લાગ્યો. મેં એમને ખાંડ છોડવાનું જણાવ્યું, અને તેમણે તે છોડી. પણ તરત જ બોલી ઉઠ્યા કે ' તમે ઠગાયા છો. જો આ વખતે બીડી મૂકવાનું કહ્યું હોત તો હું છોડી દેત. ' આ સાંભળી સૌએ વધુ આગ્રહ કર્યો, અને બીજો સંકલ્પ બીડી છોડવાનો ગોપાળદાસે કર્યો. એ સંકલ્પનો જે દિવસે ભંગ થાય દિવસે પ્રાયશ્ચિત તરીકે અનાજ ન લેવું એ પણ તેમણે જાહેર કર્યું. મહીનોએક આ વ્રતનું પાલન થયું હશે. પછી જ્યારે અમે

---

સાથે શો સંબંધ ?" વહીવટદાર-જે ઢસાનો પાણીદાર યુવક હતો- તેણે કહ્યું, " આપણા રીપોર્ટમાં તો તાલુકાની નૈતિક પ્રગતિ કે અધોગતિ પણ દર્શાવવી જોઇએ, અને દરબાર જેવા માણસ વ્રત તોડે એ પ્રસંગ નાનોસૂનો ન ગણાય. "

ઢસા ગયા ત્યારે કોઇએ એમને બીડી આપી. તે વખતે સ્પષ્ટ-વક્તા તરીકે તેમણે જણાવ્યું કે "મેં નિયમનો ભંગ નથી કર્યો એમ તો નથી, પણ મને સંકલ્પ મૂકાવનારની હાજરીમાં હું વધુ ભંગ કરવા ઇચ્છતો નથી." આ પછી હમણાં એમણે દૂધ, દહીં અને ફળ ઉપર રહેવાનો અખતરો આરંભ્યો છે. અનાજ એ રીતે આપોઆપ છુટ્યું, એટલે જાહેર રીતે બીડી પીવાનો એમને પરવાનો મળી ગયો!

આ એકજ વસ્તુ એવી છે કે એની આગળ પહાડ જેવા નિશ્ચળ સંકલ્પબળવાળા ગોપાળદાસ રાંક થઇ જાય છે. આ વિષે તેઓ વારંવાર કબૂલ કરી લે છે કે એટલી "મારી નબળાઇ" છે.

એમની નબળાઇનો એક બીજો પ્રસંગ પણ મારા જાણવામાં છે. મિત્રો કે મેમાનોને, તેઓ ખોટું કરતા હોય તોપણ તેમનું મન દુભાશે એ બીકથી તે કહેવાની એમની હિંમત ચાલતી નથી. ઢસામાં અંત્યજ પરિષદ્ એમણે મેળવી હતી, અને તેના પ્રમુખ તરીકે એમના મિત્ર કવિ નાનાલાલ ચુંટાયા હતા. કવિ કાઠિયાવાડ એજન્સીની શાળાઓના ઇન્સ્પેક્ટર હતા. ઢસાની અંત્યજશાળાના શિક્ષક એ વખતે રજા ઉપર હતા. એટલે તેમની વતી પરિષદ્ સંબંધી કંઇક કામ કરવાનું કવિએ એક બીજી શાળાના શિક્ષકને સોંપ્યું. કંઇક ગેરસમજથી કવિને તેમને માટે ખોટો ખ્યાલ બંધાઇ ગયો, અને તે શિક્ષકને ધમકાવીને પોતા પાસેથી ચાલી જવા કહ્યું. બીજે દિવસે ગોપાળદાસે એ શિક્ષકને દરબારગઢમાં આવવા જણાવ્યું. તેણે કહ્યું, 'હું આવું, પણ કવિ સાહેબ ત્યાં ઉતર્યા છે. તેઓ મારૂં ફરીથી અપમાન કરશે, અને મને ચાલી જવા કહેશે. એ કરતા હું ન જ આવું એ ઠીક છે.' ગોપાળદાસે તેની જવાબદારી પો-

તાના માથે લીધી, અને બીજે દિવસે શિક્ષક દરબારગઢમાં આવ્યો. તેને જોતાં જ કવિએ દુર્વાસાસ્વરૂપ ધારણ કર્યું, અને થોડીક પુષ્પાંજલિથી નવાજ્યા બાદ પોતાના મુકામ ઉપરથી ચાલી જવા ફરમાવ્યું.

પેલા શિક્ષકે કહ્યું, " સાહેબ, હું આપના મુકામ ઉપર નથી આવ્યો, પણ દરબારગઢમાં આવ્યો છું, અને તે પણ અમારા દરબાર સાહેબના કહેવાથી. એટલે દરબાર સાહેબ કહેશે તો હું જઇશ. "

આ વખતે ગોપાળદાસે કવિને સ્પષ્ટ વાત કહેવી જોઇતી હતી. તેને ઠેકાણે પેલા શિક્ષકને કહ્યું, " જોને ભાઇ, એ મારાં મેમાન છે, એટલે વચમાં મને પૂછીને મારી સ્થિતિ શું કામ કફોડી કરે છે ? " બિચારો શિક્ષક " સાહેબ, મેં નહોતું કહ્યું, મારૂં નાહક અપમાન થશે ! " એમ કહી રવાના થઇ ગયો.

---

૧૧

## સાર્વજનિક પ્રવૃત્તિ અને સખાવતો.

સાર્વજનિક પ્રવૃત્તિઓમાં ભાગ લેવાનો રંગ ગોપાળદાસને પહેલેથી જ ચઢેલો. કેળવણી એ એમનો ખાસ કાર્યપ્રદેશ હતો; તેમજ સામાજીક સુધારાના પ્રયત્ન પણ આદરતા. પરંતુ રાજકીય હીલચાલમાં ઝંપલાવ્યા પહેલાં ચરોત્તર અને ઢસા સાંકળી જ એમની પ્રવૃત્તિઓનાં મર્યાદિત ક્ષેત્ર હતાં. જાહેરાત કીધા વિના શાંતપણે કામ કરવાનું એમને ઘણું ગમતું. શ્રી. મોતીભાઇ ઉપરના એક પત્રમાંથી એમના ઉદ્ગારો નોંધીશું:—

" સાંકળીમાં મેં કરેલા કામથી ઝાલાવાડના પોલિટિકલ એજન્ટ સાહેબ બહુ ખુશ થયા, અને કોઇ માન મળે તે સ્વીકારવાની મારી ખુશી પૂછી. મેં કહ્યું, " મને પ્રકટમાં આવ્યા સિવાય કામ કરવું પસંદ છે, અને ઝાઝા જણની દૃષ્ટિએ ચઢવું બીલકુલ પસંદ નથી. "

પોતાના દરજ્જાથી નહિ પણ લાયકાતના બળેજ બહાર પડવાનો એમનો અને એમના ગુરૂનો આદર્શ હતો, અને તેથી અમુક સમય સુધી કોઇ પણ મોટી સભા કે પરિષદ્‌નું પ્રમુખપદ ન સ્વીકારવાનો એમનો નિશ્ચય હતો. પાટીદાર પરિષદ્‌નું પ્રમુખપદ સ્વીકારવા તેના સંચાલક કુંવરજીભાઇ તરફથી આવેલી માગણીનો આજ કારણથી અસ્વીકાર કરવામાં આવ્યો હતો, અને આર્ય ધર્મ પરિષદ્‌નું પ્રમુખપદ શરમ ન છંડાવાથી સ્વીકારવા બદલ એજ કારણથી એમને પાછળથી પસ્તાવો થયો હતો. છતાં એક સામાન્ય પ્રેક્ષક તરીકે આવી સભાઓમાં ભાગ લેવાનો એમને રસ હતો. " વસોની સાર્વજનિક સભાઓમાં લગભગ બધીમાં તેઓ વગર બોલાવ્યે પણ હાજરી આપતા, અને ઘણી વખત તો સભા બોલાવનારાઓની પહેલાં સભામાં જઇને બેસતા. " કેટલાં જોખમ વેઠીને અમદાવાદની પ્રાંતિક પરિષદ્ અને કાઠિયાવાડની રાજકીય પરિષદ્‌માં ભાગ લીધો હતો તે આપણે જોઇ ગયા છીએ.

સને ૧૯૨૦ ના જુનમાં ઢસામાં મળેલી બીજી અંત્યજ પરિષદ્‌ને એમનું મમતાભર્યું અને ઉદાર ઉત્તેજન હતું. " દેસાઇ " સાહેબે પરિષદ્‌ના મેમાનોની જે સરભરા કરી હતી તે અંત્યજ ભાઇઓ કોઇ પણ વખતે વિસરે તેમ નથી. ૭૦૦ માણસોને ત્રણે ટંકનું જમણ તે નામદાર તરફથીજ મળ્યું હતું.

વળી પરિષદ્‌નો મંડપ બંધાવી આપ્યો હતો, અને મેમાનોને સુવા માટે તંબુ આપીને બધી જાતની સગવડ કરી આપી હતી.*

મોટી પ્રવૃત્તિઓમાં તેઓ પ્રમુખપદ સ્વીકારતા નહિ, પરંતુ પોતાના ગામના–વસોના–યુવક મંડળના પ્રમુખ તો તેઓ હતા જ. વસોનું જાહેર જીવન શ્રી. મોતીભાઇ અને આ "યુવક મંડળ" ના પ્રયત્નને આભારી છે, અને યુવક મંડળનો પ્રાણ તે ગોપાળદાસ. એટલે ગોપાળદાસને સમજવા માટે આ "યુવક મંડળ" ની પ્રવૃત્તિઓ જાણવી જરૂરની છે. તા. ૧૦–૬–૧૯૧૮ ને રોજ પ્રકટ થયેલા એના રીપોર્ટમાંથી કેટલાક ફકરા ઉતારીશું:—

"સભાઓ ઉપરાંત કેળવણીના અને સમાજસેવાના અન્ય કાર્યો કરવા યુવકોને એક સ્વતંત્ર મંડળની જરૂર જણાઈ. તેથી સંવત ૧૯૭૦ ના દિવાળીના તહેવારોમાં "યંગ મેન્સ એસોસીએશન" એ નામથી એક મંડળ સ્થાપ્યું..................

"રજાઓના દિવસોમાં ભાષણો આપવાં, વિદ્યાર્થીઓની વક્તૃત્વ શક્તિ ખીલે, મરદાનગી ભરેલી રમતો રમવાનો શોખ તેમનામાં વધે, અને કન્યાશાળામાં શીવણ ભરત કામને ઉત્તેજન મળે તે માટે ઇનામો આપવાં, ગરીબ વિદ્યાર્થીઓને શાળામાં ચાલતાં પુસ્તકો પૂરાં પાડવાં અને બહારગામ ભણવા જનાર ગરીબ વિદ્યાર્થીઓને વગર વ્યાજે નાણાંની મદદ કરવી, એવી વિધવિધ પ્રવૃત્તિઓથી મંડળના કામની શરૂઆત થઇ હતી. પરંતુ કાર્ય કરવામાં જેમ જેમ અનુભવ મળતો ગયો,

---

* બીજી કાઠિયાવાડ અંત્યજ પરિષદ્‌નો અહેવાલ.

અને જવાબદારી લેવાની શક્તિ ખીલતી ગઇ તેમ તેમ એક પછી એક કેળવણીની સંસ્થાઓ સ્થાપવાના પ્રયત્નો થયા.

"અંગ્રેજી શાળામાં પાંચમું ધોરણ સને ૧૮૯૯ થી શરૂ થઇ ગયું હતું. સરકાર તરફથી છઠું ધોરણ નીકળવાનો સંભવ ન હતો એટલે નાણાં મેળવવાની યોજના હરકોઇ રીતે પાછળથી કરી લેવાશે એવો નિશ્ચય કરી તા. ૧૬–૫–૧૯૧૫ ના દિવસે બે ગ્રેજ્યુએટ શિક્ષકો રોકી મંડળ તરફથી અંગ્રેજી છઠ્ઠા ધોરણની શરૂઆત કરવામાં આવી.

"શિક્ષકની સીધી દેખરેખ નીચે બહારગામ વસતિગૃહમાં વિદ્યાર્થીઓના સાથે રહેવાથી જે અનેક લાભ તેમને થાય છે તેવા લાભ વસોમાં છઠું ધોરણ નીકળવાથી ગામના વિદ્યાર્થીઓને મળતા બંધ ન થાય તે માટે છઠ્ઠા ધોરણના બધા વિદ્યાર્થીઓ માબાપને ત્યાં બે વખત જમવા જાય તે સિવાયનો બધો વખત અભ્યાસનો, રમવાનો, વાર્તાલાપનો અને આરામનો એકજ સ્થળે ગાળી શકે તેવી યોજના વિદ્યાર્થીગૃહ સ્થાપી તરતજ કરવામાં આવી. સાથે સાથે અંગ્રેજી નિશાળના બીજા વિદ્યાર્થીઓને પણ આ વિદ્યાર્થીગૃહની યોજનાનો લાભ મળે એ માટે તેમને પણ દાખલ કરવાનો નિયમ રાખ્યો.

"નાની ઉમરનાં બાળકોની કેળવણી એ મનુષ્યની આખી કેળવણીનો પાયો છે એ સિદ્ધાન્ત લક્ષમાં રાખી પ્રાથમિક કેળવણી સ્વાભાવિક, સંગીન અને રસમય બને તે માટે કિન્ડરગાર્ટન વર્ગો સાથે નવી ગુજરાતી શાળા તા. ૨–૮–૧૯૧૫ ના રોજ સ્થાપવામાં આવી.

"હિન્દ સેવક સમાજવાળા રા. રા. અમૃતલાલ વિઠ્ઠલભાઇ ઠક્કર સને ૧૯૧૫ ના નવેમ્બર માસમાં વસો પધાર્યા તે પ્રસંગે તેમની હાજરીનો લાભ લઇ વસોના અને વસોની નજીકના

મોટી ઉમરના નિરક્ષર લોકોને લખવા, વાંચવા તથા અન્ય પ્રકારનું જ્ઞાન આપવા માટે રાત્રિશાળા સ્થાપવામાં આવી.

" ગરીબમાં ગરીબ માણસ પણ વર્ષમાં એક દિવસ દાન તરીકે વિદ્યાવૃદ્ધિ ખાતે કંઇક મદદ આપી શકે; ગામના વિદ્યાર્થીઓ, કેળવણીને ચાહનાર યુવકો અને સદ્ગૃહસ્થોને પોતાનો ઉત્સાહ પ્રદર્શિત કરવાનો પ્રસંગ મળે અને કેળવણીના નાનાં નાનાં કાર્યોને કંઇક આશ્રય મળે તેવા શુભ હેતુથી વર્ષમાં એક અનુકૂળ દિવસે વિદ્યાર્થીસ્વયંસેવકોદ્વારા વિદ્યાદાન ખાતે ઘેરે ઘેર મદદ ઉઘરાવવાના " વિદ્યાદાનના પવિત્ર દિવસ " ની યોજના પણ ગુજરાતમાં પહેલી જ વખત આ મંડળે કરી છે. ત્રણ વર્ષમાં અનુક્રમે રૂ. ૬૧૦–૬–૦, રૂ. ૫૩૯–૧૪–૩ અને રૂ. ૫૨૨–૪–૦ એક એક દિવસના પ્રયત્નથી મેળવ્યા છે અને રાત્રિશાળા, કિન્ડરગાર્ટન વર્ગ, અંગ્રેજી છઠું ધોરણ અને ગરીબ વિદ્યાર્થી ફંડ એ ખાતાંઓને વધતા ઓછા પ્રમાણમાં પુષ્ટિ આપી છે.

" કેળવણીને ચાહનાર વર્ગને સાર્વજનિક હિતના પ્રશ્નોનો વિચાર અને ચર્ચા કરવાનો પ્રસંગ મળે તે માટે વર્ષનો એક દિવસ મુકરર કરી સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી એકજ સ્થળે સર્વને રહેવાની ને જમવાની વ્યવસ્થા થાય, અને આખા દિવસનો બધો વખત અગાઉથી નક્કી કરેલા " કાર્યક્રમ " પ્રમાણે ગાયન, નિર્દોષ રમતગમત, વાર્તાલાપ અને જાહેર પ્રશ્નોની ચર્ચામાં વ્યતીત થાય તે માટે " કેળવણીના દિવસ " ની યોજના કરી છે.

" જેમ જેમ કેળવણીનાં વ્યાવાહારિક કાર્યો જામતાં ગયાં, તેમ તેમ ખર્ચની જવાબદારીઓ વધતી ગઇ. શરૂ થયેલી સઘળી પ્રવૃત્તિઓ ગામના હિતની દૃષ્ટિએ જરૂરની સમજાઈ એટ-

શું જ નહિ પરન્તુ તેમને ખીલવવાની અને આગળ વધારવાની ખાસ આવશ્યકતા જણાઇ. આ ભારે ખર્ચની જવાબદારીઓ સ્વીકારી કેળવણીનું કાર્ય હંમેશને માટે આગળ ને આગળ ચાલતું રાખે તેવા પવિત્ર ને ઉચ્ચ ઉદ્દેશથી આ કેળવણી મંડળનો જન્મ થયો છે.

*　　　*　　　*

"યુવક મંડળનો વા વસો ગામની સઘળી પ્રવૃત્તિઓનો છેલ્લો આઠ વર્ષનો ઇતિહાસ તપાસીએ અને તેમાં યુવક મંડળના પ્રમુખ રા. રા. ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇએ ભજવેલો ભાગ લઇ લઇએ તો આ સઘળા પ્રયત્નોનું પરિણામ નહિ જ જેવું રહે એમ અમારે કબુલ કરવું જોઇએ. એટલે આ બધાં કાર્યોની પાછળ જે સાચું બળ છે તે રા. રા. ગોપાળદાસનું જ છે. કેળવણી મંડળની આ યોજના તેમને ઢસા મુકામે ટપાલમાં મળતાં જ તેમણે મંડળને મકાનો સાથેનો પોતાનો આખો બાગ, બાગને લગતી સઘળી જમીન અને પંદર વર્ષ સુધી દર વર્ષે રૂ. ૧૦૦૦) આપવાની ઉદારતા બતાવી છે. કેળવણી મંડળને તેમની આ બક્ષિસ રૂ. ૨૫૦૦૦) પચીસ હજારની ગણી શકાય. આ અગાઉ પુસ્તકાલયોને તથા શાળાઓને મળી તેઓ રૂ. ૫૦૦૦) પાંચ હજાર આપી ચૂકયા છે. રા. રા. ગોપાળદાસની આ બધી સખાવતોમાં ખાસ લક્ષણો જણાય છે તે એ કે હંમેશાં તેઓ કોઇના દબાણ વા આગ્રહથી નહિ, પણ પોતાના હૃદયના ઉમળકાથી જ મદદ આપે છે. નામ વા બીજી કોઇપણ જાતની શરત્ત કરીને નહિ પણ બંધન વા શરત્ત સિવાય જ મદદ આપે છે. બીજાઓએ શરૂ કરેલાં કાર્યો પૂરાં કરવા માટે નહિ પણ નવીન કાર્ય શરૂ કરાવવા માટે જ મદદ આપે છે. અંધશ્રદ્ધાથી વા રૂઢીને વશ થઇને નિરૂદ્યમી અને આળસુ

ભિક્ષુકોને પોષવા સદાવ્રતો વા અન્નક્ષેત્રોમાં નહિ પણ વિચાર-પૂર્વક જરૂર જણાય તો રૂઢીબંધનો તોડીને પણ દેશની આ-શારૂપ વિદ્યાર્થીઓને મદદ કરનારી ચાલુ જમાનાને અનુકૂળ અને ઉપયોગી કેળવણીની સંસ્થાઓમાં મદદ કરે છે. આ પ્ર-માણેની ઉદાર આર્થિક મદદ ઉપરાંત યુવક મંડળનાં નાનાંમાં નાનાં કાર્યોમાં તેઓ જે ખંત, ઉમંગ અને રસ લે છે એજ મંડળનાં કાર્યોની ફત્તેહનું ખરૂં કારણ છે. આ રીતે વસો ગા-મના સ્થાયી કલ્યાણના તેમના હરહમેશના નિઃસ્વાર્થ પ્રયત્નો અને ઉદાર સખાવતો માટે અમે તેમનો ઉપકાર કયા શબ્દોમાં માનીએ ? અમે તો એટલું જ જણાવીશું કે ભવિષ્યમાં રા. રા. ગોપાળદાસ વસોના ઇતિહાસમાં નવું વસો રચનાર તરીકે ઓળખાય. ”

* * *

વખત જતાં એમની પ્રવૃત્તિનું ક્ષેત્ર વસોમાંથી ચરોતર પ્ર-દેશમાં વિસ્તાર પામ્યું. એ પ્રદેશમાં કેળવણીનો પ્રચાર કરવા સ્થાપન થયેલી–ગુજરાતની એક પ્રાણવાન સંસ્થા–“ ચરોતર એજ્યુકેશન સોસાયટી ” ની કાઉન્સીલના તેઓ ચેરમેન ચુંટાયા. સોસાયટીના સ્થાપક એક પત્રમાં લખે છે કે “ સોસાયટીને તેમની મદદ પૈસાની હતી તે કરતાં દીલસોજીની, ઉત્સાહની અને તેમની જાત હાજરીની વધારે હતી. વસોમાં હાજર હોય તેવે લગભગ બધે પ્રસંગે પેટલાદ વા આણંદની સોસાયટીની સભાઓમાં તેઓ નિયમિત રીતે હાજર રહેતા. અત્યારે સ્વયં-સેવકો સોસાયટીને અસહકારી બનાવી શકયા તેમાં રા. ગોપા-ળદાસની પુષ્ટિ પૂરેપૂરી હતી. જો તે તટસ્થ વા સામા પક્ષમાં રહ્યા હોત તો સોસાયટી કદાચ રાષ્ટ્રીય ન થઇ હોત. ”

જે માણસ જાહેર જીવનમાં આટલો બધો ભાગ લે અને

સિદ્ધાન્તને ખાતર સર્વસ્વનો ભોગ આપવાનું સ્વીકારે તે દીલાવર અને સખાવતી હોય જ. દમડી દમડી ગણનારો માણસ જો સિદ્ધાન્ત અને દમડી એ બેમાંથી પસંદગી કરવાની આવે ત્યારે દમડીનો જ ઉપાસક બને છે. ગોપાળદાસની એક ગૃહસ્થ તરીકેની અને દરબાર તરીકેની ઉદારતા અને સખાવતો જાણીતી છે અને અજાણી યે ઘણી છે.

એમની સખાવતની શરૂઆત ઘરનું તંત્ર એમના હાથમાં આવ્યું તેજ ક્ષણથી શરૂ થાય છે. સને ૧૯૦૮–૦૯ માં એમના પિતા ગુજરી ગયા. તેને બીજે જ દિવસે વસો સાર્વજનિક પુસ્તકાલયનું મકાન ખુલ્લું મૂકાવાનું હતું. તેમણે તેજ દિવસે શ્રી મોતીભાઇને ખાનગીમાં બોલાવીને પિતાના વખતના કારભારીઓની નામની પણ સંમતિ લીધા સિવાય ૫૦૦ રૂપીઆ પુસ્તકાલયને આપવાનો ઇરાદો દર્શાવ્યો. એ સંસ્થાને પાછળથી બીજી પણ ૩૦૦૦) રૂપીઆની મદદ એમણે આપી હતી. નિષ્કામતા અને વિવેક એ એમની સખાવતોનાં ખાસ લક્ષણ છે. પોતાની સખાવતને જાહેરમાં મૂકવાથી સાર્વજનિક પ્રવૃત્તિઓને લાભ થતો હોય તોજ તે પ્રસિદ્ધ કરવાની તેમની પરવાનગી હતી. વસોના સાર્વજનિક પુસ્તકાલય સાથે એમના પિતાનું નામ જોડવાની માગણી આગ્રહપૂર્વક કરવામાં આવી હતી. તેનો ઈન્કાર કરતાં એમણે ઉંડી વિવેકશક્તિ દર્શાવનારો જવાબ વાળ્યો હતો:–" મારા પિતાને પુસ્તકાલયનો શોખ નહોતો. તેમણે ટીપમાં ભરવાની પણ ના પાડેલી. તેથી તેમનું નામ પુસ્તકાલય સાથે ન જોડવું એમ હું ઇચ્છું છું. યાદ રાખશો કે મને મારા સદ્ગત પિતા માટે માન છે, અને કાયમ માટે તેમનું નામ જળવાયેલું જોવા હું તત્પર છું; પણ જે ઉપર તેમને મમતા નહોતી તેની સાથે તો નહિ જ.

વસો તેના પુસ્તકાલય માટે તમારા ( મોતીભાઇના ) શ્રમ અને ધીરજને આભારી છે. મારા પિતાનું નામ જોડવાને તમે કેમ સૂચવો છો ? હું વધારે ( તમે બધા કહો છો તેમ ) આપું છું તેથી ? પણ તમે આગળ ન પડ્યા હોત તો મેં આપ્યું હોત ? આટલી બધી સંસ્થાઓ છે; કેમ મેં કોઇને કાંઇ આપ્યું નથી ? ઉંડો વિચાર કરશો. તમે આશ્રિતનું નામ ઇચ્છો છો અને, શો ગજબ, આગેવાનને કોરાણે મૂકો છો.............
..........પુસ્તકાલય સાથે તમારૂં નામ જોડવાની મને અંતર્ ઉમેદ છે, ને જે રકમ હું હવે પછી આપવા માગું છું તે તમારા સ્મારક માટે આપીશ. મારૂં નિવેદન અફળ જશે તો હું ઉપલી રકમ નામ પાડ્યા વિના આપીશ, એટલે કે મારા પિતાનું નામ જોડવાના હેતુથી નહિ. ”

મોન્ટેસોરી પદ્ધતિ ઉપર ચાલતી ગુજરાતની પહેલી શાળા ગોપાળદાસના ચિરંજીવીના ભણતર પ્રતિની એમની કાળજીને આભારી છે. એ સંસ્થા માટે વસોના કેળવણી મંડળને એમના તરફથી મળેલી રૂા. ૨૫૦૦૦) ની મદદનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. વસોમાં તળાવ ઉપર તેમના વડીલોએ બંધાવેલા કૂવાનું પાણી સૂકાઇ જતાં ભાગીયાઓએ ભાગ ન આપ્યા છતાં એમણે પોતાના એકલાના ખર્ચે તે દુરસ્ત કરી ગળાવ્યો અને ઢસામાં ૨૨૦૦ રૂપીઆના ખર્ચે નવો કૂવો કરાવી આપી લોકોને પાણીનું સુખ આપ્યું.

“ ચરોત્તર એજ્યુકેશન સોસાયટી ” ના ફંડમાં રૂ. ૧૦૦૦ અને રૂ. ૧૩૫૦ નું એક ટ્રસ્ટ ફંડ એમણે આપ્યું છે. મકાન ફંડમાં પણ રૂ. ૧૦૦૦ આપવાના જાહેર કર્યા છે. ઢસાના ચંચળબા પુસ્તકાલયમાં એમનો ફાળો રૂ. ૧૩૦૦ નો હતો.

ગોપાળદાસનો સ્વભાવ એટલો બધો ઉદાર છે કે પોતે ભીડમાં હોય તોપણ સાર્વજનિક કાર્ય માટે થતી મદદની માગણીનો કદી અસ્વીકાર કરતા નહિ. માગનાર માગે તે કરતાં પણ વધારે મદદ એમના તરફથી તેને મળતી. એક પ્રસંગે એમણે કહ્યું હતું કે "મેં કોઇ કાર્ય પાછળ અમુક રકમ ખર્ચવાનો સંકલ્પ કર્યો હશે તે નાણાંભીડને લીધે કદાચ બીજા વર્ષ ઉપર મુલતવી રાખ્યો હશે; પરંતુ રૈયતે કે બહારના ગૃહસ્થે કંઇ માગણી કરી હોય તેનો ઇન્કાર મારાથી થઇ શકતો જ નથી."

દુકાળ પ્રસંગે રૈયતને પોતાની જવાબદારી ઉપર નાણાં કરજે લાવીને પણ એમણે આપ્યાં છે. એમના ઉદાર સ્વભાવને લીધે એમના બજેટ ઉપર અંકુશ રાખવાની ચિંતા એમના મુરબ્બીને સદા રાખવી પડતી.

વસોના એમના ઘરની વસ્તુઓ, ગાડી, ઘોડા, એ બધું જ સાર્વજનિક મિલકતની પેઠે લોકોના ઉપયોગમાં આવતાં. એમની હવેલી એ તો બહારગામથી આવનારાઓનું "અતિથિમંદિર" જ.

ગોપાળદાસ દાન કરતા પણ તે અંધશ્રદ્ધાથી કે કોઇની દોરવણીથી નહિ જ. આ સંબંધમાં એમના વિદ્યાર્થીજીવનનો એક પ્રસંગ નોંધવા જેવો છે.

તેઓ વડોદરા કોલેજમાં હતા ત્યારે એમના પિતાશ્રી વડોદરામાં પધારેલા અને કેમ્પમાં બંગલો રાખી થોડા દિવસ રહેલા. તે વખતે વૈષ્ણવ ધર્માચાર્ય શ્રી બાલકૃષ્ણ મહારાજની પધરામણી પણ વડોદરામાં થઈ હતી. પિતાજી ગોપાળદાસને દર અઠવાડીએ પાંચ દશ રૂપીઆ આપીને મહારાજનાં દર્શને

જવા સૂચના કરતા. ગોપાળદાસ દર્શને જાય ખરા, પણ રૂપીઆ ભેટમાં મૂકે નહિ અને કોઇ ગરીબ વિદ્યાર્થી કે આંધળાપાંગળાંને મદદ આપવામાં ખરચી નાખે.

ગોપાળદાસની મદદ લઇને ઢસા, રાયસાંકળી અને ગુજરાત કાઠિયાવાડના ઘણા વિદ્યાર્થીઓ ઉંચું શિક્ષણ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયા છે. અને લડતમાં જોડાતા પહેલાં પણ કેટલાક વિદ્યાર્થીઓને સત્યાગ્રહઆશ્રમમાં ભણવા માટે પોતાને ખર્ચે મોકલવાની હિંમત એમણે દર્શાવી હતી.

ઘણી વખત એમનો જમણો હાથ આપે તે ડાબો હાથ પણ જાણવા પામતો નહિ. મિત્રો અને સ્નેહીઓને એમણે કરેલી ગુપ્ત મદદ એમના સિવાય બીજું કોઈ જાણતું નથી. એમના એક કોલેજના સહાધ્યાયી મિત્રને અણીના પ્રસંગે મોટી રકમની જરૂર પડી, અને તેણે ગોપાળદાસ પાસે માગણી કરી. આ વખતે એમની પાસે એટલી રોકડ રકમ ન હતી એટલે ઘરમાંથી મોતીના દાગીના કાઢીને પોતાના મિત્રને આપ્યા, અને તે વખતે તેમજ પાછળથી પણ તેની કિંમત અંકાવવાની યે એમણે દરકાર રાખી ન હતી. ઓછામાં ઓછા પાંચ છ હજારની કિંમતના આ દાગીના હતા. આજે પણ આ હકીકત ત્રણ ચાર માણસ સિવાય બીજું કોઈ જાણતું નથી.

૧૨

# દરબાર ચોર !

આ પ્રકરણનું મથાળું વાંચીને વાંચનાર આશ્ચર્ય પામશે. ગોપાળદાસની ચોર તરીકેની ખ્યાતિ આ પ્રકરણમાં વર્ણવીશું. ચોરી કરવાની વૃત્તિ એ એક જાતનો રોગ મનાયો છે, અને વિલાયતના કેટલાક મોટા મોટા ઉમરાવોની પત્નીને એ રોગ લાગુ પડવાની ખબરો વર્તમાનપત્રો આપતાં રહે છે. ગ્લેડસ્ટનને પણ પારકી ચીજો ગજવામાં પધરાવી દેવાનો રોગ હતો. ગોપાળદાસને આ પ્રકારનો રોગ લાગુ પડ્યો હતો કે કેમ તે અમે કહી શકતા નથી. તેમની ચોરીના પ્રસંગો જ તેનો જવાબ આપશે.

*　　　*　　　*

ઢસાની સીમમાં એક રાત્રીએ ગોપાળદાસ પોતાના સાથી સાથે નીકળી પડ્યા અને એક ખેડુતના ખેતરમાં પ્રવેશ કર્યો. થાકયો પાકયો ખેડુત માથા પાસે જોડા મૂકીને ઉંઘતો હતો. ગોપાળદાસની દાનત બગડી અને તેમણે પેલા જોડા ઉપાડી ગચ્છન્તિ કરી. સવારમાં ઉઠીને ખેડુતે બહુ શોધ કરી પણ જોડા મળ્યા નહિ. એટલે દરબાર પાસે ફરીઆદ આવી. દરબારે પૂછ્યું, “તને કોઇના ઉપર શક જાય છે ?” ખેડુતે નામ દેવાની આનાકાની કરતાં જણાવ્યું, “સાહેબ ! ચોરને મેં નજરોનજર દીઠો છે; પરંતુ તે ગામનો આગેવાન અને દરબારનો પ્રિય માણસ હોવાથી આપ તેને સજા કરી શકવાના

નથી. એટલે ખાલી નામ દેવાનું પ્રયોજન શું? નાહકનો બાપુ! હું તેની આંખે ચઢું."

ગુન્હેગારને સજા કરવાનું ગોપાળદાસે વચન આપતાં ફરીઆદીએ એક પ્રતિષ્ઠિત ખેડુતનું નામ દીધું. તરત જ તેને બોલાવવામાં આવ્યો અને તેના ઉપરનો આરોપ કહી સંભળાવ્યો. આરોપ સાંભળીને તો તે બિચારો સ્તબ્ધ જ થઈ ગયો. તેણે સરળતાથી જવાબ આપ્યો, "બાપુ! આનો હું શું જવાબ આપું? હું ગમે તેટલી દલીલ કરીશ, તોપણ આપનું સમાધાન કેમ થશે? આગલું પાછલું વેર વાળવાના પ્રયત્ન સિવાય આમાં જરાએ સાચું નથી." દરબારે તેને પોતાના પગ ઉપર હાથ મૂકીને કહેવાનું કહેતાં આંખમાં આંસુ સાથે જણાવ્યું કે "આવી બાબતમાં આપના પગ ઉપર હાથ મૂકવો પડે એ મારૂં કમભાગ્ય છે; પરંતુ હું તેમ કરીને પણ કહું છું કે જોડાં વિષે હું કશું જાણતો જ નથી." ફરીઆદીને પગ ઉપર હાથ મૂકીને એકરાર કરવાનું કહેતાં તેણે એ વાતને ઉડાવી. તે પછી ગોપાળદાસે પોતાના માણસ પાસે ચોરાયેલા જોડા મંગાવી આપ્યા. ફરીઆદી ભોઠો પડ્યો અને આરોપીના વદન ઉપર સ્મિત ફરક્યું. એક પ્રતિષ્ઠિત માણસના ઉપર કેવળ વેરની વૃત્તિથી આવું અસત્ય અને ગંભીર આળ ચઢાવવા બદલ ફરીઆદી પાસેથી તે ખેતર લઇ લેવામાં આવ્યું અને આરોપીને ખેડવા આપ્યું.

*　　*　　*

એક રાત્રે ઢસાના એક ખેડુતના શેરડીના વાઢમાં બાવીસ ત્રેવીસ ચોર પડ્યા, અને એક સાંઠો કાપીને જૂથબળની નિર્ભયતાથી ત્યાંજ બેસીને તેઓએ ઉજાણી કરી. બીજે દિવસે

ખેડુતે દરબારગઢમાં આવીને ફરીઆદ નોંધાવી અને જણાવ્યું કે "બાપુ! ચોર મેં પકડ્યો છે. તે ઘણો મોટો માણસ છે. જો આપ તેને નિષ્પક્ષપાત સજા કરવાનું વચન આપો તો નામ દઉં!" વચન મળતાં ખેડુત બોલ્યો, "બાપુ! મારી શેલડીના ચોર આપ પોતે જ!"

"અલ્યા, તું જબરો લાગે છે! પણ મારે માથે ચોરીનું આળ મૂકવું એ કેટલા જોખમનું કામ છે તેનો ખ્યાલ કર્યો છે?"

"હા, બાપુ! મને તેની ખબર છે, પરંતુ હું તો ફરીથી કહું છું કે મારી શેલડી આપે જ ચોરી હતી અને વળી આપના ભીખાની સુડીથી કાપીને આપે તે ખાધી હતી, નહિ વારૂ?"

ગોપાળદાસ આશ્ચર્યચકિત થઇને બોલ્યા, "તેં કેમ જાણ્યું કે મેં ચોરી કરી છે? અને ભીખાની સુડીથી તે કાપી છે?"

"ચાલો, બાપુ! આપના વિલાયતી બૂટની પડેલી એડીઓ ખેતરમાં બતાવું, અને એવાં બૂટ પ્હેરનારો આપના વિના આ ગામમાં બીજો નથી. એટલે ચોરમાંના એક આપ હતા એ તો નક્કીજ થયું અને વ્હેમ ઉપરથી મેં ભીખાની સુડી મોંમાં ઘાલી જોઇ તો તે ગળી લાગી. હવે બાપુ! કરો દંડ, ને પાળો વચન!"

"મારો ન્યાય તને જ સોંપું છું. તારી નજરમાં આવે તે દંડ ઠરાવ. મારે તે ભોગવવો."

"મારા ખેતરમાંથી ફરીથી શેલડી ખાવા ચાલો, એ સજા હું ફરમાવું છું."

દરબારે પોતાનું વચન પાળ્યું અને ત્યારથી જ ખેડુતોની સાથે ગોપબન્ધુના ભાવથી ભળવાની શરૂઆત થઈ. અત્યાર

સુધી તેઓ ખેતરોમાં જતા અને લોકો સાથે વાત કરતા, પરંતુ તેમના પ્રિય મેમાન થવાનું તો આ પ્રસંગ પછી જ શરૂ થયું.

* * *

સાંકળીમાં ગામનું રક્ષણ કરવા પાકા પગીની નિમણુક ચાલતી આવેલી છે. પગીને માથે ગામના રક્ષણનો ભાર રહે છે, અને એ બદલ તેને પસાયતું મળે છે અને લોકો લાગો આપે છે. ચોરી થાય તો પગીએ ચોરનું પગલું ખોળી આપવું જોઇએ. તેમ કરવામાં નિષ્ફળ નીવડે તો પંચક્યાસ પ્રમાણે ચોરાયેલા માલની કિંમત પગીને ભરી આપવી પડે છે. પગી પોતાના મદદગાર તરીકે બીજા માણસોને પોતાના ખર્ચે રોકી લે છે.

ગામમાં એક વખત ઉપરાઉપરી ચોરી થવા માંડી. પગી પગલું પકડવામાં નિષ્ફળ જતો એટલે પંચક્યાસ પ્રમાણે માલની કિંમત તેને ભરી આપવી પડતી. પરંતુ કાં તો પગીના ડરથી કે પછી પંચને પગીની દયા આવતી તેથી ઓછામાં ઓછો આંકડો ઠરાવાતો. ગોપાળદાસને ચોરીઓ ચાલુ રહેવામાં કંઇક ભેદ માલમ પડ્યો. પગી અને ચોરની એક ગાંઠ જણાઇ. પણ ગામ લોકોની ખાત્રી કેમ થાય? પંચક્યાસમાં પણ તેઓ છેતરાય છે એ કેવી રીતે લોકોને બતાવી આપવું તેનો વિચાર તેઓ કરવા લાગ્યા. એક રાત્રે ગોપાળદાસ પોતાના બેએક સાથી સાથે ખળાવાડમાં ગયા અને એક ખેડુતનાં કપાસનાં કાલાંમાંથી એક પિછોડી ભરીને કાલાંની ગાંસડી બાંધી. એ ગાંસડી ગામના એક બીજા ખેડુતના ઘરમાં છુપાવવામાં આવી. ચાર પાંચ દિવસ પછી કપાસ વેચવા કાઢયો, ત્યારે ઢગલામાં

મોટો ખાડો પડેલો જણાયો. ચોરીની ફરીઆદ નોંધાવવામાં આવી. પગીને આની ખબર આપવામાં આવી અને તાકીદ અપાઇ કે "આ વખતે જો પગલું ખોળી નહિ કાઢીશ તો તારૂં પસાયતું બંધ થશે અને બીજો પગી નીમવાની ફરજ પડશે." ચોરી થયાને ચાર પાંચ દિવસ વીતી ગયા હતા એટલે પગલાંની નિશાની કયાંથી રહે ? બિચારો પગી નિષ્ફળ ગયો, અને પંચ માલનો અંદાજ કરવા બેઠું.

પહેલો પંચ–"અલ્યા, ચોરી થઇ લાગતી નથી. પણ મોરડું ( મોર ) બેઠું હશે મોરડું. તેથી આ ખાડો પડ્યો હશે."

બીજો પંચ–"ના, ના, મોરડું તો નહિ પણ બિલાડું બેઠેલું છે ખરૂં. જોયોને ખાડો જરા મોટો છે !"

ત્રીજો પંચ–"બિલાડું બેઠું હોય તો પંજાથી ખાડો કરતાં આમ તેમ કાલાં વેરાયેલાં હોય તેવું નથી. એટલે ચોરી થયેલી એ વાત તો નક્કી."

આખરે બધા સંમત થયા, અને પાંચ શેર કાલાં ચોરાવાનો અંદાજ કાઢયો. ગોપાળદાસે ખેડુતને પૂછ્યું, "કેમ તું કેટલી ચોરી થઇ ધારે છે ?" "હું તો શું કહું, પંચ કહે તે ખરૂં; પણ મને લાગે છે કે દશ શેરથી ઓછાં તો નહિજ ગયાં હોય. પણ પગીને આ વર્ષમાં બહુ ભરવું પડયું છે એટલે રહેમ નજર રાખીને પંચે પાંચ શેરની ચોરીનો કયાસ કર્યો." ગોપાળદાસે પેલી ગાંસડી મંગાવી અને જોખી જોતાં ૧ મણ ૫ શેરનું વજન થયું. "જુઓ, આ વેપારમાં ચોર અને પગીને કેટલો ફાયદો રહે, વારૂ ?" લોકોની આંખ ઉઘડી. તેમની ખાત્રી થઇ. તે દિવસથી પગી બદલાયો.

* * *

ચોરોને નિશાચર કહેવામાં આવે છે, કારણ કે તેમનો દિવસ રાત્રે ઉગે છે. ગોપાળદાસ વળી એક રાત્રિએ પોતાના એક સાથીને લઇને નિશાચર બન્યા, અને એક ખેડુતના ખેતરમાં પેઠા. ખેડુત જાગતો હતો એટલે તેણે કોઈ હરામખોરોને ખેતરમાં પેઠેલા જોઇને મનગમતાં સ્વસ્તિવચન સંભળાવ્યાં. ગોપાળદાસના સાથીનો મીજાજ ગયો અને તેણે હાથ બતાવવાની ઇચ્છા દર્શાવી. ગોપાળદાસે તેને ખામોશ રાખવા સૂચવ્યું, અને તાપણી સળગાવીને બેઠા. તાપણીના પ્રકાશમાં પોતાના દરબારનાં દર્શન થતાં પેલો ખેડુત શરમિંદો થઇ ગયો અને અપશબ્દોની માફી માગી. આ બનાવની ખબર ગામમાં ફેલાતાં સઘળા ખેડુતો ચેત્યા, અને તેમણે સંકલ્પ કર્યો કે આજથી કોઇએ મિત્ર કે શત્રુ કોઇના પ્રતિ પણ અપશબ્દ વાપરવા નહિ. આપણે ચોર કે હરામખોર ધારીને ગાળો આપીએ અને વખતે નીકળે આપણા ભાઈ સાહેબ! આમ તે દિવસથી ઢસાની હદમાંથી અપશબ્દો હદપાર થયા!

આ પ્રસંગો ઉપરથી વાંચનાર ગોપાળદાસના રોગની ચિકિત્સા કરી શકશે.

---

## ૧૩

## મહેસુલ પદ્ધતિ અને દરબારશ્રીના ખેડુતો *

રામચન્દ્રજીના વખતમાં કે ધર્મરાજા યુધિષ્ઠિરના કાળમાં કે બીજે પ્રસંગે ખેડુતો ધન, ધાન્ય, પશુ, રિદ્ધિસિદ્ધિ, ઇ-

* "પટેલ બન્ધુ"—દરબાર અંક. શ્રી મોહનલાલ પંડયાનો લેખ.

જત આબરૂ વિગેરે બાબતોથી કેવા સુખી હતા, રાજા-પ્રજા વચ્ચે કેવો દૈવી પ્રેમ હતો, રાજા પોતાના સુખનો વિચાર નહિ કરતાં પ્રજાકલ્યાણમાં કેવા મગ્ન રહેતા, વિગેરે બાબતો આપણે આપણાં ધર્મશાસ્ત્રો અને ઇતિહાસોમાં વાંચીએ છીએ અને સાંભળીએ છીએ, અને આપણા પ્રાચીન ભારત માટે આપણે મગરૂબ થઇએ છીએ. આ બધું આગળ હતું અને તેથી આપણે તે કાળને સત્‌યુગ કહીએ છીએ. પણ આ કઠિન કળિકાળમાં એ બધું ન હોઇ શકે એવી આપણી માન્યતા થઈ પડી છે. પણ ઈશ્વરની લીલા અકળ છે. વિશાળ રેતીના રણમાં પણ એકાદ લીલો ટાપુ દૃષ્ટિગોચર થાય છે.

અંગ્રેજ સરકારના રાજ્યમાં ખેડુતોની જેટલી દુર્દશા છે, તેથી વધારે બીજા વર્ગની ભાગ્યેજ હશે અને દેશી રાજાઓના ખેડુતોની દુર્દશા તો તેને યે ટપી જાય. આખા દેશનો આધાર અને સરકારની ઉપજનો પાયો ખેડુતો છે. ખેડુતો પાયમાલ થશે તે દિવસે હિન્દુસ્તાન પણ પાયમાલ જ સમજવું, અને એવુંજ આપણે અનુભવતા જઇએ છીએ. સરકારી અમલદારો એવી દલીલ કરે છે કે વરસાદ પડવો કોઈના હાથની વાત નથી અને વારંવાર દુકાળ પડે છે એ ઇશ્વરના હાથની બાજી છે. વળી ખેડુતો ઉડાઉ છે અને ભીડના વખત સારૂ કાંઇ બચાવ કરતા નથી, તેમ તેમની ખેતીની રીત જુની પદ્ધતિની છે, અને તેમાં તેઓ સુધારો કરતા નથી. સુધારો કરવાનાં તેમની પાસે ઘણાં સાધનો પણ નથી. જમીનના ટુકડા ટુકડા થઈ ગયા છે, અને તેમાં શાસ્ત્રીય પદ્ધતિની ખેતી કરી શકાતી નથી. આ ઉપરાંત શાહુકારો ખેડુતોને ફોલી ખાય છે, આવી આવી દલીલો આગળ લાવી સરકાર પોતાને ધર્મ બજાવતી

નથી અને ખેડુતોનું રક્ષણ કરનાર નહિ પણ પાયમાલ કરનાર જ પોતે છે એ વાત ઉડાવે છે. આ બધી દુ:ખદાયક કહાણી-માંથી નીકળી આપણે દરબારશ્રીનાં ગામોમાં જઇ ત્યાંના ખેડુ-તોની સ્થિતિ તપાસીએ તો વેરાનમાં બગીચો દેખાશે, અને રામરાજ્યની ઝાંખી થશે.

થોડા વર્ષની વાત ઉપર દરબાર સાહેબના ખેડુતો હિન્દના બીજા ખેડુતો જેવા લાચાર હતા, કરજમાં ડુબેલા હતા, પૂરતાં સાધન વિનાની તેમની ખેતી ધુળધાણી જેવા હતી. જેમ શાહુકારો ખેડુતોને નાણાં ધીરે છે તેમ રાજ્યો પણ કરે છે. ઢસામાં પણ તેમજ ચાલતું. શાહુકારો અને દરબાર એમ બ-ન્નેનાં લ્હેણાં ખેડુતો માથે તલવારની માફક લટકતાં હતાં. ખે-ડુતને ખાવાને દાણા આપવામાં આવે તેના વર્ષ પાકે એટલે સવાયા આપવાના અને તે ઉપર વટાવ જુદો લેવાનો. વર્ષ પાકયે અનાજનો ભાવ કમતી હોય તો આપેલા અનાજની સ-વાઇ લેવાય. વળી શાહુકારોનું લ્હેણું પતે તે પહેલાં દરબારનું આપેલું પતવુંજ જોઇએ. જેવી રીતે અંગ્રેજી રાજ્યમાં તગાવીનું લ્હેણું જમીન મહેસુલ સાથેજ ભરવું પડે છે અને જો તે પહેલાં શાહુકાર ખેડુતોનો માલ લાવે તો સરકારી લ્હેણાનો બોજો તેના ઉપર પડે અને તેને જવાબદાર ગણવામાં આવે છે. આવી પદ્ધતિ ચાલતી હતી. ખેડુત માથે દેવાના ઢગલા તો હોય જ; એટલે દરબારી અમલદારો ખળામાંથી ખેડુતોનો બધોય પાકેલો માલ લઇ જઇ દરબારગઢમાં નાખે. માલ લઇ જતી વખતે એમ કહેવામાં આવે કે જેમ જેમ જોઇશે તેમ ખાઉકી આપ-વામાં આવશે. આમ થાય એટલે ખેડુતોની દાનત બગડે જ. ખેતીમાંથી પાકેલું બધું દરબારના માણસો લઈ જતા હોવાથી

ખેડુતની ખળામાંથી ચોરવાની દાનત થતી. અસુરસ્હવાર થોડું થોડું ગામના સામાન્ય ખળામાંથી પાકેલો માલ ચોરે અને દરબારના માણુસ તે ચોરી પકડે અને તેની દરબાર પાસે રજુઆત થાય. શાહુકારો માગે તે જુદું. રોજ ખેડુતને બારણે ધક્કા ખાય અને પજવે. પણ બધું દરબારગઢમાં ભાગબટાઈના નિયમ પ્રમાણે ભાગ અને કરજના લ્હેણા પેટે લેવામાં આવે, એટલે શાહુકાર લે શું? અને ખેડુતનાં છોકરાં ખાય શું? ખેડુતને પોતાની ખેતી સુધારવાની ઇચ્છા પણ શી રીતે થાય? આવી સ્થિતિ અસહ્ય થાય એટલે ખેડુત ગામ છોડી પરહદમાં જઈ વસે. આવી દુઃખદાયક સ્થિતિ ગોપાળદાસે જોઈ. તેમના દીલમાં દયા આવી. રૈયત પોતાનાં છોકરાં છે, અને તે ભૂખે મરે, પછી બાપ ખાઇ પીને ફરે તે શા કામનું? તેમનું હૈયું દાઝયું. ખેડુતને માટે પ્રેમ છુટયો. વળી રાજ્ય છોડીને ખેડુતો જતા રહે તે સહન ન થાય. તેથી ઉપજને નુકશાન થાય અને જમીન પડતર રહે. ખેતી ઉપર લક્ષ ન અપાય એટલે પાકે પણ ઓછું. આ બધું જોઇ વિચારી તેઓશ્રીએ ખેડુતને કરજમાંથી છુટો કરવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તેમણે લ્હેણદાર શાહુકારોને બોલાવ્યા અને તેમના ચોપડા તપાસ્યા. તેમનું કુલ લ્હેણું, આજ સુધી ખાધેલું વ્યાજ, વ્યાજનુ વ્યાજ, વ્યાજનો દર, વટાવ વિગેરે તપાસતાં કોઇ શાહુકારને તેની નીકળતી લ્હેણી રકમના આઠ આની, કોઇને છ આની, કોઇને ચાર આની અને કોઇને એથી ઓછું અને કોઈ કોઇ શાહુકારને તો ધીરેલી રકમ કરતાં બમણી તમણી વ્યાજની રકમ આવી ગઇ હોય તો કાંઇ ન આપવું, એમ નીકાલ કયો; અને આ રકમો ખેડુતો ન આપે તો દરબાર ઠરાવેલા હપ્તા પ્રમાણે વસુલ આપે,

એવી બાંયધરી આપી. એટલે દરબાર ખેડુતોના જામીન થયા. આ ગોઠવણથી વેપારી લોકો રાજી થયા, અને જે લ્હેણું જવા જેવું ગણતા હતા તેમાંથી થોડું ઘણું પણ દરબારની મદદથી મેળવી શક્યા. તેમણે ધાર્યું કે જે લ્હેણું પતતું નથી કે પતવાનું નથી, અને ખાતેદાર પાસે કાંઇ નથી, તે આપવા દરબારશ્રી માથે રાખે અને હપ્તા પ્રમાણે નાણાં વસુલ થાય, એ જેવો તેવો લાભ નથી. જેવી રીતે શાહુકારોનાં લ્હેણાંનો નીકાલ કર્યો તેજ પ્રમાણે દરબારી લ્હેણાનો પણ ફેંસલો કર્યો, અને આ બધી હકીકત ખેડુતોને જણાવી દીધી, અને તેમની ખાત્રી કરાવી દીધી. હવે જ્યારે વર્ષ પાકે અને ગામના સામાન્ય ખળામાં ખેડુતોના દાણા એકડા થાય ત્યારે તેમાંથી ખેડુતને અને તેના કુટુમ્બને એક વર્ષ ચાલે તેટલો દાણો અને તેના બળદને માટે જોઇએ તેટલું ખડ આપી, બાકીનું દરબાર લે. તેમાંથી શાહુકારને તેના ઠરાવેલા હપ્તા પ્રમાણે અપાય, અને છેવટે દરબારના જમીન મહેસુલના અને લ્હેણાના હપ્તા પ્રમાણે લેવાય. કદાપિ દુકાળ પડે તો શાહુકારનો ઠરાવેલો હપ્તો રાજતીજોરીમાંથી ચુકવવામાં આવે અને ખેડુતને ખોરાકી પોતે આપે, અગર સેવકસમાજના ભંડોળમાંથી અપાવે. આ રીત દાખલ કરવાથી ખેડુતો ચિન્તામાંથી મુક્ત થવા લાગ્યા. તેઓ ખેતીમાં વધારે મહેનત કરી તથા ખાતરપુંજો કરી વધારે પકવવા લાગ્યા, જેમ તેમ કરી કરજના હપ્તા ભરાઇ જાય અને છુટા થવાય એવી પેરવી કરવા લાગ્યા, અને જાડું પાતળું ખાઇને પણ કરજમાંથી મુક્ત થવા મંડ્યા રહ્યા. જમીનમાં પાકે કે ન પાકે પણ ખેડુત તથા તેનાં છોકરાં અને ઢોરને દરબારશ્રી મદદ કરે અગર કરાવે, એટલે ખેડુતને દરબાર ઉપર પ્રેમ છુટ્યો, અને

કોઈ રીતે દરબારનું કરજ આપી દેવાય તો સારૂં એમ ઇચ્છવા લાગ્યા.

આ જે હકિકત ટુંકમાં આપી તેથી જોઇ શકાશે કે ખેડુતને એમ દીવા જેવું દેખાયું કે મારે માથે કોઇ ધણી જાગ્યો અને મારે કાપવાની મજલ હવે કેટલી રહી. તેથી તેણે પુરૂષાર્થ આદર્યો, અને તેમાં દરબાર સાહેબ તેની સાથે થયા. તેનામાં આશાનાં કિરણ ફુટ્યાં, અને તેને ઘેર સોનાનો સૂર્ય ઉગવા માંડ્યો. બૈરાં છોકરાં કલ્લોલ કરે, અને દરબારશ્રીને આશિષ દે. થોડાં વર્ષની મહેનતમાં તેનું કરજ પતી ગયું, અને તે છુટો થયો. અત્યારે ઢસામાં જઇને તમે જોશો તો માલમ પડશે કે ત્યાં ખેડુત ભાગ્યેજ એવો જડશે કે તેને માથે કરજનો બોજો હોય. તેની આંટ વધી. તેનામાં ખળામાંથી ચોરવાની દાનત હતી તે ગઇ અને તે પ્રામાણિક બન્યા. તેની જમીનમાં પ્રથમ જે પાકતું તેથી બમણું ચોગણું પાકવા માડયું. કરજમાંથી છુટા થયા પછી તેણે પોતાની અંગત સ્થિતિ સુધારવા માંડી. રહેવાનાં ઘર જે પ્રથમ સુદામાના ઘર જેવાં હતાં તે સુધારી ઠીક કર્યાં. બળદની જોડ સારી લાવ્યો, ગાડું ગાડી વસાવ્યાં- હળ લાકડું તથા બીજાં હથીઆર તાજાં કર્યાં. જમીનમાં કુવો કર્યો, પીત મોલ કરવા લાગ્યો, જમીન સુધારી, એમ અનેક રીતે પોતાની સ્થિતિમાં સારો ફેરફાર કર્યો.

દરબાર સાહેબે માત્ર આ ખેડુતનું કરજ ફીટાડવાનોજ અને ખેડુતને દુષ્કાળ વિગેરે આફતમાંથી ઉગારવાનોજ પ્રયત્ન કર્યો નહીં; તેઓશ્રીએ આગળ બીજાં પગલાં ભર્યાં. કાઠિયાવાડમાં કેટલાંક અપવાદરૂપ રાજ્યો સિવાય કુલ જમીનની અને ઘરની માલીકી ત્યાંના દરબારોની છે. ખેડુતો તો માત્ર ભાડુત છે. સાંથભાડું આપે અને દરબારની મરજીમાં આવે ત્યાંસુધી

જમીન ખેડવા દે. તેથી વિશેષ કાંઇ હક્ક ખેડુતનો જમીન ઉપર નથી. આ પદ્ધતિથી ખેડુતને જમીન સાથે અને રાજ્ય સાથે કાયમનું હિત ભાગ્યેજ થાય અને જમીન સુધારવાનું મન થાય નહીં. વિચિત્ર સ્વભાવના દરબારો ક્યારે શું કરશે તેનો વસવસો ખેડુતને હુમેશ રહે છે. આવી પરિસ્થિતિમાં ખેતીવાડી લાચાર સ્થિતિમાં હોય. ઘરના માલિક પણ દરબાર મનાતા હોવાથી તે રૂઠે એટલે ઘરવખરો અને બહુ તો તેનાં કમાડ કાઢી જવાની તેને છુટ હોય છે. આ સ્થિતિમાં સાધનસંપન્ન માણસો પણ સુદામાની ઝુંપડીમાંજ રહેવાનું પસંદ કરે છે. ગોપાળદાસભાઇએ આ બધું જોયું. આજથી છ વર્ષ ઉપર તેઓશ્રીએ હિમ્મતથી જમીન અને ઘર ઉપરના માલેકી હક્ક લોકોને બક્ષિસ કર્યા. માલીકી જેમ પોતાની વસ્તુની વ્યવસ્થા કરે તેમ લોકો જમીન અને ઘર સંબંધી કરી શકે. જમીન વધારે હોય તો વેચે, ઓચ્છી હોય તો વેચાતી રાખે, ગીરો મૂકે, બક્ષિસ આપે. જે વ્યવસ્થા પોતાને યોગ્ય લાગે તે ખેડુત કરી શકે. આથી ખેડુતને વધારે શૂર ચઢ્યું. જમીન પાછળ તન તોડીને મહેનત કરી સુધારો કરવા લાગ્યા, અને તેને એક સોનાનો ટુકડો કર્યો. જમીનની કિમ્મત વધી અને તેથી તથા બીજા ઉપર જણાવ્યા તેવા લાભ થવાથી ખેડુતો જે પરહદમાં નાશી જતા હતા તેને બદલે પરહદના ખેડુતો જે તેમના રાજ્યમાં દુઃખી થતા હતા તે ઢસાની રૈયત થવા લાગ્યા. છેલ્લાં પાંચ વર્ષમાં ઢસા ગામે ખેડુતોની સંખ્યા બમણી થઇ છે અને ગામની એકંદર વસ્તી ૧૦૦૦ ઉપરથી વધીને ૧૫૮૪ ની થઇ છે. સાધારણ રીતે બીજાં નાનાં નાનાં રાજ્યોના દુઃખી ખેડુતો શ્રીમંત સરકાર ગાયકવાડના અમરેલી પ્રાંતમાં આવીને

વસે છે, કારણ પ્રમાણમાં ત્યાં સુખ હોય છે. આવી ગાયકવાડી રૈયતમાંથી પણ કેટલાક ખેડુતો ઢસામાં વસવાટ કરવા લાગ્યા અને દરબાર સાહેબની રૈયત બન્યા. અંગ્રેજી રાજ્યમાં જ્યાં જમીનની માલીકી ખેડુતની છે ત્યાં તે માલીકી હક્ક ખુંચવી લેવાના પ્રયત્ન થયા છે અને માલીકને માત્ર જમીનનો કબજેદાર ગણવામાં આવે છે; ત્યારે દરબાર સાહેબના રાજ્યમાં કબજેદારને માલીક બનાવી સ્વતંત્ર કર્યો.

જમીન અને ઘરના માલેકી હક્ક બક્ષ્યા પછી સંવત ૧૯૭૩ માં દરબારે ઢસામાં ભાગબટાઇને સ્થળે રોકડ વિઘોટીની પદ્ધતિ દાખલ કરી. એ વખતે લોકોને સમજાવતાં તેમને ખુબ મહેનત પડી હતી. ભાગબટાઇની પદ્ધતિમાં ખેડુતોને અનેક પ્રકારની હાલાકી ભોગવવી પડતી. બધો પાક ખળામાં એકઠો થાય અને માપ લેનાર આવે ત્યાં સુધી તેમાંથી મુઠી દાણો પણ ખસેડાય નહિ. માપ લેનારનું મહેનતાણું પણ ખેડુતોને માથે. એ મહેનતાણાને ' માંડવી ' કહેવામાં આવે છે, અને તે મણે ૦ાા શેર ાપવાનો સામાન્ય રીતે વહીવટ હોય છે. આ ઉપરાંત મણે ાા શેર લેખે " દરબારની ગાદીનાં કાલાં, " તેમજ " કુંવર પછેડી, " " કામદારી કપાસ, " " માપું, " " કણગરી " (દાણા ઉપર મણે એક આનો, કપાસનાં કાલાં ઉપર બે આના), " હવાલદારી ( સાંતિ–હળ દીઠ ૩ શેર દાણા, ૪ શેર કાલાં ), " મંદિરભાગ " ( સાંતિ દીઠ ૫ શેર દાણા ), " પગીની પાકી ચોરી " ( સાંતિ દીઠ ૧ાા મણ કપાસનાં કાલાં અને ૧ાા મણ દાણો ) વિગેરે નાના પ્રકારના લાગાઓ ખેડુતોને આપવાના હોય છે. દરબારનો રાજભાગ પાકના ત્રીજા હિસ્સાનો હતો. આ બધા લાગાઓની લંગાર છતાં દુકાળમાં કે નબળાં વર્ષોમાં

ભાગબટાઇની પદ્ધતિ ખેડુતોને અનુકૂળ પડતી. વધારે પાક ઉતરે તો રાજ્યભાગ વધારે જતો અને ઓછું પાકે તો ઓછો. આથી, તથા બ્રિટીશ રાજ્ય, જ્યાં વિઘોટીની મુકરર પદ્ધતિ પ્રચલિત છે ત્યાં નબળાં વર્ષોમાં આની મુકરર કરવાના જે કડવા અનુભવ લોકોએ ચાખ્યા છે તેથી કરીને લોકો શરૂઆતમાં વિઘોટી દાખલ કરવાની પદ્ધતિની સામે થયા. પરંતુ દરબારશ્રીની સમજુતીથી અને તેમની શુભનિષ્ઠાનો લોકોને ખાત્રી થવાથી તેઓ સંમત થયા. પરંતુ રાઇ અને સાંકળીના ખેડુતો હજી ભાગબટાઇની પદ્ધતિને જ વળગી રહ્યા છે. ત્યાં પણ નાના પ્રકારના અનેક લાગાઓ કમી કરીને દરબારે લોકોને ઘણી રાહત આપી છે.*

બ્રિટીશ રાજ્યમાં રોકડની પદ્ધતિ છે તેવી દરબાર સાહેબે ઢસામાં દાખલ કરી એ વાત ખરી, પણ બે વચ્ચે એક ઘણો જ મહત્વનો ફેરફાર જોવામાં આવે છે. બ્રિટીશ રાજ્યમાં કેટલો પાક જમીનમાં પાકયો તેની આનાવારી તલાટીઓ અને બીજા સરકારી નોકરો કરે, અને તેઓ સાચું જુઠું કરે તેમાં ખેડુતોનો બીલકુલ અવાજ નહીં. આજ મુદ્દા ઉપર ખેડા જીલ્લામાં સત્યાગ્રહની મહાન લડત ચલાવવામાં આવી હતી. દરબાર સાહેબના રાજ્યમાં જમીનમાં પાક કેટલી આની થયો તેનો અંદાજ દરબારી નોકરો નહીં પણ ખેડુતો પંચ કરે, અને જેટલી આની પાક થયો હોય તે પ્રમાણે ઓછાવત્તી વિઘોટીની રકમ લેવાય. ઢસાનો વિઘોટીનો સરેરાસ દર રૂા. ૨–૬–૦ નો છે. ખેડુતો ઉપર જ આ પ્રમાણે પાકની આંકણીનો વિશ્વાસ મુકયો તેથી

---

* આમાંના ઘણાખરા લાગા પહેલાં સાંકળી ગામમાં ચાલુ હતા તે નોંધ્યા છે.

દરબાર સાહેબની ઉપજને નકુશાનને બદલે ફાયદો થયો. ખેડુતો ઉપર આ પ્રમાણે વિશ્વાસ મુકયો તેનું પરિણામ એ આવ્યું કે ખેડુતોનું પંચ પ્રત્યેક ખેડુતને કેટલું પાકયું તેની જે આની થતી હોય તે કરતાં એક આની વધારે મૂકે, પણ ઓછી ન મૂકે. ખેડુતો ઉલટા દરબાર સાહેબની ઉપજની કાળજી રાખવા લાગ્યા. ખેડુતોની સ્થિતિ સુધારવા અંગ્રેજી રાજ્ય વખતો વખત કાયદા કરીને ફાંફાં મારે છે. તે આ ઉપરથી કાંઈ ધડો લેશે ખરૂં ? વિશ્વાસ આપશો તો વિશ્વાસ મેળવશો. પ્રેમ દેશો તો પ્રેમ લેશો. આ સનાતન કાયદો છે. પણ તેની સમજણ જડવાદીને ન પડે. ખેડાની લડત વખતે મહાત્માજીએ સરકારને વારંવાર વિનંતીપત્રો લખ્યા અને પગે લાગી લાગી રૂબરૂમાં કહ્યું, કે ખેતરોમાં થયેલા પાક વાસ્તે અને અનાવારી કાઢવા વાસ્તે ખેડુતો અને અમલદારોનું ભેગું પંચ નીમો. પણ સરકારને પોતાના હક્ક અને પ્રતિષ્ઠાનો હાઉ વળગ્યો હતો. દરબાર સાહેબે વિઘોટી દાખલ કરી કે તરતજ કેટલો પાક ઉતરશે તેનો ગામપંચ નીમીને ફેંસલો કર્યો. ખેડુતો પ્રમાણિક બન્યા. તેમનો પાકેલો માલ કાંકરાં કસ્તર વિનાનો જ્યાં વેચવા જાય ત્યાં પંકાવા લાગ્યો, અને ચાલુ ભાવ કરતાં તેનો બે આના વધારે ભાવ આવવા લાગ્યો. ઢસા એટલે પ્રમાણિકપણું, ઢસા એટલે સીધી વાત. ઢસા એટલે સાચો વ્યવહાર; આવી ભાવના પ્રસરી. કુંથાર ઉગતી હતી ત્યાં દરબારશ્રીના પ્રેમની મીઠી નજરથી શેરડી ઉગવા લાગી. ઢસામાં અત્યારે નાગો, ભૂખ્યો કે ઠાંડ ખેડુત મળવો મુશ્કેલ.

ઢસા, રાઇ અને સાંકળીની કેટલીક હકીકત નોંધી આ પ્રકરણ સમાપ્ત કરીશું. દરબારશ્રીનાં આ ગામો પાસે પાસે આવેલાં નથી. ઢસા એ સોરઠ પ્રાંતમાં અમરેલીની પશ્ચિમે ૭ કોશ અને

ચલાળા સ્ટેશનથી ૪ માઇલ દૂર આવેલું છે. વસ્તીનો મોટો ભાગ કણબી અને કુંભાર ખેડુતો છે. વાણીઆ, સોની, પિંજારા, સુથાર, લુહાર, કોળી, મોચી અને વાળંદનાં જરૂરીઆત પ્રમાણેનાં ઘરો ઉપરાંત ૨૦ ઘર અંત્યજોનાં છે. એ ૨૦ ઘરમાં અત્યારે હાથે કાંતેલા સુતરની ખાદી વણવાની ૧૫ શાળ ચાલે છે. ૧૫૮૪ માણુસની વસ્તીના આ ગામમાં રેંટીઆની સંખ્યા ૧૮૨ અને મહાસભાના સભાસદો ૧૭૦ છે. સ્ત્રીઓ અને અંત્યજો પણ મહાસભાના સભાસદ થયાં છે. ઢસાની ઉપજ ૧૭૦૦૦ રૂપીઆ.

રાઈ અને સાંકળી ઝાલાવાડ પ્રાંતમાં આવેલાં છે. સાંકળી વઢવાણથી અગ્નિ ખુણામાં ૫ માઇલ ઉપર અને લીંબડીથી ઇશાનમાં ૯ માઇલ દૂર આવેલું છે. વસ્તી ૫૮૪ માણુસની છે. તેનો મોટો ભાગ કાઠી અને તળપદા કોળીઓનો છે. ૮ ઘર કાઠી દરબારો—ગામના અસલ માલિકનાં છે, અને ૯૦૦ એકર જમીન તેમની માલીકીની છે. દરબારશ્રીની જમીન ૧૮૦૦ એકર અને તેની સરેરાશ ઉપજ ૧૦ થી ૧૨ હજાર રૂપીઆ.

રાઇ સાંકળીની દક્ષિણે ૪ માઇલ ઉપર આવેલું ૧૫૦ માણુસની વસ્તીનું નાનું ગામ છે. તેની સરેરાશ આવક ત્રણથી ચાર હજારની.

---

## ૧૪

# જ્ઞાનની પરબો.

---

પંદરસો માણુસની વસ્તીના ગામડા ગામમાં જ્ઞાનની પાંચ પાંચ પરબો મંડાયેલી જોવી હોય તો ઢસાનાં દર્શન કરો. જે-

નાથી આત્માની તરસ છીપે એવું જ્ઞાન તો દુનીઆ જેને અ-જ્ઞાન માને છે એવા ગામડીઆઓમાં વધારે પ્રમાણમાં રહેલું છેજ, પરંતુ વ્યવહારમાં દુનીઆ લખવા વાંચવાની કળા ન જાણનારને અજ્ઞાન તરીકે ઓળખે છે. "મારા ગામમાં એક પણ માણસ જ્ઞાનનીર વિના તરસ્યો ન રહે" એવી ભાવના-વાળા દરબારે આવકના દશમા ભાગના ખર્ચે ઢસામાં પાંચ પ-રબો-નિશાળો માંડી હતી. પોતે ગાદીનશીન થયા તે પહેલાં જે નિશાળ ચાલતી હતી તેમાં વિદ્યાર્થીઓ પાસે ફી લેવાતી તે એમણે માફ કરી, અને પુસ્તકપ.ટી પણ વિદ્યાર્થીઓને તાલુકા તરફથી આપવાનું ઠરાવ્યું. વર્ષમાં એકાદ વખત વિદ્યાર્થીઓ અને શિક્ષકો આનંદપર્યટને નીકળે અને તેનો રેલ્વે ખર્ચ સિવાયનો બીજો ખર્ચ દરબાર આપે.

થોડા દિવસ પહેલાં ઢસામાં દરબારના અમલમાં જે નિ-શાળો ચાલતી તેની હકીકતનો કોઠો નીચે પ્રમાણે:—

| શાળાનું નામ. | વિદ્યાર્થી સંખ્યા. | માસિક ખર્ચ. |
|---|---|---|
| ૧ મુખ્ય ગુજરાતી શાળા | ૮૦ | ૬૪—૦—૦ |
| ૨ કન્યાશાળા | ૫૫ | ૫૮—૦—૦ |
| ૩ અંગ્રેજી વર્ગ-ત્રણ ધોરણ સુધીનો | ૭ | ૨૭—૦—૦ |
| ૪ અંત્યજ શાળા | ૨૮ | ૨૦—૦—૦ |
| પરચુરણ ખર્ચ | | ૧૧—૦—૦ |
| | ૧૭૦ | ૧૮૦—૦—૦ |

આ ઉપરાંત મોટી વયના માણસો માટે રાત્રિશાળા ચાલતી. એ શાળા ગામમાં તેમજ રાત્રે પાક સાચવવા ખેતરમાં સૂતા ખેડુતોની અનુકૂળતા ખાતર ખેતરમાં બેસતી. જૂદા જૂદા શિ-

અકો જૂદી જૂદી દશાનાં ખેતરોમાં જ્ઞાનની પરબ માંડતા. આજે "ઢસા નૂર" નો સર્વશ્રેષ્ઠ ખિતાબ ધરાવનાર ખીમા પટેલ આ રાત્રિશાળાનું જ્ઞાનનીર પીનાર વિદ્યાર્થી હતા.

રાઇ સાંકળીનો પોપટ ભરવાડ પણ આવી શાળામાં શીખતો. રાત્રે શીખેલું દિવસે બકરાં ચારતાં પાકું કરતો, અને આગળ વાંચવાનો પ્રયત્ન કરતો. એક દિવસ એક નવો શબ્દ આવ્યો. પોપટથી તે ઉકલ્યો નહિ ને ગાડું અટક્યું. પરંતુ તરતજ તેણે માર્ગ કાઢ્યો. રસ્તે જતા એક ભાઇને બે આના આપીને તેણે અડધો કલાક બકરાં સાચવવા રોક્યો, અને પાસેના ખેતરમાં દોડતો જઇને પેલો શબ્દ શીખી આવ્યો. જ્ઞાન મેળવવાની કેટલી તરસ! પોતાનાં બકરાં લોકનાં ખેતરમાં પેસી નુકશાન ન કરે તે માટે એક ગરીબ ભરવાડ બે આના આપીને અડધા કલાક માટે પણ રખેવાળી કરાવે એમાં એની કેટલી પ્રમાણિકતા! અને કેવી ધર્મભાવના!

ગોપાળદાસને પોતાની તમામ રૈયતને જ્ઞાનનીર પાવાં હતાં; પરંતુ તે કાયદાના જોરે નહિ, પણ તેને માટેની તરસ ઉત્પન્ન કરીને. સાંકળી ઢસા કરતાં નાનું ગામ છે. ત્યાં પણ એમણે છોકરા અને છોકરીઓ માટે જુદી જુદી શાળાઓ સ્થાપન કરી હતી. સાંકળીની કન્યાશાળાને ઝાલાવાડ પ્રાંતના એક અત્યંત ભલા અને દયાળુ દિલના પોલિટિકલ એજન્ટ કર્નલ કૅન્ડનનાં પત્નીનું નામ જોડવામાં આવ્યું હતું. એ બાઇ પણ પોતાના પતિના જેવી અત્યંત ભલી હતી. સત્તા અને નામનાનાં એ પતિ–પત્ની ભૂખ્યાં ન હતાં. કોઇ પણ સંસ્થા સાથે પોતાનું નામ જોડાય એ તેમને પસંદ ન હતું, પરંતુ ગોપાળદાસ જેવા માનબેન અને સ્વતંત્ર વિચારના દરબાર પણ એ દંપતિની સુજનતાથી મુગ્ધ થયા હતા, અને તેથી તેમણે કન્યાશાળાને

મિસિસ કોન્ડનનું નામ જોડવાને લોકોને પોતાનો વિચાર દર્શાવ્યો. પરંતુ સાથે સાથે જણાવ્યું કે એ માટે સાહેબની મંજુરી લેવાનું કામ મારૂં નહિ, પણ ગામની સ્ત્રીઓનું છે. તરત જ ગામની ખેડુત સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન સાહેબ પાસે પહોંચ્યું, અને પોતાની માગણી રોશન કરી. સાહેબે જણાવ્યુ કે "આમાં હું કંઈ કહી શકું નહિ. મિસિસ કોન્ડનની રજા એમાં તો જોઇએ." બાઇઓએ કહ્યું, "તો ચાલો, અમારી સાથે અને મડમ સાહેબ આગળ અમારી વતી વકીલાત કરો." ડેપ્યુટેશન મેમ સાહેબ આગળ ગયું અને એ ભલી બાઇ ગામડાની સ્ત્રીઓની માગણી પાછી ઠેલી ન શકી. એક અપવાદ તરીકેજ સાંકળીની શાળા સાથે નામ જોડવાની સંમતિ આપી.

આ કન્યાશાળામાં છોકરીઓની હાજરી પાછળથી બરાબર રહેતી નહિ એટલે ગોપાળદાસે તે માટે અપવાસ શરૂ કર્યો. લોકોને બે દિવસ પછી ખબર પડતાં જ તેમણે માફી માગી અને ત્રીજે દિવસથી નિશાળ ભરાઇ ગઇ !

ગોપાળદાસ પોતે શિક્ષણકાર્યમાં અત્યંત રસ લે છે. તે વસો કેળવણી મંડળના એક પ્રમુખ છે અને ચરોત્તર એજ્યુકેશન સોસાયટીની કાઉન્સિલના એઓ ચેરમેન છે. મોન્ટેસોરી શિક્ષણ પદ્ધતિનાં કેટલાંક પુસ્તકો એમણે વાંચ્યાં છે અને દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનવાળા બાળશિક્ષક શ્રી ગિજુભાઇને એ પદ્ધતિનો શોખ લગાડનાર પોતે હતા.

પોતાની નિશાળોનો વહીવટ એમણે ત્રણ વર્ષને માટે એજન્સીના કેળવણી ખાતાને સોંપ્યો હતો. તે પછી અસહકાર શરૂ થયો અને એમની ત્રણ વર્ષની મુદત પણ પૂરી થઇ; એટલે એમણે પોતાની શાળા પાછી સોંપી દેવાની માગણી કરી. પોલિટીકલ એજન્ટની ઓફિસમાંથી એમને લખવામાં આવ્યું કે

તમે સીધી રીતે એજન્સીના કેળવણી ખાતાને લખી શકતા નથી. અમારી મારફતે જે માગણી હોય તે જવી જોઇએ. દરબારશ્રીએ જવાબ વાળ્યો કે અમે શાળા સોંપી હતી ત્યારે આપની ઓફીસની દરમિયાનગીરી વચ્ચે રાખી ન હતી એટલે અમે સીધી રીતે પત્રવ્યવહાર ચલાવવામાં વાજબીજ છીએ. આ પછી ત્રણેક મહીને એમને જવાબ મળ્યો કે એ શાળાઓ કાયમને માટે એજન્સીએ પોતાના હવાલામાં લીધી છે! આથી કરારનો અને વિશ્વાસનો ભંગ થાય છે એવું જણાવી ગોપાળદાસે ચોકખું લખી દીધું કે એ શાળા પાછળ જે ખર્ચ તમે કરશો તેનાં બીલની એક પાઇ પણ હવે પછી અ ચૂકવીશું નહિ. અને અમારા મકાનનો કબજો લેવા ઘટતાં પગલાં લઇશું. આ સંજોગમાં એ નિશાળો સાથે અસહકાર કરવાની લોકોને ફરજ પડી. જે પરબો ગોપાળદાસે માંડી હતી તેના નીરમાં વિષ ભળવાથી તેનો લાભ દસા તળનો એક પણ વિદ્યાર્થી લેતો નથી. હાલ તુરત ત્યાં છોકરાઓ માટે એક નવી રાષ્ટ્રીય પરબ માંડવામાં આવી છે.

---

## ૧૫

## લોકકલ્યાણના મંડપ.

---

### "પુસ્તકાલય" અને "સેવા મંડળ" ની પ્રવૃત્તિઓ.

---

જમીન અને ઘરનાં માલિકી હક્કનાં સદાવ્રત અને જ્ઞાનની પરબો માંડીને ગોપાળદાસ બેસી રહ્યા નહિ. એમને તો ગો-

વર્દ્ધનરામે "સરસ્વતીચંદ્ર" માં વર્ણવેલી કલ્યાણગ્રામની યોજનાઓ અમલમાં મૂકવાના અભિલાષ હતા. તેમણે લોક-કલ્યાણના મંડપ રચ્યા એને પ્રજા પાસે રચાવ્યા. "ચંચળબા સાર્વજનિક પુસ્તકાલય" ની ગણના "જ્ઞાનની પરબો" ના પ્રકરણમાં થાત, પરંતુ તેની રચના આ પ્રકરણ સાથે વધારે બંધબેસતી હોવાથી તેનો ઉલ્લેખ અહીં કરવામાં આવ્યો છે. બીજો મંડપ "સેવક મંડળ" ની લતાનો છે.

## ચંચળબા સાર્વજનિક પુસ્તકાલય

આ યુગમાં ગામડે ગામડે દેવમંદિરની પેઠે વિદ્યામંદિરો–નિશાળ અને પુસ્તકાલય-આવશ્યક મનાવાં જોઇએ, એવી ભાવના "મિત્રમંડળ" પુસ્તકાલયદ્વારા ફેલાવવાનો પ્રયત્ન ગુજરાતમાં શ્રી મોતીભાઇ અમીને કર્યો. તેઓ ઇ. સ. ૧૯૧૬ ના નવેમ્બરમાં ઢસાની મુલાકાતે પધાર્યા ત્યારે તેમણે ગામલોકોને દરબારનાં સ્વર્ગસ્થ પત્નીના સ્મારક તરીકે એક પુસ્તકાલય સ્થાપન કરવાની સૂચના કરી. સુથારનું ચિત્ત બાવળીએજ ચોંટે! લોકોએ આ સૂચનાને ઝીલી લીધી અને પુસ્તકાલય ફંડ શરૂ થયું. ખેડુતોએ દર વીઘે બે આના અને વેપારી તથા બીજા વર્ગે પોતપોતાની શક્તિ પ્રમાણે ફાળો આપીને રૂ. ૬૫૧–૦–૦ એકત્ર કર્યા. દરબારશ્રી પાસે મદદની માગણી થતાં તેમણે લોકો પાસે તગાવીના ૧૪૦૦ રૂપીઆ લ્હેણા હતા તેમાંથી ૬૦૦ માફ કર્યા અને ૮૦૦ રૂપીઆનો હવાલો આ પુસ્તકાલય ફંડમાં નંખાવ્યો. તે ઉપરાંત ૫૦૦ રૂ. રોકડા અને દરબારગઢને લગતું એક મકાન પણ ભેટ આપ્યું. સંવત ૧૯૭૩ ના વૈશાખ સુદ ૧૩ (તા. ૪ થી મે, ૧૯૧૭)ને રોજ સૌ. ભક્તિલક્ષ્મીના હાથે પુસ્તકાલય ખુલ્લું મૂકવામાં આવ્યું.

પુસ્તકાલય ખાતે એકાદ રોજીંદું, "નવજીવન," કેટલાંક બીજાં અઠવાડિકપત્રો અને માસિક ચોપાનીઆંઓ મંગાવવામાં આવેછે. પુસ્તકોની સંખ્યા સં. ૧૯૭૭ માં ૫૪૯ ની અને પુસ્તકાલયની કુલ મીલ્કત ૩૦૦૦ રૂા. ની હતી. આ સંસ્થાનો વાર્ષિક ખર્ચ ૨૦૦ રૂપીઆનો છે. પુસ્તકાલયનું ફંડ અંબઇદાસ ખેતીવાડી બેંક જે ઢસામાં જ ખોલવામાં આવી છે તેમાં આઠ આનાના દરે વ્યાજે મૂકવામાં આવે છે. તેના ઉત્પન્નમાંથી અને "કન્યાચોરીના લાગા" માંથી એ ખર્ચ નીકળે છે. આ-મમાં કોઇપણ કન્યાનાં લગ્ન થાય, તેનો ૧૨ રૂપીઆનો "કન્યા-ચોરી" નો લાગો દરબારને આપવો પડતો ! નાનાં નાનાં દેશી રાજ્યોથી છવાયલા કાઠિયાવાડમાં આવા જેટલા લાગા સાંભળીએ તેટલા ઓછાજ. ગોપાળદાસને આ લાગો અઘટિત લાગવાથી તેમણે તે બંધ કર્યો; એટલે લોકોએ રાજીખુશીથી ચોરી દીઠ પાંચ રૂપીઆ પુસ્તકાલય અતિ આપવાનો ઠરાવ કર્યો. આ રીતે વાર્ષિક પચાસેક રૂપીઆનું ઉત્પન્ન થાય છે.

આ સંસ્થાનો કારભાર ગામ લોકોએ ચૂટેલા એક પ્રમુખ, ૪ ઉપપ્રમુખ, ૧ મંત્રી, અને બીજા સભ્યોનું કાર્યવાહક-મંડળ ચલાવે છે. એ મંડળના પ્રથમ વર્ષનાં પ્રમુખ સૌ. ભક્તિલક્ષ્મી હતાં.

આ પ્રવૃત્તિમાં લોકો કેટલો રસ લે છે તે એ સંસ્થાના વાર્ષિક રીપોર્ટોમાંથી નોંધેલા કેટલાક ફકરા ઉપરથી માલમ પડશે. ગામડા ગામમાં સામાજિક સેવાનું કાર્ય કરવાની ભાવના વાળાઓને એ માર્ગદર્શક થઇ પડશે.

" સં. ૧૯૭૭ માં ૭૩૪ વખત પુસ્તકો વાંચવાં આવ્યાં એટલે માસિક સરેરાશ ૬૧ ની આવે છે, જે ગયા વરસ

કરતાં ૧૧ નો ઘટાડો બતાવે છે. ૧૪૪ માણસોએ પુસ્તકાલયનો લાભ લીધો જે ગયા વરસ કરતાં ૩૩ નો વધારો બતાવે છે. આ વર્ષમાં ૩૧૫ પુસ્તકો વંચાયાં છે તે ગયા વર્ષ કરતાં ૧૪૫ નો વધારો બતાવે છે. ૧ જણે ૩૦ ઉપરાંત, ૪ જણે ૨૦ ઉપરાંત, ૧૫ જણે ૧૦ ઉપરાંત અને ૧૨૪ જણે દશથી ઓછાં પુસ્તકો વાંચ્યાં છે. ”

“ રીપોર્ટવાળા વર્ષમાં ૮ સ્ત્રીઓએ પુસ્તકાલયનો લાભ લીધો છે તે ખુશી થવા જેવું છે. અંત્યજ વાંચનારાઓની સંખ્યા પણ ટકી રહી છે. વિશેષ આનંદની વાત એ છે, કે પુસ્તકાલયનાં ૧૫ પુસ્તકો પરગામ વંચાવા ગયાં હતાં. વસવાયાં, (હજામ પિંજારા, મોચી, સુતાર તથા ઈતર કોમમાં વાચનનો વધારો થયો છે.

કોમવાર વંચાયલાં પુસ્તકોની સંખ્યા:—

| | | |
|---|---|---|
| બ્રાહ્મણ—૨૮ | સોની—૪ | ઈતર કોમ—૧૩ |
| વાણીઆ—૩૦ | મોચી—૩ | કાઠી—૯ |
| કણબી—૭ | અંત્યજ—૩ | સંઘી—૯ |
| સુતાર—૨ | વાણંદ—૬ | કલાલ—૧ |
| પીંજારા—૨ | બાવા—૫ | ચારણ—૧ |
| પાટીદાર—૪ | કુંભાર (ખેડુત) ૭ | ——— |
| લુહાણા—૯ | કોળી—૧ | ૩૧૫ |

વંચાયલા પુસ્તકોના પ્રકાર

| | | |
|---|---|---|
| ધર્મનીતિ—૨૨ | નવલ કથા—૬૭ | કાયદા—૪ |
| ચારિત્ર્ય—૨૪ | નાટક—૨૭ | કાવ્ય—૨૯ |
| સ્ત્રી ઉપયોગી—૧૬ | બાળોપયોગી—૨૫ | કળાઓ—૭ |
| ઇતિહાસ—૨૭ | પરચુરણ—૬૭ | |

" પુસ્તકાલયનો જેમ બને તેમ વધારે ઉપયોગ થાય તે માટે સદ્દગત માતુશ્રી ચંચળબાની સંવત્સરીના દિવસે વ્યવસ્થાપક મંડળ તરફથી અમુક પુસ્તકો પસંદ કરી તેમાંથી પરીક્ષા લઇ ઉંચે નંબરે પાસ થનારને ઇનામ આપવામાં આવે છે. તે મુજબ નાગે પ્રમાણેનાં ઇનામો આપવામાં આવ્યાં છે. ૧-૮-૦ વેલજી રાઘવ, ૧-૦-૦ ચતુર્ભુજ લક્ષ્મીચંદ, ૦-૮-૦ ચકુ રાજા, ૧-૪-૦ મગવલાલ વખતચંદ, ૦-૧૨-૦ રતિલાલ ઓધવજી. "

(સંવત ૧૯૭૭ ના પાંચમા વર્ષના અહેવાલમાંથી.)

" અભણ ખેડુતો આ સંસ્થાનો લાભ લઇ શકે તે માટે લાયબ્રેરીયન દરરોજ રાત્રે કલાક દોઢ કલાક વર્તમાનપત્રો અને માસિકો વગેરે વાંચી સંભળાવે છે. સાત અઠવાડીઆં સુધી રાખવામાં આવેલી નોંધ તપાસતાં તેનો નીચે પ્રમાણે લાભ લેવાયલો જણાય છે.

| | કણબી | કુંભાર-ખેડુત | વાણીયા | બ્રાહ્મણ | ઇતર | કુલ. |
|---|---|---|---|---|---|---|
| પ્રથમ વર્ષમાં- | ૯ | ૭ | ૫ | ૪ | ૫ | ૩૦ |

| | | | | | સંધી | સોની | મોચી | વાળંદ | બાવા | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બીજા વર્ષમાં- | ૨૧ | ૧૮ | ૪ | ૫ | ૬ | ૨ | ૧ | ૧ | ૧ | ૫૯ |

**પુસ્તકાલયથી થયેલી જાગ્રતિઃ**—" આ સંસ્થાના અંગે બીજી એક યોજના દાખલ કરવામાં આવી છે. દર અઠવાડીએ સભા ભરી લોકોપયોગી વિષયો ઉપર ભાષણ તથા વાદવિવાદ ચલાવવામાં આવે છે. આ પ્રમાણે આ વર્ષમાં કુલ ૭ ભાષણો આપાયાં હતાં. જે બે પ્રસંગે આવી સભાનું પ્રમુખસ્થાન અમારાં પૂજ્ય બા સાહેબ શ્રી ભક્તિલક્ષ્મી બાએ અને અમારા વડી-

વટદારનાં ધર્મપત્ની વિજયાબ્હેને લીધું હતું. તે વખતે પુરુષો ઉપરાંત ગામની સ્ત્રીઓએ પણ સભામાં મોટી સંખ્યામાં હાજરી આપી હતી. "કન્યાવિક્રય" નો વિષય આ સભામાં એટલો અસરકારક રીતે ચર્ચાયો હતો કે તે ઉપરથી અમે લખેલા શખસોએ કન્યાવિક્રય નહિ કરવા પ્રતિજ્ઞા લીધી હતી:—*

ભટ જેશંકર હરજીવનદાસ
ગામોટ ગોપાળજી હરિશંકર
સોની હમીરભાઇ વાલેરાભાઇ
શેઠ ખોડીદાસ બાવાભાઇ
રા. અમરચંદ લખમીચંદ
ભ. વલ્લભજી મીઠાભાઈ
પટેલ ડાહ્યાભાઇ ધરમશી
વિપ્ર મયાશંકર ગંગાધર
પા. કાબાભાઈ લાધાભાઇ
પા. હરજી વેલાભાઇ
ઠા. જીવરાજ ઠાકરશી
પા. ખોડાભાઇ નારણભાઈ
સુતાર રવજી ધનજી
ઢેઢ નથ્થુ જીવા
ઢેઢ બોઘા ભીમા

પુસ્તકાલયને અંગે એક "સ્ટીરિયોસ્કોપ" રાખવામાં આવ્યું છે. તમામ વર્ણના લોકો તેનો છુટથી ઉપયોગ કરે છે અને વધારે કાર્ડની માગણી હંમેશાં ચાલુ રહે છે....પુસ્તકશાળા સ્થાપન થયા પછી સ્વાભાવિક રીતે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા વધતી જાય છે. ૧૦ માણસોએ રાત્રિશાળાનો લાભ લેવાની ખુશી બતાવી છે. ખાસ સંતોષ અને નોંધ લેવા યોગ્ય બીના

એ છે, કે ખેડુત વર્ગની મોટી ઉંમરની ૪ કન્યાઓ પ્રસન્ન બ્હેન અને સમજુ વ્હેન પાસે શિક્ષણ લેવા હરરોજ રાત્રિના વખતે નિયમિત રીતે અને હોંસથી જાય છે."

"સભામાં થતાં ભાષણદ્વારા ગોધરા મુકામે અંત્યજોના ઉદ્ધાર કરવાના મહાત્મા ગાંધીજીના પ્રયાસની હકીકત જાણ્યા પછી અહીંના અંત્યજો પોતાનાં દીકરા–દીકરીઓને જ્ઞાન આપવા ઉત્સુક બન્યા છે. અને તેમને માટે જુદી શાળાની માગણી કરે છે."

પુસ્તકશાળાથી મોટો લાભ એ થયો કે લોકોની જ્ઞાન–તૃષ્ણા વધી. અને પરિણામે એક અંગ્રેજી નિશાળ અને કન્યાશાળા સ્થાપવાની જરૂર પડી."

("સં. ૧૯૭૩ નો પ્રથમ વર્ષનો રીપોર્ટ")

**પ્લેગ સામે પગલાં:**—"પુસ્તકાલય સ્થાપન થયા પછી ઢસા જેવાં નાનકડા ગામમાં પણ ઉત્સાહ એટલો બધો વધ્યો છે, કે જ્યારે ગમે તે વર્ષે પ્લેગે સમગ્ર કાઠિયાવાડમાં દેખાવ દીધો હતો તે વખતે આ સંસ્થાના કાર્યવાહક મંડળે એક કામ ચલાઉ "આરોગ્ય રક્ષક મંડળ" ગોઠવી કાઢયું હતું. અને એકજ દિવસમાં એ મંડળમાં ૨૯ માણસો રાજીખુશીથી સ્વયં-સેવક તરીકે જોડાયા હતા. એ મંડળે ઢસાને ૬ વિભાગમાં વહેંચી નાખ્યું. પ્રત્યેક વિભાગમાં ચાર ચાર સ્વયંસેવક અને દર બે વિભાગે એકએક ઇન્સ્પેકટર નીમી દીધા હતા. સૌને યોગ્ય સલાહ અને સહાય આપવા માટે બે સુપ્રિન્ટેન્ડન્ટ નીમ્યા હતા. ગામ લોકોએ રાજીખુશીથી કવોરેનટાઇન રાખવાનું ઠરાવ્યું.

---

* જુદી જુદી કોમ દર્શાવવા આ નમો આપ્યાં છે.

અને બહાર ગામથી આવનાર કોઇ પણ માણસને ગામ બહાર બનાવેલાં છાપરામાં ત્રણ દિવસ રાખવાની સગવડ કરી હતી. તે છાપરામાં સુપ્રિન્ટેન્ડન્ટ તથા ગામના કેટલાક ગૃહસ્થો અને દરબાર શ્રી વખતો વખત, આવનાર માણસને નાવા ધોવા તથા જમવા સુવા વગેરેની યોગ્ય સગવડ છે કે નહિ તે નજરે જોઇ તેમને કોઇ રીતે તકલીફ કે અડચણ ન પડે તે માટે યોગ્ય બંદોબસ્ત કરતા. સ્વયંસેવકોએ પોતપોતાના વિભાગના આરોગ્યરક્ષણ માટે ઉકરડા ગામ બહાર લેવરાવી જવાનું, ભિનાશ કે કે ગંદકીવાળી જગ્યાએ જંતુઓના નાશ માટે ફીનાઇલ વોટર, બગર સાબુ અને ઘાસતેલ નાંખી ઉકાળેલું પાણી પૂરૂં પાડવાનું, ઘરમાં પ્રકાશ આવે તેટલા માટે છાપરાં ઉપરથી નળીઆં ખસેડી લેવાનું, સવાર સાંજ દરેક ઘેર ગુગળ, ડામર અને લીમડાનો ધુમાડો કરવાનું કામ ઉપાડી લીધું હતું. આવી સાવચેતીના પરિણામે જ્યારે ઢસાની ચતુર્સીમામાં કોઈ પણ ગામ પ્લેગથી મુક્ત રહી ન શકયું ત્યારે ઇશ્વરકૃપા અને સ્વયંસેવકોની ખંત તથા જાતમહેનતથી પ્લેગને ઢસાના સીમાડા બહાર રહેવું પડયું હતું."

(સં. ૧૯૭૪ નો બીજા વર્ષનો અહેવાલ.)

વાંચક! પુસ્તકાલય એ પુસ્તકોનું નિર્જીવ સંગ્રહસ્થાન નથી, પરંતુ લોકકલ્યાણનો મંડપ છે એની ખાત્રી આટલા ઉપરથી તને થઇ ચુકી હશે.

## "સેવકમંડળ"

પુસ્તકાલયને અંગે થયેલી જાગ્રતિ અને કામચલાઉ "આરોગ્ય રક્ષક મંડળ" ના પ્લેગને અટકાવવાના પ્રયત્નને મળેલી સફળતાથી સામાજિક સેવાનાં કાર્યો માટે એક કાયમના મંડળની જરૂરિઆત સૌના મનમાં વસી. તા. ૧૫-૨-૨૦ ને રોજ

"સેવક મંડળ" ની સ્થાપના કરવામાં આવી, એ મંડળ ઢસામાં અત્યારે લોકજાગ્રતિ અને કલ્યાણકારિણી પ્રવૃત્તિઓનો ઝરો છે. આ મંડળને માટે ગામલોકોની સભામાંથી ૧ પ્રમુખ, ૧ ઉપપ્રમુખ, ૧ મંત્રી અને ૧૩ સભ્યો ચુંટી કહાડવામાં આવે છે.

**કાર્ય પ્રદેશ અને આવકનાં સાધનો**:— મંડળની સ્થાપના વખતે તેની સત્પ્રવૃતિઓને પોષવા અનાજ અને ઘાસ-કુંપરાનું ઉઘરાણું થયું હતું. ખેડુતોએ દર વીઘે બશેર લેખે ૨૫૦ મણ જુવાર એકત્ર કરી અને તેમાં દરબારશ્રી તરફની ૫૦૦ મણ ઉમેરાઇ. આ બધી જુવાર ખાણમાં ભરવામાં આવી. વાણીઆ અને બિનખેડુત લોકોએ ફાળો કર્યો અને ૨૦૦ રૂપીઆ રોકડા આપ્યા. દાણા ઉપરાંત દર વીઘે ૧ પૂળો કડબનો ખેડુતોએ અને પૂળા દરબારે આપીને ૨૧૦૦૦ કડબના પૂળાનો પૂરવઠો કર્યો. કાઠિયાવાડના ખેડુતોની સ્થિતિ ગુજરાતના બીજા ભાગના ખેડુતો કરતાં ઘણી કંગાળ છે; ઢસાના ખેડુતોની દશા અત્યારે પ્રમાણમાં ઘણી સુધરી છે છતાં એ ત્યાં પણ કેટલાક લોકો એવા મળી આવશે ખરા કે જેમના દાણાની કોઠીનું તળીયું નવો પાક આવતા પહેલાં દેખાવા માંડે. સામાન્ય રીતે આવી સ્થિતિ શ્રાવણ મહીનામાં આવી પડે છે અને તે વખતે અકળાયેલો ખેડુત આજીવિકા માટે વાણીઆને ત્યાંથી પાક ઉતરે દોઢા બમણા પાછા આપવાની શરતે દાણા ઉપાડતો, માગશર મહીનામાં નવો પાક ઉતરે છે એટલે ૪ મહીનાના વ્યાજ તરીકે ખેડુતને મણે અધમણ પોણો ગણુ દાણા ભરવા પડે છે. "સેવકમંડળે" આવે વખતે બજારભાવ કરતાં ઘણા ઓછા દરે દાણા ધીરવાનું કામ ઉપાડી લીધું. પ્રસંગે ગરીબગુરબાંને અને આફતમાં આવી પડેલાં કુલીન માણસોને મફત દાણો પણ આ-

પવામાં આવે છે. અત્યારે એક મુસલમાન બાઇ અને આંધળી ડોસીને મંડળ દળણાં આપી રોજી આપે છે, અને તે ઉપરાંત આજીવિકા માટે ખુટતા દાણા અને વસ્ત્રો ફંડમાંથી આપે છે.

દુકાળના વખતમાં અનાજ અને ઘાસચારાનો આવો સંગ્રહ ઘણો આશીર્વાદ સમાન થઇ પડે છે. આગગાડી દાખલ થઈ તે પહેલાં હિંદુસ્થાનનાં ઠામ ઠામ આવા પૂરવઠા (ખાણો) રહેતા. ખાણમાં ભરેલી જુવાર વરસો સુધી બગડતી નથી; પરંતુ ઢસામાં તો શ્રાવણ માસમાં જરૂરિઆતવાળા લોકોને એ જુવાર ધીરવામાં આવે છે એટલે દર માગશર મહીને તેના બદલામાં તાજી આવીને ભરાય છે. અનાજની પેઠે કડબ પણ ઉછીની અને ગરીબ લોકોનાં માટે મફત આપવામાં આવે છે. ઘાસચારાનો સંગ્રહ રાખવાની આ પદ્ધતિથી દુકાળમાં જ્યારે કાઠિયાવાડનાં બીજાં બધાં ગામનાં ઢોરોને "હાથલા થોર" ઉપર નીભવું પડયું હતું ત્યારે ઢસાનાં ઢોર ઘાસચારા ઉપર નિર્ભર હતાં.

આમ દુકાળની સામે ગામને ટકાવી રાખવાનું મુખ્ય કામ "સેવામંડળ" કરે છે. એ સિવાયની બીજી પ્રવૃત્તિમાં રોગના વખતમાં ઘેર ઘેર ફરીને લોકોને દવા પહોંચાડવી, તેમનાં ઘર અને શરીર સ્વચ્છ રાખવામાં વગેરેનો સમાવેશ થાય છે.

ગામ સુધરાઇનાં કામો પણ આજ મંડળ કરે છે. ગામના કુવા અને હવાડાની દેખરેખ અને પૂરણી, ગામના અને સીમના રસ્તાઓની સાધારણ ૧૦–૧૫ રૂપીઆ સુધીના ખર્ચની મરામત, અને હવાડો ભરવા કોશ વરત પૂરાં પાડવાની જવાબદારી "સેવકમંડળ"ને શિરે છે. ઢસાની પ્રસિદ્ધ ભજનમંડળી અને રાસ મંડળ બહાર ગામ જાય તેના ખર્ચ બદલ દરબાર તરફથી મળતો ફાળો બાદ જતાં બાકીની રકમ મંડળમાંથી

અપાય છે. દરબારે આ ખર્ચમાં કેટલો ફાળો આપવો તે નક્કી કરવાનું કામ પણ મંડળનુંજ !

મંડળને પ્રારંભિક ફાળા ઉપરાંત ચાલુ આવકનાં પણ કેટલાંક સાધનો છે. જેવાં કે:—

**ભામનો (ચામડાંનો) ઇજારો**—ગામનાં ઢોર મરે તેનાં ચામડાં ઉપર પણ કાઠિયાવાડના દરબારોને હક્ક પહોંચે છે. ઢસામાં ચામડાં માટે ચમારોને ઇજારો અપાતો અને તેના ૩૦૦–૪૦૦ રૂપીઆ દરબારને વાર્ષિક ઉપજતા. ચામડાંના વેપારમાં આટલી ભારે રકમને લીધે નફો રહેતો નહિ, પરંતુ ઢોરની " મોટી " ને માટે હરિફાઇ થતી. ઇજારાની પદ્ધતિથી સ્ટેટને આર્થિક ફાયદો; પરંતુ તેનાં દુષણો પણ ભારે હોય છે. અંગ્રેજી રાજ્યમાં દારૂના ઇજારા દાખલ થવાથી સરકારને ત્યાં ટંકશાળ પડી છે. તેને એકના ચાર ઉપજવા લાગ્યા છે; પરંતુ ઇજારદાર ઇજારાની મોટી રકમ પૂરી કરીને પોતાનું પેટીયું કાઢી શકે તે માટે જાતજાતના પ્રપંચ આદરે છે. દારૂમાં ભેળસેળ થાય છે, અને વધારે લોકો પીવા આવે એવી યુક્તિઓ અજમાવે છે. આમ આ પદ્ધતિ દારૂને સાર્વત્રિક બનાવવામાં મદદગાર થઇ પડી છે.

ભામના ઇજારાની પદ્ધતિથી દરબારને પણ ત્રણ ચારગણી આવક થતી; પરંતુ ઇજારો રાખનાર બાકીનાઓનો દુશ્મન બનતો અને ગામમાં કુસંપનું બીજ રોપાતું. વળી ભારે રકમ પૂરી કરવાને તે કવચિત જીવતાં ઢોરને ઝેર દઇ ઉપજ વધારવાને લલચાતો. આથી ગોપાળદાસે ઇજારાની પદ્ધતિ દૂર કરી, અને બધા ચમારો પાસેથી મળીને ૭૫ થી ૧૦૦ રૂપીઆ લેવાનો આંક ઠરાવ્યો.

પરંતુ વળી સવાલ એ ઉઠે છે કે કોઇનું ઢોર મરે તેમાં દરબારનું દાપું કયાંથી? ખરી રીતે તેના માલિકનો તેના ઉપર હક્ક પહોંચે. ગોપાળદાસે પોતે આ આવક છોડી દીધી અને "સેવકમંડળ" ને આપી. પરંતુ બે વર્ષ પછી–ઈ. સ. ૧૯૨૨ માં ગામના અંત્યજોએ માટી ખાવી છોડી ત્યારથી દરબારની સલાહથી મંડળે આ રૂપીઆ લેવાનું માંડી વાળ્યું.

**ખળા અને મૂઠી ફંડઃ**—ખળામાં નવો પાક આવે તેમાંથી ગાડી દીઠ બશેર દાણાનો નવો લાગો "સેવકમંડળ" ને માટે લોકોએ શરૂ કર્યો છે અને તે સિવાય દર અઠવાડીએ શાળાના વિદ્યાર્થીઓ ઘેર ઘેર ફરીને મૂઠી ફંડ ઉઘરાવે છે. એ મૂઠી ફંડમાં આવક કરતાં નાનાં બાળકોમાં સેવાનો જુસ્સો પ્રકટે એ લાભ મોટો રહેલો છે.

**બીડીનો ઇજારોઃ**—જહાંગીર બાદશાહને માટે કહેવાય છે કે તે બેભાન થાય તેટલો દારૂ પીતો; પણ બહાર લોકોને દારૂ નહિ પીવાનાં ફરમાનો કાઢતો. "પરોપદેશે પાંડિત્યમ્" નાં આવાં દૃષ્ટાન્તોમાં ગોપાળદાસ એકનો ઉમેરો કરે છે. બીડીબાઇએ એમના ઉપર જમાવેલી સત્તામાંથી છૂટવા એમણે ફાંફાં તો ઘણી વાર માર્યાં જોયાં; પરંતુ તેના બળાવત્તર મોહપાશમાંથી છૂટવાની તાકાત તેઓ હવે પછી મેળવે ત્યારે ખરા. છતાં ઢસામાંથી બીડીનો બહિષ્કાર થાય એ જોવાને તેઓ ઉત્સુક છે ખરા; અને તે માટે સરકાર દારૂની બદી ઘટાડવા કરે છે તેવા કેટલાક પ્રયત્નો પણ કરે છે. પરંતુ આવા વાંઝીઆ પ્રયત્નોને સુફળ આવતાં દેખ્યાં નથી.

પહેલાં ઢસામાં બીડી તમાકુ વેચવાની ૧૧ દુકાનો હતી. તે બધી કાઢી નાખવામાં આવી છે અને એકજ દુકાન ઇજારા-

ની પદ્ધતિથી ચાલુ રાખવામાં આવી છે. વિદ્યાર્થી અને ૧૧ વર્ષની અંદરના માણુસને બીડી તમાકુ આપી શકાય નહિ. નિયમભંગનો દંડ બે રૂપીઆ. ઇજારદારનો માલ "સેવકમંડળ" પાસ કરે અને વેચવાના દર પણ તેજ બાંધી આપે. આ પદ્ધતિથી ઢસામાંથી બીડી નાબુદ થયેલી જોવામાં આવી નથી; અલબત "સેવકમંડળ" માટે એક આવકનું સાધન વધ્યું છે ખરૂં. ઈ. સ. ૧૯૨૦–૨૧ માં ઇજારાની આવક રૂ. ૧૮૧–૦–૦ હતી અને ૧૯૨૧–૨૨ ના વર્ષમાં તે ઘટીને રૂ. ૧૧૧–૦–૦ ઉપર આવી એટલા પ્રમાણમાં વપરાશમાં ઘટાડો થયો હોય એ સંભવિત છે. આ સિવાય મંડળને લગ્ન પ્રસંગે ઐચ્છિક ભેટદ્વારા પણ કેટલીક મદદ મળે છે.

**પવિત્ર દિવસની યોજનાઃ**—નાનકડા ઢસામાં કોઇ પણ નવિન હિતકારક પ્રવૃત્તિનો પ્રયોગ ભાગ્યેજ બાકી રહ્યો હશે. "વિદ્યાદાનના પવિત્ર દિવસ" ની નવીન યોજના ઢસાએ પણ ઉપાડી લીધી છે, અને તેને માટે મહાત્મા ગાંધીજીની જયંતિનો દિવસ પસંદ કરવામાં આવ્યો છે. એ દિવસે ઓછામાં ઓછા બે આના અને વધારેમાં વધારે ૧ રૂપીઆ સુધીનાં દાન સ્વીકારવામાં આવે છે. ૩૦ થી ૩૫ રૂપીઆ એ દિવસે મંડળ માટે એકત્ર થાય છે.

આ પ્રકરણમાં નાની નાની બાબતોને મહત્વ આપીને નોંધવામાં આવી છે; કારણ કે એ નાની બાબતોની પાછળ ભાવના અને વ્યવસ્થાશક્તિનું બળ છુપાયેલું છે.

"સામાજિક સેવાના સન્માર્ગ" નું પુસ્તક જેમણે વાંચ્યું હશે તેમને આ પ્રકરણની મહત્તા સમજાયા વિના ન રહેશે.

દરેક વાચક પોતાના ગામમાં આવા લોકકલ્યાણના મંડપ રચવાની પ્રેરણા પામે તો કેવું સુંદર?

૧૬

## દસાનું લોકતંત્રઃ આત્મનિર્ણય

દસાના દરબારે લોકોને જમીન અને ઘરના માલીકીહક્ક આપ્યા, વિઘોટી બાંધી આપી, અને કેળવણીની સંસ્થાઓ સ્થાપી એટલા જ કારણથી દસાના તંત્રને રામરાજ્યની ઉપમા આપવામાં આવતી નથી. સારા માલિકના ગુલામોને પણ આવી સગવડ ઘણી વખત મળી રહે છે. દરબારશ્રીની મહાનુભાવના તો એમણે ખીલવેલા લોકતંત્રમાં, એમણે સ્વીકારેલા આત્મનિર્ણયના પાલનમાં દૃષ્ટિગોચર થાય છે.

ના. શહેનશાહ પોતાની જન્મતિથિએ અને બેસતા વર્ષે અમુક અમુક લોકોને ખિતાબોથી નવાજે છે. ગોપાળદાસ જેવા નાનકડા તાલુકદારને પણ પોતાની જન્મતિથિને દિવસે એવી લ્હાણી કરવાનું મન થયું. પાડોશી રાજ્યો અને એજન્સીમાં આથી થનાર ઉપહાસની એમણે પરવા ન રાખી.

"વ્યોમ દિપ રવિ નભબિંદુ તો ઘર દીવડા શા ખોટા?" એ ન્યાયે એમણે પોતાના ખિતાબોની પ્રતિષ્ઠા દસામાં વધે અને જળવાઇ રહે તે માટે સાવચેતી રાખી.

સરકાર કે દરબાર પોતાની પસંદગીના માણસોને ખિતાબ આપે તેમાં જાણ્યે અજાણ્યે પણ ખુશામતપ્રિય કે સરકારનું જ હિત જોનાર માણસોની વરણી થાય છે. સ્વતંત્ર વિચાર

ધરાવનાર લોકકલ્યાણના મંડપ રચનારાઓ તેમાંથી બહુધા બાતલ રહી જાય છે. અને તેથી સરકાર તરફનો ખિતાબ ધરાવનાર એટલે ખુશામતીઓ એવી માન્યતા જનતામાં બંધાયેલી જોવામાં આવે છે. આથી ખિતાબોનું મહત્ત્વ પ્રજામાં રહ્યું નથી.

મહારાજ્યમાં ખિતાબોની થતી આવી દુર્દશાના અનુભવ ઉપરથી ગોપાળદાસે ખિતાબ દરબાર તરફથી નહિ પણ ગામની રૈયત તરફથી આપવાની પદ્ધતિ અખત્યાર કરી. પ્રજાનો જેનામાં વિશ્વાસ હોય અને તે જેને સન્માનિત માનતી હોય તેવા માણસોને કેવળ શોભાના ગાંઠીઆ જેવા ખિતાબોજ આપવા કરતાં તેની સાથે રાજ્યતંત્રમાં તેમને કેટલીક સત્તા પણ આપવાનું ગોપાળદાસે ઉચિત માન્યું.

દરબાર પોતે જેને અમુક ઇલકાબને યોગ્ય માનતા હોય એવા ગૃહસ્થોનાં નામની યાદી લોકોની જાણ માટે એક મહીના અગાઉ બહાર પડે. તેમાંના કોઇ પણ નામની સામે ગામના એક પણ માણસનો વાંધો આવે તો તે નામ યાદીમાંથી કમી થઇ જાય એવો નિયમ કરવામાં આવ્યો. આ પ્રમાણે જેની સામે એક પણ માણસનો વિરોધ ન હોય એવી વ્યક્તિનેજ ખિતાબ અપાય.

સૌથી શ્રેષ્ઠ ખિતાબ "દસાનૂર"નો, અને તે પછી "દીપક," "પુષ્પ," "રંજન" અને "ભૂષણ" અનુક્રમે આવે છે. "નૂર" એકુજ હોય છે. અને તે દરબારમાં અથવા રાજકારણે આવે ત્યારે દરબારશ્રીએ તેના માનમાં ઉભા થવું જોઇએ. ઉપરાંત ખુદ દરબારનો કોઇ પણ હુકમ "નૂર" કે "દીપક"–(દીપક અત્યારે ૪ છે)ને ગેરવાજબી લાગે તો વહીવટદારને એક ચિઠ્ઠીથી કે રૂબરૂ ખબર આપીને એ હુકમનો અમલ મોકુફ રખા-

વવાની સત્તા તેઓ ધરાવે છે. "નૂર" અને "દીપક"ના અધિકાર સમાન હોય છે, પરંતુ "નૂર"ના માનમાં દરબાર ઉભા થાય એટલી એની પદવી ઉંચી. "પુષ્પ"ને દરબારના હુકમને મોકુફ રખાવવાનો વ્યક્તિગત અધિકાર મળતો નથી, પણ "પુષ્પ મંડળ" (પુષ્પ પાંચ છે)ની બહુમતિથી અને "રંજન" તથા "ભૂષણ"ના એકત્ર મંડળને (રંજન એક અને ભૂષણ પાંચ છે) બહુમતિથી નહિ પણ સર્વાનુમતિથી એ અધિકાર પ્રાપ્ત થાય છે. ધારાસભાઓ અને રાજસભા કે પાર્લામેન્ટના ઠરાવોને "વેટો" કરવાની–નકારવાની--સત્તા ગવર્નરો, વાઇસરોય કે શહેનશાહો ધરાવે છે, પરંતુ ઢસામાં તો દરબારના હુકમને નકારવાની સત્તા લોકપ્રતિનિધિ ભોગવે છે. ખરૂં લોકતંત્ર અને ખરો આત્મનિર્ણય તે આનું નામ.

ઢસાના લોકોને મળેલા આ અધિકાર કાગળ ઉપરજ શોભતા નથી પણ તેનો ભોગવટો થાય છે.

એક બીડીના ઇજારદારને, તે ગામના હિતમાં નુકશાન કરનાર લાગવાથી દરબારે ગામ છોડી જવાનો હુકમ ફરમાવ્યો.* "નૂર" અને "દીપક" ને આ સજા ઘણીજ આકરી અને ગેરવાજબી લાગી. પોતાની પાસે અધિકાર હતો તે છતાં દરબારશ્રીની ઉપરવટ થઇને તેનો ઉપયોગ ન કરવાના વિવેકવાળા 'નૂર' અને "દીપક" દરબાર પાસે ગયા, અને પોતાનો હુકમ પાછો ખેંચી લઇ, ઘટે તો પાંચ પચાશ રૂપીઆ દંડ કરવાની વિનતિ કરી. દરબારને પોતાનો નિર્ણય બદલવાનું વાજબી

---

* આ ઇજારદાર ઢસાનો વતની ન હતો. વેપારઅર્થે પરગામથી ઢસામાં આવ્યો હતો અને ભાડાના ઘરમાં રહેતો હતો. તેણે ઇજારો "સેવકમંડળ" પાસેથી રાખ્યો હતો.

કારણ ન લાગવાથી વિનતિનો અસ્વીકાર થયો અને સજા ગેરવાજબી લાગતી હોય તો "વેટો" ની સત્તાનો ઉપયોગ કરવાનું સૂચવ્યું. ત્રણ દિવસ સુધી પંચોની પરંપરા ચાલી. દરબાર ડગ્યા નહિ અને આખરે "નૂરે" હુકમ મોકુફ રાખવા વહીવટદારને ફરમાન કર્યું ! બીજે દિવસે દરબારે ઢસાનૂર ભીમા પટેલને પૂછયું, "તમે તો એને છેક જ છોડી દીધો. કંઈ દંડ પણ ન કર્યો !" નૂરે ઉત્તર વાળ્યો, "બાપુ ! એને સજાથી જે અસર પાડવી હતી તે પડી ગઈ છે !" એ વાતને અત્યારે વરસો વીતી ગયાં છે. બીડીવાળો ઢસામાં દરબારશ્રીની સમદૃષ્ટિ નીચે આજે યે મોજુદ છે. પોતાનો હુકમ મોકુફ થયો તેનો ખ્યાલ સરખો પણ દરબારશ્રીના મનમાં આવ્યો નથી.

ઢસામાં મરણ પાછળનાં ખર્ચો નિષિદ્ધ છે. ગોપાળદાસના સહવાસથી ગામલોકોએ એવાં ખર્ચ નહિ કરવા અને થતા હોય તેમાં ભાગ ન લેવાનો પ્રતિબંધ કર્યો છે. પાંચ પૈસાની પૂંજીવાળા એક માણસને પોતાના પૈસાનો સદુપયોગ (!) કરવા ગંગા નોતરવાનું મન થયું. મરણ પાછળ ખર્ચ નહિ થાય, પણ જીવતાં 'જગતીયું' કરવાનો કંઇ પ્રતિબંધ ઓછોજ હતો ? કાયદામાંથી 'ઇસ્યુ' કાઢવાનો કંઈ વકીલોનોજ ઇજારો નથી ! જગતીયું થયું અને આખું ગામ તેમાં જમવા ગયું. દરબાર આવ્યા ત્યારે આ વાતની તેમને ખબર પડી. જેઓ ધારા બાંધનાર હતા, તેઓ પણ ગુન્હેગારના પિંજરામાં ઉભેલા હતા. ગામે પોતાની પ્રતિજ્ઞા તોડી છે એવું દરબારને લાગ્યું અને ઈન્સાફ ચુકવનારા પટેલીઆઓ પણ બાકી રહેલા ન હોવાથી પ્રતિજ્ઞાભંગ બદલ દરબારેજ દરેક માણસનો એકએક રૂપીઓ દંડ ઠરાવ્યો. 'વેટો' કરવાની સત્તા ધરાવનારા પણ દંડાયલા હોવાથી તેમની સ્થિતિ નાજુક બની તેમને લાગ્યું કે આપણે

ભૂલ તો કરી, પણ તે કંઇ જાણી જોઇને કરી નથી. વરણુ પાછળા રૂઢીના બંધનને લીધે સ્થિતિ હોય કે ન હોય તોપણ જે વરા મને કમને કરવા પડે છે તે નહિ કરવા અને તેમાં ભાગ નહિ લેવો, પરંતુ કોઈ માણસ જાણતાં પોતાની રાજી-ખુશીથી ખર્ચ કરે તેનો સમાવેશ આમાં ન થઇ શકે. આવા સંજોગ વખતે શું કરવું તે વિષે આપણને દરબારશ્રીએ કહ્યું ન હતું, એટલે આપણે ગુન્હેગાર નથી અને કદાચ ગુન્હો થતો હોય તોપણ પહેલી વારનો અને અજાણપણે થતો હોવાથી તે માફ કરવા ઘટારત છે. વળી ગરીબ અને તવંગર, સમજુ અને છેકજ અજાણ એ સર્વેને એક લાકડીએ હાંકવામાં પણ દરબારશ્રી વાજબી નથી. ગરીબ અને અભણ માણસોને તવં-ગર અને નિયમની ઝીણવટ સમજી શકનાર કરતાં ઘણી ઓછી સજા થવી જોઇએ. આવી વિચારસરણી ગામના પટેલીઆ-ઓએ ઘડી. દંડ માફ કરવા દરબારશ્રીને વિનતિ થઈ, પરંતુ ફોકટ ગઈ. ‘ વેટો ’ કરવાના અધિકારવાળાઓ પોતાને દંડ ભરવો પડે તેથી આ હુકમના સામે થાય છે એવો અપવાદ આવવાનો સંભવ હતો. દરબાર અને ખિતાબ ધરાવનારાઓ આ સ્થિતિ સમજતા હતા દરબારને પોતાની પ્રજાના પ્રતિનિધિઓનું પાણી માપવું હતું એટલે નકાર ભણીને તાલ જોતા બેઠા હતા. આ-ખરે ખિતાબ ધરાવનારાઓએ નિશ્ચયબળ જમાવ્યું અને દંડ પાછો આપવાનો હુકમ આપ્યો ! લગભગ બધાનો દંડ વસુલ પણ આવી ગયો હતો તે પાછો અપાયો દરબાર નાખુશ થવાને બદલે રાજી થયા.

પ્રતિષ્ઠાના બાહુથી જકડાયલા ‘ લોખંડી ચોકઠા ’ ના ઘડ-નાર હિંદના સનંદી અમલદારો ! તમે જેના તાલુકા ઉપર જપ્તી બેસાડી છે, તેના ચરણ સમીપે બેસીને તમારે ઘણું ઘણું

શીખવાનું છે એમ આ હકીકતો જાણ્યા પછી પણ નહિ સ્વીકારો?

જેમને સર્વોપરિ સત્તા આપવામાં આવી છે તેઓ તેનો દુરૂપયોગ ન કરે તે માટે તેમના ઉપર અંકુશ પણ લોકમતની સત્તાનો જ મૂકવામાં ગોપાળદાસની ચતુરાઇ ઝળકી ઉઠે છે. કોઇપણ ખિતાબ ધરાવનારની વિરુદ્ધ આખા ગામમાંથી ગમે તે ૨૦ માણસની અરજી મળે એટલે તેનો ખિતાબ રદ્દ થાય. આથી તેમને પ્રામાણિકપણે જ પોતાની સત્તાનો ઉપયોગ કરવાની અને ઢેઢ ભંગીથી માંડીને સર્વ કોઇની સાથે મમતાથી વર્તવાની ફરજ પડે છે.

---

૧૭

## રામરાજ્યની ભાવના—કેટલાંક પ્રતિબિંબ

---

राजा कालस्य कारणम्—રાજા કાળનું કારણ છે. સતજુગ કે કળિજુગની સ્થાપનાનો આધાર રાજાની ભાવના અને આચરણ ઉપર અવલંબેલો છે. ઋષિઓના એ અનુભવપૂર્ણ વચનની સત્યતા જોવી જાણવી હોય તો આપણે ગોપાળદાસના ઢસાનાં દર્શન કરવાં પડશે. જે કાળમાં રાજાથી રંક સુધીનાં માણસો ધર્માચરણ કરતાં હોય, સત્યને આચરતાં હોય, પશુપંખીઓ પણ નિર્ભયતાથી વિચરી શકતાં હોય, કોઈના પણ હક્ક કે સ્વતંત્રતા ઉપર તરાપ પડતી ન હોય, અને ભૂખમરો કોઇને પીડી શકતો ન હોય તે કાળ તે સતજુગ. આખું હિંદુસ્થાન જ્યારે કાળના પંજામાં સપડાયેલું છે ત્યારે હિંદુસ્થાનમાંજ નહિ પણ આખી દુનિયામાં શાંતિનું સામ્રાજ્ય—સતજુગ

સ્થાપવાને અવતરેલા મહાત્માજીની જન્મભૂમિના એક નાનકડા તાલુકામાં તેમના મનોરથો મૂર્તિમંત થતા દૃષ્ટિગોચર થાય છે.

ઢસાના દરબાર પોતાની પ્રજાનું કેવા વાત્સલ્યથી લાલન પાલન કરે છે, ઉપરનું ભય અને ત્રાસનું વાતાવરણ તેમણે કેવું દૂર કર્યું, ઋણ અને ભૂખમરાના પંજામાંથી પોતાની પ્રજાને છોડવીને કેવી સુખી કરી, જમીન અને ઘરના માલેકી હક્ક, અને જ્ઞાનદાનનાં સદાવ્રત કેવાં સ્થાપ્યાં, અને પ્રજાના આત્મનિર્ણયના સિદ્ધાંતને એમણે કેવા મોટા દિલથી અમલમાં મૂક્યો એ આપણે આગળનાં પ્રકરણોમાં જોઈ ગયા. દરબારની ભાવનાઓ આમાં પ્રત્યક્ષ થાય છે. પરંતુ તે ભાવનાનાં પ્રતિબિંબ પ્રજાએ કેવાં ઝીલ્યાં છે તે જાણ્યા વિના ઢસાને રામરાજ્યની ઉપમા અતિશયોક્તિ ભરી લાગે.

અહિંસાનું વાતાવરણ ઢસામાં એટલું ફેલાયેલું છે કે ઢસાના હવાડે હરણાંઓ પણ પાણી પીવા આવે છે. પોલિટિકલ એજન્ટ કે મોટો માન્ધાતા પણ દરબારની હકૂમતના ૧૨ા માઇલના પ્રદેશમાં પશુ, પંખી કે માનવીઓની નિર્ભયતાનો ભંગ કરી શકતો નથી. તેમને મળેલી પ્રભુની બક્ષિસ ઝુંટવી શકતો નથી. ઢસાનો ખેડુત પોતાના બળદને હાંકવા આરનો કે પરાણીનો ઉપયોગ કરતો જ નથી. ગાડાં કે ઓગરામે જોડાયેલા બળદને માટે તો સાદી લાકડી સરખી પણ રાખતો નથી.

* * *

મહાત્માજીએ આપેલા “ સ્વદેશી ધર્મ ” માં સતજુગની સ્થાપના કરવાનું સામર્થ્ય પડેલું છે. સ્વદેશીધર્મ સમજ્યા વિના સારા જગતનાં બજારો હાથ કરવાની લાલસાના ઘોડાં અટકવાનાં નથી, અને એ ઘોડાં ન અટકે ત્યાંસુધી ઝેરપાયાં હથિયારોના અને લોહીની નદીઓ વહેવડાવવાના પ્રયોગો વિરા-

મવાના નથી, અને સામ્રાજ્યવાદનાં પૂર ઉતરવાનાં નથી. સ્વદેશી એ સ્વાવલંબન, આત્મસંયમ અને એકતા સાધવાની જડીબુટ્ટી છે. ઢસા એ ધર્મનું રહસ્ય સમજી ગયું છે. બારડોલીનું સુંદરમાં સુંદર ગામ પણ એને ટપી જાય એમ નથી. ઢસાનો પુરુષવર્ગ ઢસાના કપાસમાંથી, ઢસાની બ્હેનોએ કાંતેલા સુતરની ઢસાનાંજ અંત્યજ ભાઈ-બ્હેનોએ વણેલી ખદ્દી નખશિખ પહેરતો જોવામાં આવે છે, અને સ્ત્રીઓના બરનું કાપડ પણ હવે ઝપાટાબંધ તૈયાર થવા માંડયું છે. ઢસામાં ૧૮૨ રેંટીયા અને ૧૫ શાળ ચાલી રહ્યાં છે.

* * *

ઢસામાંથી માંસમદિરાનો ઉપયોગ કરનાર શોધ્યો મળે એમ નથી. અંત્યજોના અંતરમાં પણ મરેલાં ઢોરનું માંસ છોડવાનું ઉતારવામાં દરબારશ્રી સફળ થયા છે. પોતાના વડિલ બંધુ ઉપરના એક પત્રમાં આ વિષે દરબારશ્રી લખે છે કે "ઢસાના અંત્યજોએ ખુબ કરી. દારૂ તો તેઓએ બે એક વર્ષથી છોડયો હતો, પણ મરેલાં ઢોરની માટી કે જે તેમનો હંમેશનો ખોરાક છે, મેમાન વિગેરે માટેનું સ્વાગતભર્યું ખાણું ગણાય છે તે સદંતર બંધ કર્યું છે. એક ઢોર મરે તો આખા ઢેઢવાડાનું દશપંદર અને કદાચ પચીસ દિવસ સુધીનું શાક, તેમણે ખુશીથી છોડયું. વળી સગાંવ્હાલાંને તે શાક અવાર નવાર પહોંચાડતા. પરગામના સ્નેહીઓ ઢસાવાળાને પહોંચાડે. આ પ્રમાણેનું માનીતું–તે કોમને મન તો આફુસ પાયરીની કેરીઓ, દૂધપાક બરફીચુરમાનું–જમણ તેમણે હંમેશને માટે સ્ત્રી, પુરુષ, અને છોકરાં સૌએ ગામપરગામ બધે સ્થળે નહિજ

---

* સંવત ૧૯૭૮ ના જેઠ, આષાઢ માસમા.

લેવાની ભીષ્મપ્રતિજ્ઞા આ ફેરે હું ગયો ત્યારે કરી.* દરેકે જણે મારા પગે હાથ મૂકીને પ્રતિજ્ઞા કરી છે. હું ધારું છું કે આખા ગુજરાતમાં કોઇ પણ ગામે આવી પ્રતિજ્ઞા કરી હોય તો તે ઢસા એકજ છે."

દરબારના પગ ઉપર કે તેની ગાદી ઉપર હાથ મૂકીને અસત્ય કદી ન બોલાય કે લીધેલી પ્રતિજ્ઞા કદી ન તોડાય. અસત્ય બોલનાર અને પ્રતિજ્ઞા તોડનાર રૌરવ નરકે જાય એવી લોકોની દૃઢ માન્યતા છે. ગુન્હેગાર દરબારના પગે હાથ મૂકવાની વાતને યુક્તિથી ઉડાવી દેવા પ્રયત્ન કરશે અને તેમ છતાં પગે હાથ મૂકવો પડયો તો પોતાનો ગુન્હો કબૂલ કરશે પણ અસત્ય ન બોલશે.

અંત્યજો આ વ્રત લેવાને કેમ પ્રેરાયા તે કિસ્સો જાણવા જેવો છે. ગોપાળદાસ એ લોકોને માટી છોડવાને ત્રણ ત્રણ વર્ષથી સમજાવતા હતા, પરંતુ તેમાં તેમને યશ મળેલો નહિ. લોકો દલીલ કરતા કે એ છોડીએ તો અમારો ખોરાક જાય અને વળી માટી નાખવા જમીનમાં ખાડા ખોદવા પડે તે કયાં ખોદીએ અને તેનો ખર્ચ કોણ વેઠે ?

પરંતુ જ્યારે દરબારે દરબારપણું છોડીને દેશને માટે ફકીરી લીધી, અને અસહકારના ધર્મયુદ્ધમાં એક સામાન્ય સિપાઈ તરીકે દાખલ થયા ત્યારે તેમની તપશ્ચર્યા અને ત્યાગથી અંત્યજ ભાઇઓનાં હૃદય પણ ડોલી ઉઠ્યાં. જ્યારે દરબારશ્રી ખાદીની કફની પહેરીને ઢસાની મુલાકાતે ગયા ત્યારે તેમના ઉપદેશની અસર જાદુઇ બની. ઢસા ગામમાં માટી ન ખાવાનો અંત્યજ ભાઇઓએ ઠરાવ કર્યો. દરબારશ્રી ખુશ થયા અને ચામડાના ઇજારા બદલ તેમની પાસેથી વાર્ષિક ૧૦૦ થી ૨૦૦ રૂપીઆ "સેવકમંડળ" માટે લેવાતા તે માફ કરાવ્યા, પરંતુ

આટલાથી દરબારશ્રીને સંતોષ થયો નહિ. તેમણે પૂછયું, 'શું ઢસામાંથી એવો એકાદ માણસ પણ નહિ નીકળે કે જે ગામ પરગામ જીંદગી પર્યંત માટીનો ત્યાગ કરે?' આ પ્રેમભીની વાણીથી એક આત્મા ઉપરનાં પડ ધોવાયાં. ગોપાળદાસના ચરણે મસ્તક મૂકીને તે બોલ્યો, "બાપુ! આજથી માટી ખાવી હવે હરામ છે!" અને શો ગજબ! એક પછી એક દરબારના પગે હાથ મૂકીને પ્રતિજ્ઞા લેનારાઓની પરંપરા ચાલી! એક પણ સ્ત્રી, પુરુષ કે બાળક બાકી ન રહ્યું! ગોપાળદાસનો આત્મા આનંદસાગરને હિંડોળે ચઢ્યો. અંત્યજ લોકોને પાંચ વર્ષને માટે વગર વ્યાજે બેંકમાંથી ધીરેલા ૩૦૦ રૂપીઆ અને ૨૧૧ રૂા. નું દરબારી લ્હેણું ગોપાળદાસે માફ કર્યું.

મલિનતાની છારી દૂર થતાં અંત્યજોને ગોતાપણાનું ભાન થયું. આનંદોત્સવ ઉજવવાનો તેમણે ઠરાવ કર્યો અને તે માટે દરબારશ્રી પાસે ૧૦-૧૫ રૂપીઆ ઉછીના માગ્યા. દરબારે ઉછીના નહિ પણ ૨૦ રૂપીઆ ભેટ આપ્યા. મુકરર દિવસે ઉત્સવ ઉજવાયો અને પેલે દિવસે ગામ પરગામ ગયેલાં સ્ત્રીપુરુષોએ પણ દરબારના પગે હાથ મૂકીને પ્રતિજ્ઞા લીધી. "બાપુ! અમે પશુ મટી માણસ થયા છીએ" એ એમના તે દિવસના ઉદ્ગાર!

* * *

આવા અંત્યજ ભાઇઓને પણ ઢસામાં પાણીનું દુઃખ હતું. તેમનો સ્વતંત્ર કૂવો નથી અને ગામ લોકો સાર્વજાનિક કૂવેથી તેમને પાણી ભરવા દેતા નથી, એટલે હવાડાનું પાણી એ લોકો પીતા. અંત્યજ વર્ગ તરફની આપણી તિરસ્કાર વૃત્તિ અને

બેદરકારી ને લીધે તેમને પશુની પંક્તિમાં મૂકતાં પણ આપણે ખંચાતા નથી તેનું આ દૃષ્ટાન્ત. ગોપાળદાસ અંત્યજભાઇઓની વ્હારે ધાયા. તેમણે ગામ લોકોને કહ્યું, ' મારે તો બધીજ રૈયત સરખી છે. પછી તે બ્રાહ્મણ હો કે ભંગી. મેં સાર્વજનિક કૂવો કરાવી આપ્યો છે તે અમુક કોમોને માટે જ નહિ પણ ઢસાની મારી તમામ રૈયતને માટે. છતાં જો તમને વાંધો હોય તો તમારે અંત્યજ લોકો માટે જુદો કૂવો કરાવી આપવો જોઇએ. ' લોકો કહેતા કે કૂવો એમને જોઇએ છે માટે એ લોકો કરી લે; અથવા તો દરબાર કરાવી આપે. દરબાર કહેતા કે જેને એમ લાગતું હોય કે ઢેડ લોકો જે કૂવેથી પાણી ભરે તે કૂવાનું પાણી પીવામાં અધર્મ છે, તેમણે પોતાનો ધર્મ સાચવવા બીજી સગવડ કરી લેવી જોઇએ. તમારી માન્યતાને માટે, તમારે ભોગ આપવો જોઇએ; નહિ કે ઢેઢ લોકોએ કે દરબારે. આમ વારંવાર દલીલ અને સામી દલીલો થતી. એ તકરારમાં અંત્યજો માટે નવો કૂવો થતો નહિ અને ગામ લોકો સાર્વજનિક કૂવેથી પણ અંત્યજોને પાણી ભરવા દેતા નહિ. વળી એક વધુ વિઘ્ન થઈ. પરંતુ લોકોએ જવાબ આપ્યો, 'રૈયતના ધર્મ સચવાય તેની કાળજી દરબારે રાખવી જોઇએ, એટલે અંત્યજો માટેનો કૂવો દરબારેજ કરાવવો જોઇએ, નહિ તો અંત્યજ લોકોએ કરી લેવો. પરંતુ ગામ એનો ખર્ચ વેઠે એ ગેરવાજબી છે.' છતાં જો દરબાર અડધો ખર્ચ આપે, અને અંત્યજો જાતમહેનત આપે તો ગામ લોકો અડધો ખર્ચ આપવા કબૂલ થયા. દરબારને આ વાત રૂચી નહિ. અંત્યજો જાતમહેનત પણ નહિ આપે અને દરબાર અડધો ખર્ચ પણ નહિ આપે. એ કૂવો તો ગામ લોકોએજ કરાવી આપવો જોઇએ, કારણ કે સાર્વજનિક કૂવામાં પાણી

ભરવાનો એમનો હક્ક છે, એટલે એ હક્ક ડુબાવનાર વગેરે જ એનો ખર્ચ ભોગવ્યે છૂટકો. ગામ લોકોએ અંત્યજોને જાત મહેનત આપવા સમજાવત કરવા માંડી; પરંતુ દરબારશ્રીની સલાહ ન મળી એટલે તે લોકોએ ઇન્કાર કર્યો અને કૂવાની વાત અટકી. એટલે ગોપાળદાસે દરબારગઢના કૂવામાંથી પાણી ભરી જવાની ઢેડ લોકોને સલાહ આપી. અંત્યજો ત્યાંથી પાણી ભરવા લાગ્યા, પરંતુ તે વાત પણ ગામલોકોને રૂચી નહિ. ખાસ કરીને એટલા માટે કે ગામ વચ્ચે થઇને અંત્યજ લોકો પાણી લઇ જાય; ગામની સ્ત્રીઓ સાર્વજનિક કૂવેથી પાણી ભરીને આવતાં સામી મળે અને અકસ્માતથી કોઇ વખત અંત્યજનું બેડું ફુટતું તો તેના છાંટા ઉડતા. આથી ગામલોકો અકળાયા, અને ભેગા થઇને અંત્યજો સાથેનો તમામ વ્યવહાર બંધ કરવાનો ઠરાવ કર્યો. “ચોર કોટવાળને દંડે” તે આનું નામ! બીજે દિવસથી ઠરાવનો અમલ કરવાનો હતો, પરંતુ પાસેના ગામમાં પોલિટિકલ એજન્ટ સાહેબનો મુકામ થવાનો હતો અને તેમને કાને આ વાત જાય તો દરબારનું વગોણું થાય એમ ધારી સાહેબનો મુકામ હોય ત્યાંસુધી ઠરાવનો અમલ મોકુફ રાખ્યો. સાહેબનો મુકામ નથી આવવાનો એમ જ્યારે ખબર મળી ત્યારે અંત્યજ સાથેનો બહિષ્કાર શરૂ થયો. ગામમાંથી અંત્યજ લોકોને અનાજ, ઘી, તેલ, મસાલો, શાકપાંદડું કે બીડી તમાકુ મળતાં બંધ થયાં. દરબારે અંત્યજવાડામાં એક દુકાન ખોલવાનો નિશ્ચય કર્યો અને ચલાળાથી જોઇતી વસ્તુઓ મંગાવવાનો બંદોબસ્ત કર્યો, એટલામાં અંત્યજવાડામાં એક મેમાન આવ્યો. તેને માટે બીડી જોઇએ. ગામની કોઇપણ દુકાનેથી તે મળી શકી નહિ; એટલે દરબાર માબાપનું ઘર શોધ્યું. દરબારે પોતાના માણુસ મારફત ઇજારદારને ત્યાંથી

બીડી મંગાવી અને ઇજારદારે તે આપી. દરબારને નવાઇ લાગી. તેમણે પેલા ઇજારદારને બોલાવીને કહ્યું કે "આ બીડી તો મેં અંત્યજવાડામાં મોકલવા મંગાવી છે. તમે કેમ આપી શકયા ?" ઇજારદારે જવાબ આપ્યો, "અમારો અસહકાર અંત્યજ લોકો સાથે છે, આપની સાથે નહિ. આપ જે ચીજ મંગાવો તે આપવાની અમને છૂટ છે; પછી તેનો આપ પોતે ઉપયોગ કરો કે ચાહે તો અંત્યજોને આપો." દરબારે કહ્યું, "ત્યારે તો મારે તો અંત્યજવાડામાં દુકાન ખોલવાની જરૂર નથી. એમને જે કંઈ જોઇએ તે અહીં આવીને કહી જાય અને હું તે મંગાવી આપી શકું." ઇજારદાર બોલ્યો, "હા, તેમ થઇ શકે. અમારે તેમાં વાંધો નથી." દરબારે પૂછ્યું, "ત્યારે તમારા આવા અસહકારની અંત્યજો ઉપર શી અસર થશે ? તેમને કંઇ ખાસ અડચણ નડવાની નહિ; માત્ર મારા એક માણસને તમારી દુકાનનો ફેરો ખાવાનો રહેશે એટલુંજ."

ઇજારદારે કહ્યું, "અમારે તેમની સાથે વેર નથી. અમારે તો તમને આ અસહકારદ્વારા એટલુંજ જણાવવાનું છે કે તમારા વર્તનથી અમારું દીલ દુઃખાય છે. અમને રાજી કરવા હોય તો દરબારગઢના કૂવાનું પાણી ભરવાનું બંધ કરો."

આ બહિષ્કાર પાંચ સાત દિવસ ચાલ્યો. લોકો દરબારગઢમાં હંમેશાના માફક આવજા કરતા અને બહિષ્કારના વ્યાજબી ગેરવ્યાજબીપણા માટે દલાલો ચાલતી. પરંતુ તેમાં કડવાશનું નામે ન હતું. લોકોની મુખ્ય દલીલ એ હતી કે (૧) આખા ગામની શરમ નહિ રાખતાં દરબારગઢમાં પાણી ભરવા આવવું એ ગેરવ્યાજબી છે અને (૨) દરબારગઢમાંથી પાણી ભરવામાં પોતાની આબરૂ વધતી હશે એમ લોકો ભલે માનતા હોય,

પણ એજ વખતે દરબારની આબરૂ લોકોની દૃષ્ટિએ ધોવાઇ જાય છે તેનો ખ્યાલ એમણે શા માટે ન રાખવો જોઇએ?

દરબાર સૂચવતા કે આ સ્થિતિ ઉત્પન્ન થવામાં કારણભૂત ગામલોકો છે. તમારે એમને કૂવો કરી આપવાનું અને ગેરવ્યાજબી રીતે એમનો બહિષ્કાર કરવા માટે માફી માગવાનું કબૂલ કરવું જોઇએ. જો તમે હજીયે નહિ સમજશો અને એમની સાથેનો અસહકાર ચાલુ રાખશો તો મારે અંત્યજ લોકોની હેરાનગતી દૂર કરવા તેમને દરબારગઢના ચોગાનમાં ઝુંપડાં બાંધી વસાવવા પડશે. બિચારા લોકો વધારે મુંઝવણમાં આવી પડ્યા.

અંત્યજ વર્ગ તરફની આજ સુધીની બેદરકારી તેમના સમજવામાં આવી. તેમણે અંત્યજોનો બહિષ્કાર કર્યો તે માટે તે લોકોની માફી માગી અને કહ્યું કે "તમારા પ્રતિની અમારી બેદરકારીને લીધે કૂવામાં જાતમહેનત માગવાનો અમારો હક્ક નથી, પરંતુ તમે તે આપશો તો ઉપકાર સાથે સ્વીકારીશું. અંત્યજોને ગામલોકોને દુભવવામાં પોતાની ભૂલ માલમ પડી, અને તેમણે જ્યારે માફી માગી અને ઉદારતા બતાવી ત્યારે આપણાથી સાંકડા દીલના કેમ થવાય. એમ વિચારી એ લોકોએ, જાતમહેનત ઉપરાંત જુજ ફાળો પણ આપવાનું કબૂલ કર્યું.

હવે રહ્યા દરબારશ્રી. તેમને પણ આ આખા પ્રકરણમાં પોતે કેવળ દોષરહિત છે એમ લાગ્યું નહિ અને તેથી તેમણે પણ કૂવામાં અડધો ખર્ચ આપવાનું સ્વીકાર્યું. આમ સુંદર રીતે એ ગુંચવણભર્યા થઇ પરેલા પ્રશ્નનો નિકાલ આવ્યો. ચાલુ વર્ષના ફાગણ ચૈત્રમાં કૂવો તૈયાર થાય ત્યાં સુધી અંત્યજ લોકોને માટે કૂવાની બાજુમાં એક કુંડી કરાવી આપવામાં આવી; અને

ને દરરોજ સાફ થાય ને તેમાં કોઇ લુગડાં વિગેરે ધૂએ નહિ તેવો બંદોબસ્ત કરવામાં આવ્યો.

*　　　*　　　*

દરબારશ્રી અને તેમનાં પત્ની પોતાની પ્રજાની સાથે એટલાં બધાં ભળે છે કે જાણે એકજ કુટુંબનાં માણસો. માતા પિતાની પેઠે તેઓ લોકોની સામે બેસે છે. લોકો તેમની સમક્ષ સુખદુઃખની વાતો કરતા કૃતાર્થતા અનુભવે છે, હૈયાં ખોલીને દુઃખભાર હલકો કરે છે, કે નિર્દોષ આનંદના લ્હાવા લે છે. ગોપાળદાસ કહેતા કે હવે "ગામની સ્ત્રીઓથી મારી લાજ કેમ કઢાય? તે તો મારી બ્હેન દીકરીઓ. હું તેમનો રાજા એટલે બાપ કહેવાઉં." દરબારની આવી ભાવનાને લીધે ગામની છોડીઓ ટોળાંબંધ માવતરનું ઘર હોય તેમ દરબારગઢમાં ઉતરી પડતી, અને ગરબે રમતી. કલારસિક દરબારે પોતાની આ દીકરીઓને માટે એકજ જાતની સાડીઓ આણી આપી હતી અને તે પહેરીને જ્યારે છોડીઓ રમતી ત્યારે એમની આંખ ઠરતી.

આવી દીકરીઓમાંની બે એક કન્યા તરફ દરબારશ્રીનો જરા વધુ પક્ષપાત હતો. તેમને તેઓ "દરબારની દીકરી" તરીકે ઓળખાવતા. કમનશીબે થોડાં વર્ષ પછી આમાંની એક દીકરી વિધવા થઇ. તેની નાતના રિવાજ પ્રમાણે તેનું પુનર્લગ્ન ઠર્યું. છોકરીને આ વિપરીત લાગ્યું. "હું તો દરબારની દીકરી ગણાઉં, ને દરબારની દીકરી કંઇ પુનર્લગ્ન કરે? નશીબમાં હતું તે થયું." છોકરીને બહુએ સમજાવવામાં આવી પણ તે પોતાના નિશ્ચયમાં મકકમ રહી. વાત દરબાર પાસે મૂકાઇ. દરબારે પુનર્લગ્ન કરવા માટે સલાહ આપી, ત્યારે દીકરીએ પ્રશ્ન કર્યો, "આપની દીકરીથી તે પુનર્લગ્ન થાય?" દરબારે જવાબ આપ્યો, "વિધવાથી પુનર્લગ્ન ન થાય એમ હું માનતો નથી.

મારી સગી દીકરી હોય તેને પણ આ સંજોગમાં પુનર્લગ્ન કરવા હું રજા આપું. વળી તમારામાં રિવાજ છેજ, અને તમે તો પરણ્યા પછી સાસરાનું મોંએ જોયું નથી; એટલે તમને મારી દીકરી તરીકે પણ પુનર્લગ્ન કરવામાં બાધ નથી." આખરે ધર્મપિતાની સલાહ જમનાબ્હેને માથે ચઢાવી; પરંતુ 'વરની પસંદગી દરબારે પોતે કરવી' એ શરતે.

*　　　　*　　　　*

બીજી દત્તક દીકરીને તેના પિતાએ, વરવાળાએ કોમી રિવાજ પ્રમાણે ઠરાવેલા રૂપીઆ વસુલ ન આપવાથી, સાસરે વળાવી ન હતી. છોકરી સમજણી થઇ. તેને લાગ્યું કે દરબારની દીકરીના પૈસા લેવાય? દરબાર તો ઉલટા પરૂણુ (વાંકડો) અને કન્યાદાન આપે. છોકરીની ધર્મવૃત્તિથી તેનાં વડીલો તથા સાહ્યો આર-મ.યાં અને છોકરી વગર તેડી સાસરે ગઇ. ત્યાં મોંથી બ્હેનનો પાત જરા મોંઘો થયો. કેટલાક દિવસ પજવણી અને મારપીટ પણ ચાલ્યાં. પરંતુ થોડાજ દિવસમાં મોંઘી બ્હેને પ્રેમ અને ઉદ્યોગથી પતિનું દીલ જીતી લીધું. મોંઘી બ્હેનનાં સાસરીયાં ઘણાં ગરીબ હતાં, એટલે દરબારે તેમને ઢસામાં આવીને રહે-વાની માગણી કરી: પોતે ખેતર આપવા પણ જણાવ્યું. પરંતુ સ્વમાનની કિંમત સમજનાર એ દંપતીએ કહ્યું, "અમે ભૂખે મરીએ, બહાર દેશાવર જઇને મજુરી કરીએ, પણ પીયેરમાં ના રહીએ; એમાં અમારૂં માન નહિ."

આ બન્ને દીકરીઓનો ઘરસંસાર અત્યારે સુખી છે. દર-બાર વર્ષમાં એકાદ વખત તેમને પોતાને ત્યાં તેડાવે છે અને જતી વખતે તેમના હાથમાં વ્હાલથી રૂપીઓ મૂકે છે!

આ દીકરીઓ દરબારગઢમાં ગરબા ગાવા આવતી ત્યારે તેમની દરબાર પ્રશંસા કરતા. પરંતુ તેઓ અભણ હતી એટલે

પોતાના અભણપણા માટે શરમાતી. આથી શાળાના મહેતાજી પાસે જઇને નવરાશના વખતમાં તેઓ લખતાં વાંચતાં શીખી. દરબાર તેમને ઉત્તેજન આપતા અને કહેતા કે "જ્યારે તમે મને વસો કાગળ લખી શકો ત્યારે મને સંતોષ થાય, અને ત્યારે તમે ભણ્યાં છો એમ હું માનું." દરબારને રાજી રાખવા એ બે દીકરીઓ હોંસથી શીખતી અને કાગળ લખવા જેટલું જ્ઞાન મોટી ઉંમરે પ્રાપ્ત કરી લીધું! કેટલી મમતા! કેટલી કાળજી! કેટલો પ્રેમ!

*　　　*　　　*

એક ચોમાસામાં પાનાચંદ શેઠની જુવારની ખાણ ફાટી, અને તેમાં વરસાદનું પાણી ઉતરવા માંડ્યું. બિચારા વાણીઆની ૪૦૦ મણ જુવાર ઉકરડે નાખવાની થશે એમ વિચારી ત્રણ ખેડુતો કેડે દોરડાં બાંધી ખાણમાં ઉતર્યા. ભેખડ તુટીને ક્યારે પ્રાણઘાતક અકસ્માત થશે તેની ખાત્રી ન હતી એટલે શેઠે પેલા ભાઇઓને બહુએ વાર્યા કે "આટલી જુવારને ખાતર તમારા જાન જોખમમાં ન મૂકાય. મને કાળી ટીલી ચોંટે." પેલા ભડ ખેડુતોએ કહ્યું, "આ વખતે અમે બેસી રહીએ તો ઉલટી અમને કાળી ટીલી ચોંટે કે દેસાઇના ઢસામાં આટલા ખેડુતો હતા તેમાંથી બિચારા વાણીઆનું નુકશાન થતું અટકાવનાર કોઇ ન નીકળ્યો." આખું ગામ બૈરાં છોકરાં સિકકે ટોપલી ટોપલા લઇને એકત્ર થયું. ગાડાવાળા ગાડાં જોડી લાવ્યા. જુવાર પાથરવા લોકોએ પોતાની ઓશરીઓ ખાલી કરી આપી. થોડાજ કલાકમાં જુવારનો દાણેદાણો ઓશરીમાં જઈ પડ્યો! પાડોશી પ્રત્યેની ફરજનો કેવો સુંદર ખ્યાલ! દરબારશ્રીએ આ પછી ગામલોકોને ભેળા કર્યા અને જે ત્રણ ભાઇઓ જીવને જોખમે ખાણમાં ઉતર્યા હતા તેમને ધન્યવાદ આપ્યો, અને

પાઘડી બંધાવી. પાઘડીનો ખર્ચ પાનાચંદ શેઠે આપવા આગ્રહ કર્યો. તેનો અસ્વીકાર કરતાં દરબારશ્રીએ કહ્યું, “ આવું શૌર્ય અને આવો સેવાભાવ દર્શાવનારની કદર કરવાની ફરજ તમારી નહિ પણ દરબાર તરીકે મારીજ છે. તમારા તરફની પાઘડીનો સ્વીકાર થાય તો એ ભાઇઓએ બદલો મેળવવાની આશાએ કામ કર્યાનો ભાસ થવાનો સંભવ છે. કાલે કોઈ ગરીબ માણસને આવી સહાયની જરૂર પડી. તે વખતે એની પાઘડી આપવાની અશક્તિ જાણ્યા છતાં આટલાજ બલ્કે એથીયે વધારે ઉત્સાહથી લોકોએ તેને મદદ કરવી જોઇએ. આપણો આદર્શ ભ્રષ્ટ ન થાય તે માટે તમારી પાઘડી નજ લેવાય. ” જાણ્યે અજાણ્યે પણ લોભવૃત્તિ ન પોષાય તે માટેની કેવી કાળજી !

* * *

વાઘાભાઇના પિતા મોટું દેવું મૂકીને અવસાન પામ્યા. વાઘાભાઇના બે ભાઇઓ દેવાથી કંટાળીને “ મિલકતમાં હિસ્સો નહિ અને દેવામાં ભાગ નહિ ” એમ કહીને ગામ છોડી ચાલ્યા ગયા. દેવાનો બોજો એકલા વાઘાભાઇના માથા ઉપર આવી પડ્યો. નાહિંમત નહિ થતાં દેણાના દોકડા પતાવવા તેણે જંગલ ખેડવાનો નિશ્ચય કર્યો અને ગિરમાં ગયો. રાત દિવસ લાકડાં ચીર્યાં. ૧૫૦–૨૦૦ રૂપીઆ એકઠા કરી ઢસા આવ્યો. શાહુકારોને બોલાવીને થોડા થોડા રૂપીઆ વહેંચી આપ્યા અને બાકીની રકમનાં ખાતાં પાડ્યાં. વળી બે વખત જંગલ સેવ્યાં અને દેણું પતાવ્યું. ગામમાં ૧૫૦ વીઘા જમીન કરી અને બળદની સારી જોડીઓ બાંધી. દેવાના ત્રાસથી ગામ છોડી ગયેલા ભાઈઓને વાઘાભાઈના ઉપાર્જનની ખબર પડી. વાઘાભાઈએ ત્રણે ભાઇઓ એકજ ગામમાં રહે એવી ઇચ્છાથી તેમને બોલાવ્યા. તેઓ આવા નિમંત્રણની વાટ જોઇનેજ બેઠા હતા એટલે તરત

જ આવ્યા અને બાજુ રહેલા ૧૫૦ રૂપીઆના દેવામાં ફાળો આપી મીલકતમાં ભાગીદાર થયા.

મોટા મનથી વાઘાભાઇએ બધી જમીન, ઢોરઢાંકર અને ઘરબારના ત્રણ સરખા હિસ્સા પાડ્યા અને ભાઇઓને વહેંચી આપ્યા! સારામાં સારૂં ખેતર હતું તે આપે તોજ લઉં એવો પાડ એક ભાઇએ મૂક્યો. તેવીજ રીતે બીજાએ બળદની ઉમદા જોડી માગવાની પકડી. ગામના લોકો આ બેશરમ માગણીથી કંટાળ્યા અને વાઘાભાઇને વહેવારે વર્તવા સલાહ આપવા લાગ્યા. પરંતુ વાઘાભાઇનું ગામડીઆ અને અભણ દેહમાં રહેલું ઉન્નત હૃદય વ્યાવહારિકતાથી નહિ પણ બંધુભાવના રંગથી રંગાયેલું અને આપભોગની લાગણીથી ઉભરાતું હતું. " ઘી ઢળાશે તે ખીચડીમાં " એમ કહીને તેણે પોતાના ભાઇઓને મોંમાગ્યો ભાગ આપ્યો! જ્યારે દરબારે વાઘાભાઇને કહ્યું કે "આવી રીતે તે વહેંચણી થતી હશે?" ત્યારે તેણે જવાબ આપ્યો કે " આપેજ અમને ઉપદેશ કર્યો છે કે નાના ભાઇને રાજી રાખવો એ મોટા ભાઇની ફરજ છે, અને મોટા ભાઇની આજ્ઞા ઉઠાવવી એ પણ નાના ભાઈની ફરજ છે. તેજ ઉપદેશ પ્રમાણે મેં કર્યું છે. ( વાઘો એ વચટ ભાઇ છે ) "

દરબારશ્રીએ કહ્યું, " વાઘાભાઇ! તમને તો મારે એકાદ ગામ આપવું જોઇએ, પણ તેવી સ્થિતિ મારી નથી એટલે લાચાર. " એમ કહી તેની પાસેનું ૫૦ રૂપીઆનું દરબારી લહેણું હતું તે માફ કર્યું. એ વાઘાભાઇ આજે " ઢસાભૂષણ " નો ખિતાબ ધરાવે છે. ટુકડા જમીન માટે અદાલતે ચડી ખુવાર થનાર ભાઇઓ દાખલો લેશે ખરા?

* * *

વાચક! આ પ્રસંગો વાંચી દસામાં રામરાજ્યની ઝાંખી નથી થતી? આ વાંચતી વખતે સાદાં પણ ઉન્નત હૃદયોનો સાક્ષાત્કાર તું નથી અનુભવતો? દસાનું તંત્ર "કાયદો અને સુવ્યવસ્થા" ની જડ પદ્ધતિના પાયા ઉપર નહિ, પણ પ્રેમ અને ધર્મભાવના ઉપર રચાયું છે એમ તને નથી લાગતું? એક એવો દિવસ જરૂર આવશે—અને તે કંઈ બહુ દૂર નથી—કે તમારે આ નાનકડા ક્ષેત્રમાં પ્રયોગ કરનાર અત્યારના પદભ્રષ્ટ મનાતા દરબારનો અનુભવ અને સેવા સારા ભારતવર્ષના ધર્મ-રાજ્યની સ્થાપનામાં ઉપયોગી થઈ પડશે.

---

## ૧૮

## શૂરાનો પંથ

---

હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શિષ સમર્પે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગળે તે ભરે મૂઠી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુએ તમાસો, તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે, દેખનારા દાઝે જોને.
માથા માટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિં સહેલ જોને;
મહાપદ પામ્યા તે નર જીવ્યા, મૂકી મનનો મેલ જોને.

રામ અમલમાં રાતામાતા, પૂરા પ્રેમી પરખે જોને;
પ્રીતમના સ્વામીની લીલા, તે રજની દિન નિરખે જોને.

પ્રીતમ.

ખરેજ હરિનો માર્ગ શૂરાઓનો છે, કાયરનો નહિ; દેહભાન ભૂલી તેની પાછળ દીવાના થનારઓનો છે, અતિ ડાહ્યા થનારાઓનો નહિ; માથું મૂકનાર અને ખુવાર થનારાઓનો છે, દેહરખા અને દ્રવ્યરખાઓનો નહિ; ધર્મને ખાતર જીવન ધારણ કરનારાઓનો છે, જીવવાને ખાતર ધર્મને સ્થિતિસ્થાપક બનાવનારાઓનો નહિ. જે એ પંથે ચઢયા હોય તેજ એનો રસ ચાખી શકે, તીરે ઉભીને તમાસો જોનારાઓ નહિ. જેને રામબાણ વાગ્યા હોય તેજ જાણી શકે, બીજાની દૃષ્ટિએ તો એ પંથે ચડનાર દીવાના અને મૂર્ખ પણ દેખાય. પરંતુ દુનિયાનો ઇતિહાસ ઉથામીને જુઓ, સ્વતંત્રતા અને સંસ્કૃતિના ઇતિહાસનાં પાનાં ફેરવો અને આદર્શની પાછળ દીવાના બનેલા ધર્મવીરોનાં બલિદાનનાં અવિરત કીર્તિગાન તમને ત્યાં સંભળાશે. આજેયે દુનિયા એવા દીવાનાઓની પૂંજી ઉપરજ નીભે છે, અને નવચેતન પામે છે. સત્યને ખાતર રાજપાટ અને પોતાનાં બાયડી છોકરાંઓનું બલિદાન આપી પોતાની જાતને ભંગીને ત્યાં વેચનાર હરિશ્ચંદ્ર દીવાનો હતો, અંતરના નાદનેજ માન આપનાર અને પર્વતપરથી ગબડનાર અને લોહસ્તંભે સાક્ષાત્ મૃત્યુને ભેટનાર પ્રહ્‌લાદ દીવાનો હતો, આત્માના અને જગત્‌ના કલ્યાણને ખાતર રાજપટ અને યશોધરા જેવાં રમણિરત્નનો ત્યાગ કરનાર બુદ્ધ અને તેવોજ મહાવીર પણ દીવાના હતા, સત્યને ખાતર વધસ્તંભે જડાનાર ક્રાઇસ્ટ અને પત્થરના વરસાદ ઝીલનાર મહમ્મદ અને દયાનંદ પણ દીવાનાજ હતા. ટેકને ખાતર

વન વન આથડનાર અને ઘાસનાં મૂળીઆં ઉપર ગુજારો કરનાર પ્રતાપ દીવાનો હતો; "શીખ" સમાજનું સંગઠન કરનાર ગુરુ ગોવિંદ અને ધર્મને ખાતર જીવતા ભીંતમાં ચણાવાનું પસંદ કરનાર તેના બાલપુત્રો પણ દીવાનાજ હતા; મીરાં અને નરસિંહના દીવાનાપણાથી કોણ અજાણ્યું છે? અને વર્તમાનયુગમાં આયર્લાંડના પહાડોનો આશ્રય લેનાર ડી. વેલેરા અને મીસરનો માનીતો દેશપારી ઝગલુલ એ પણ આજે દીવાનાજ લેખાય છે, અને થોડા વખત ઉપર રશીયાનો પેલો નામીચો, જગત્‌ના મૂડીવાળાઓને થથરાવનાર લેનીન દીવાનોજ લેખાતો! એશિયાના મહાન વિજેતા અને મુસ્લીમ આલમના સિતારા એંગોરાના મુસ્તફા કમાલની ગણના પણ કયાં થોડા દિવસ પહેલાં દીવાનામાં નહોતી થતી?

તિલક અને ગાંધીને દીવાના ગણી હસનારાઓનો પણ અભાવ છે શું? સિંહના બળથી ઝુઝનારા અલિભાઇઓ અને પંજાબનો પેલો કેસરી આજે પિંજરામાં પૂરાયા છે એ દીવાના નહિ તો શું? જેના બાહુબળથી સામ્રાજ્ય જીતી શકાયું અને ટકી શકયું તેજ સક્ષમ શીખ વીરો અકાલી તરીકે ધ્યાનલીન થઇને હસતે મોંએ દંડપ્રહાર ઝીલે એ શું દીવાનાપણા વિના? તાજ વિનાના રાજાઓ નેહરૂ અને દાસ લાખોની કમાણી છોડીને ફકીર થાય, બંદિવાન બને એ દિવાનાપણું લાગ્યા વિના? અને એવા સહસ્ર સહસ્ર દીવાનાઓની પરંપરા પેલા મૂઠી હાડકાનાં દીવાનાના શબ્દની પાછળ વિકટ પંથે ચાલી નીકળી એ કોને અજાણ્યું છે? પરંતુ હજુ સુધી કોઇ મુકુટધારીને દીવાનાપણાનો આવો રંગ લાગવો બાકી હતો; તે ત્રુટી વીર ગોપાળદાસે પૂરી, અને ગાંધીના ગુજરાતનું નૂર ઝળકાવ્યું!

જ્યારે ગુજરાતના પાટનગરમાં શ્રી. ઝીણાના પ્રમુખપદે પ્રાંતિક પરિષદ્ મળી ત્યારે તેમાં ભાગ ન લેવાની પોલિટિકલ એજન્ટની સૂચનાનું ઉલ્લંઘન કરીને ગોપાળદાસ ત્યાં હાજર રહ્યા. ખુલાસો પૂછતાં જવાબ આપ્યો કે "તમે તો મને ત્યાં નહિ જવા સૂચનાજ આપી હતી, અને કોઈની પણ સૂચનાઓ માન્ય રાખવી કે નહિ તે મારી મુન્સફીની વાત છે. જો હુકમ આપ્યો હોત તો જુદો સવાલ." જે સમયે હિન્દુસ્થાનમાં "હોમરૂલ" નો વિજયધ્વજ ફરકતો હતો અને ગુજરાતમાં ભરૂચ મોખરે હતું, ત્યારે વર્તમાનપત્રોમાં આલેખાતી, પોતાના બંધુની* આગેવાન કાર્યરેખાને ચિંધીને સૌ. ભક્તિદેવી ઢસાના દરબારગઢમાં બેઠાં બેઠાં પતિને સાભિમાન ઉપાલંભ દેતાં, કે "જુઓ, મારા બન્ધુ આજે રણક્ષેત્રમાં ઝૂઝે છે અને તમે તો સુખાસને ઝૂલતાજ રહ્યા!" આ મૃદુ પણ મર્માળાં વચને ગોપાળદાસને "સાવધાન" કર્યા. એવામાં ખેડા જીલ્લામાં સત્યાગ્રહનો ટંકાર થયો અને પોતે દરબાર હોવાના કારણેજ મહાત્માજીની છાવણીમાં ભળી શકતા નથી, ને નરી આંખે દેખાતા સત્યને સ્થાપિત કરવાના પ્રયત્નમાં સામેલ રહી શકતા નથી, એ સ્થિતિથી ગોપાળદાસને શરમ આવી. સત્યાગ્રહની લડતની હકીકત છાપાંઓમાં આવતી તે પણ સૌ. ભક્તિલક્ષ્મી દરબારશ્રીને વાંચવા અને ગામલોકોને વાંચી સંભળાવવા સૂચવતાં અને આપણે કંઇજ કરી શકતાં નથી એની યાદ આપતાં રહેતાં. પરંતુ મોહિનીનાં બન્ધનો એટલાં શિથિલ નથી હોતાં કે સહજ પ્રયત્ને તૂટે. યાહોમ ઝુકાવવું કે નહિ તેનો નિર્ણય થાય તે પહેલાં

---

* ભરૂચના જાહેરજીવનના આત્મા ભાઈ હરિભાઈ ઝવેરભાઈ અમીન.

ખેડાની લડત બંધ પડી (તા. ૬-૬-૧૮). પરંતુ ગોપાળદાસ હતા ત્યાંથી એક કદમ આગળ ધસ્યા.

મહાયુદ્ધમાં પુરૂષ અને પૈસાનાં આપેલાં બલિદાનનો બદલો "કાળા કાયદા" થી વાળવામાં આવ્યો ત્યારે ૧૯૧૯ ના એપ્રિલની ૬ ઠ્ઠી તારીખે આખા હિન્દુસ્તાને પુણ્યપ્રકોપ દર્શાવવા અને મહાત્માજીની આગેવાની હેઠળ સત્યાગ્રહ શરૂ કરવાના સૂચન માટે સર્વવ્યાપી હડતાળ પાડી. ઢસામાં પણ આનું અનુકરણ થયું. આ હડતાળ નહિ અટકાવવાના ગુન્હા બદલ વહિવટદારને દૂર કરવાનું ઓલ્ડફીલ્ડ સાહેબે સૂચવ્યું, અને ગોપાળદાસે મુંબઈમાં પણ હડતાળ પડી હતી તેથી શું મુંબઈના ગવર્નરને નાલાયક ઠરાવી દૂર કરવા? એવી દલીલ સાથે તેની હિંમતપૂર્વક ઉપેક્ષા કરી.

ઉપરના ત્રણ જુવાળ પછી ચોથું મોજું ખીલાફતનું અને પંજાબના અન્યાયથી અસહકારના યુદ્ધનું ઉત્પન્ન થયું, અને શરૂઆતમાં તે ગતિમાં અને દેખાવમાં નાનું હોવાને લીધે વડી ધારાસભામાં વાઇસરોયના ઉપહાસને પામ્યું; પરન્તુ જેમ જેમ વખત ગયો તેમ તેમ તે ઘડીએ ન વધે તેટલું પળે વધવા લાગ્યું, અને તેની ગતિ, વ્યાપકતા અને અસર એવાં પ્રચંડ થયાં કે તેનો ઉપહાસ કરનારાઓ ચોંકી ઉઠ્યા અને ભયભીત બન્યા. ગોપાળદાસ "નવજીવન" નિયમિત અને રસપૂર્વક વાંચતા. પરિણામે આ મોજાંના પ્રવાહમાં તેઓ પણ તણાયા. પોતાના ખેડુતોને પરદેશી કપડાં બાળવા અને સ્વદેશી પહેરવાનો આગ્રહ કરવા લાગ્યા; પરન્તુ સ્થિતિ परोपदेशे पांडित्यम् ની હોવાથી તેની અસર પડતી નહિ. એવામાં દરબારશ્રીના એક

મિત્ર અને સગા* હવાફેર માટે ઢસા આવ્યા. તેઓ મહાત્માજીના ખાદીના સિદ્ધાન્તનું ચુસ્તપણે પાલન કરતા. તેમણે ગોપાળદાસને કહ્યું, " જ્યાં સુધી તમો પોતે આવી જાડી ખાદી પહેરશો નહિ અને તમારાં કપડાં બાળશો નહિ ત્યાં સુધી હજારો ઉપદેશ વૃથા જવાના. એ પછી દરબારશ્રી વસો ગયા ને દરમિયાન એ ભાઇ અમરેલી જઇ પોતાના કપડાં જાડામાં જાડી ખાદીનાં શીવડાવી લાવ્યા અને ગોપાળદાસને માટે પણ તેવાંજ લેતા આવ્યા અને તેમણે તે હોંશથી પહેર્યાં. પેલા ભાઇએ લોકોને કહ્યું, " તમારા દરબાર આવાં કપડાં પહેરે ત્યારે તમને આ પરદેશી અને પાતળાં કપડાં કેમ શોભે ? " કેટલાક શરમાયા, સમજ્યા અને ઢસામાં ખાદીનો પ્રચાર શરૂ થયો.

ઈ. સ. ૧૯૨૧ ના એપ્રિલમાં કાઠિયાવાડની મૂગી પ્રજાને વાચા આવી, અને રાજકોટમાં શ્રી. વિઠ્ઠલભાઈ પટેલના પ્રમુખપદ નીચે ' કાઠિયાવાડ રાજકીય પરિષદ્ ' મળી. ગોપાળદાસ તેમાં જવા તૈયાર થયા. પોષાક તો હવે શુદ્ધ ખાદીનોજ હતો; પરન્તુ એમના મિત્ર અમૃતલાલ શેઠે પરિષદમાં એમને ખાદીની ટોપી પહેરીને નહિ જવાનો આગ્રહ કર્યો. બીજા મિત્ર ગિજુભાઇ મળ્યા. તેમણે કહ્યું, " જોજો, ફેંટો બાંધીને રખે આવતા. " ગોપાળદાસે કોનું માનવું તે સવાલ થઇ પડ્યો. એમને પોતાને ખાદીની ટોપી પહેરીને જવાના અભિલાષ હતો, પરન્તુ શેઠે કહ્યું, " તમે એક દરબાર છો એ ખ્યાલમાં રાખો. પહેલાં અમારા જેવા થાઓ અને પછી ટોપી મૂકીને પરિષદ્‌માં સૌની આંખે ચડવા આવો. ગાંધી ટોપી પહેરવાનો હક્ક હમણાં તમને પ્રાપ્ત થતો નથી. " આખરે ફેંટો બાંધીને દરબાર પરિષદ્‌માં

* શ્રી જયંતિલાલ છોટાલાલ નડિયાદવાળા.

ગયા, પણ "પહેલાં અમારા જેવા થાઓ" એ શબ્દો તેમના હૃદયમાં ખુંચી રહ્યા.

ઈ. સ. ૧૯૨૧ ના જુનની ૩૦ મી તારીખ સુધીમાં મહાત્માજીની સૂચનાથી તિલક સ્વરાજ્ય ફાળામાં એક કરોડ રુપીઆ એકત્ર કરવાનો દેશનો નિધાર થયો. એ ફાળા માટે મે મહિનામાં ભરૂચમાં મળેલી પરિષદે ગુજરાતને માટે ૧૦ લાખનો ધર્મ સ્વીકાર્યો અને તેને માટે મહાત્માજીએ ગુજરાત કાઠિયાવાડનાં કેટલાંક મથકોની મુલાકાત લીધી. જુન મહીનામાં તેમણે વઢવાણકાંપની ભૂમિને પાવન કરી. મહાત્માજી વઢવાણ પધારે છે એવી ખબર હસાથી આવતાં ટ્રેનમાં ગોપાળદાસને મળી. આ અમૂલ્ય પ્રસંગનો લાભ સાંકળીના લોકોને લેવાની ખબર આપવા અને બને તેટલી રકમ એકત્ર કરી મહાત્માજીને ચરણે ધરવાની સૂચના કરવા તેઓ વઢવાણ ઉતરી પડ્યા, અને ત્યાથી સાંકળી ગયા. મહાત્માજીવાળી સભામાં ગોપાળદાસને ભાગ નહિ લેવાની સલાહ એમના મિત્રોએ આપી; પરન્તુ ગોપાળદાસનો નિશ્ચય તેઓ ફેરવી શકયા નહિ; એટલે ફંડ થાય તેમાં કાંઈ પણ નાણાં નહિ ભરવાની શરતે સભામાં જવાની રજા અપાઈ.

જે ટ્રેનમાં મહાત્માજી પધારનાર હતા તેજ ટ્રેનમાં કાઠિવાડના એજન્ટ ટુ ધી ગવર્નર પણ હતા. તેમને મળવા ઝાલાવાડ પ્રાંતના પોલિટિકલ એજન્ટ મોસ સાહેબ સ્ટેશન ઉપર ગયા હતા. આની ગોપાળદાસને ખબર હતી. તેઓ પણ મહાત્માજીને લેવા સ્ટેશને ગયા અને ત્યાં મોસ સાહેબ મળતાં તેમને પણ સભામાં પધારવા નિમંત્રણ આપ્યું!

વઢવાણમાં મહાત્માજીનો ઉતારો શ્રી. શિવલાલ નીમજીભાઈને ત્યાં હતો. શિવલાલભાઈએ પોતાના ઘરનાં સ્ત્રીજનોને

કહ્યું કે "જોજો, આવાં ઘરેણાં પહેરવાની ભૂલ રખે કરતાં: મહાત્માજીની સમિપમાં સભામાં ઘરેણાં પહેરીને ગયેલાં ઘરેણાં સાથે પાછાં આવેલાં જાણ્યાં નથી!" સ્વરાજ્ય ફાળા માટે થયેલા ખરડામાં શિવલાલભાઇએ ૫૦૦–૧૦૦૦ રૂપીઆ ભરવા ઇચ્છા દર્શાવી હતી. પરન્તુ મહાત્માજીનું આગમન થયું, તેમનાં દર્શન કર્યાં અને શો ચમત્કાર! એજ શિવલાલભાઇએ પાછળથી એક લાખ રૂપીઆ મહાત્માજીને ચરણે ધર્યા. ઘરની સ્ત્રીઓને એમણે કહ્યું, "હોય એટલા શણગાર સજીને આવો અને મહાત્માજીને પગે લાગો." એક બ્હેને પૂછ્યું, "થોડી વાર પહેલાં તો બીજુંજ કહેતા હતા અને હમણાં આમ કેમ?" જવાબ મળ્યો, "એ કહ્યું હતું તે મહાત્માજીનાં દર્શન પહેલાં."

સભામાં નાણાં અને ઘરેણાંઓનો વરસાદ વરસ્યો. ગોપાળદાસ વચનથી બંધાઇને આવ્યા હતા એટલે ફાળામાં નાણાં ભરી ન શકયા. એમને લાગ્યું કે જ્યારે દેશ સ્વતંત્રતાને માટે બલિદાન માગી રહ્યો હોય ત્યારે મારે મારાં ગામો મહાત્માજીને અર્પણ કરી દેવાં જોઇએ. પણ કાયદો તેમ કરતાં આડો આવે છે, અને થોડાંઘણાં નાણાં આપીને ફુલપાંખડી ચડાવવાની તક પણ મિત્રોની શરતે ઝુંટવી લીધી! ગોપાળદાસને પગમાં બેડી પહેરવાનો ભારે શોખ હતો. એ સુવર્ણની હીરાજડીત બેડી મહાત્માજીના ભિક્ષાપાત્રમાં નાખી તેઓ કૃતકૃત્ય થયા! આ બેડી અગાઉથીજ સમજીને ગોપાળદાસ ડગલાના ગજવામાં ઘાલી લાવ્યા હતા. એ બેડી એમને બહુજ પ્રિય હતી. પ્રિય વસ્તુનું બલિદાન જ ઉચિત ગણાય એવી સમજથી તેમણે તે સ્વરાજ્ય ફાળામાં આપી. ઘેર આવતાં મિત્રોએ તેમને વચનભંગ માટે ઠપકો આપ્યો. તેઓ બોલ્યા, "આપણી શરત તો નાણાં

નહિ આપવાની હતી, કંઇ ઘરેણાં આપવાનો પ્રતિબંધ ન હતો!"

મહાત્માજીની વઢવાણની મુલાકાતને પરિણામે ગોપાળદાસને શૂર ચઢયું અને મોહિનીનાં બંધન તોડી નાખવાને તેઓ કૃત-નિશ્ચય થયા. બે ત્રણ મિત્રો સાથે સત્યાગ્રહ આશ્રમમાં તાલીમ માટે એક મહીનો ગાળી આવવાનો નિર્ણય થયો. "તાલુકદારી" અને "દરબારપણા" નો ઘંટ ગળે બંધાયેલો હતો તેની પરવા છોડી અને ઢસાનો વહિવટ પોતાની ગેરહાજરીમાં સૌ. ભક્તિ-લક્ષ્મી ચલાવે એવી વ્યવસ્થા કરી. ઠરેલી મુદત વીતી ગઇ પણ પેલા મિત્રો કામમાંથી ફારેગ ન થઇ શકયા, એટલે એમણે એકલે અમદાવાદ જવાનો વિચાર રાખ્યો. આ સાંભળીને સાંકળીમાં હાહાકાર થયો. ઢસાના લોકોનું પંચ અને લીંબડીથી દિવાન સાહેબ અને અમૃતલાલ શેઠ સાંકળી આવી પહોંચ્યા. ગોપાળદાસને કંઇ પણ પગલું ભરતાં પહેલાં બે વાર ફરી વિ-ચાર કરવાને તેમણે સલાહ આપી; અને સાંકળી તથા ઢસાના લોકો તો હઠ લઇનેજ બેઠા, કે અમે તમને જવાજ ન દઇએ. "હાલ હું અમદાવાદ જાઉં છું તે કંઈ આશ્રમમાં રહેવાને ખા-તર નહિ પણ ખાનગી કામે, અને જયારે જઇશ ત્યારે એક વાર ઢસા અને સાંકળી આવી ગયા વિના નહિ જાઉં." આ ઉત્તરથી કંઇક સમાધાન થયું, અને ગોપાળદાસ અમદાવાદ જવા નીકળ્યા; તેજ દિવસે વઢવાણથી બે સ્વયંસેવકો સાંકળી આવ્યા હતા તેમણે રાષ્ટ્રીય ભજન લલકાર્યાં. તે ઉપરથી સ્ત્રી-ઓએ માની લીધું કે દરબાર ભર્તૃહરિનાં વૈરાગ્યનાં પદ સાંભળી ચાલી નીકળ્યા. ગામની સ્ત્રીઓની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો અને તેઓ પુરૂષ વર્ગને ઠપકો આપવા લાગી કે "બેઠા છો શું? જાઓ આશ્રમમાં અને મહાત્માજીને સમ-

જાવીને દરબારને પાછા લાવો. જો તમારામાં પાણી ના હોય તો અમે નીકળી પડીએ." એટલામાં દરબારશ્રીનો ખુશી ખબરનો પત્ર આવ્યા. અમુક દિવસે તેઓ સાંકળી આવનાર છે, એવી ખબર વાંચી એટલે લોકોનો ઉચાટ બંધ થયો.

સને ૧૯૨૧ ના ઓગસ્ટ માસમાં સ્વદેશી હીલચાલને કોમના એકત્ર પ્રયાસથી વેગ આપવાને નડીઆદમાં પાટીદારોની સભા મળી. દરબારશ્રી તેમાં ભાગ લેવાને કાઠિયાવાડથી પધાર્યા અને સભાનું પ્રમુખપદ સ્વીકાર્યું. આ વખતે તેઓ ખાદીની સુરવાળ પહેરતા હતા. તેમને લાગ્યું કે મારા આ બંધુઓથી હું પોષાકમાં જુદો પડું એનો અર્થ તો એજ થાય કે હું એમનાથી કંઇક શ્રેષ્ઠ છું. એ કહે છે કે "મને ઘણી શરમ આવી અને તે પછી સુરવાળને ઠેકાણે મેં ખાદીનું ધોતીયું સ્વીકાર્યું." આ સભા પછી થોડા દિવસે વડતાલ મુકામે ૨૭ ગામના જુથવાળા પાટીદારોની સભા મળી, અને તેમાં ગોપાળદાસે પ્રમુખપદેથી કરાંચીવાળો પ્રખ્યાત ઠરાવ રજુ કર્યો. જે ઠરાવને લીધે સાત દેશભક્તો ઉપર કેસ ચાલતો હતો તેજ ઠરાવ એક તાલુકદારે જાહેર રીતે મુકયો અને "બંડખોરો" ની છાવણીમાં તે દિવસથી તેઓ ખુલ્લી રીતે ભળ્યા.

ગોપાળદાસના મિત્રો, સગાંવ્હાલાં અને હિતચિંતકોને લાગ્યું કે એમણે લાગણીના આવેશમાં આંધળીઆં કર્યાં છે, અને પાછળથી પસ્તાવાનો વખત આવશે. એક મિત્રે એજ દિવસે એમને પૂછયું, "આજે આપે મ્હોટું જોખમ વહોર્યું છે. ભવિષ્યનો કંઇ વિચાર કર્યો છે ખરો ?" જવાબ મળ્યો, "કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌માં ભાગ નહિ લેવાને પણ મને સરકાર તરફથી તેમજ મારા કેટલાક હિતસ્વી તરફથી સૂચના મળેલી; છતાં પરિણામનો વિચાર કરી મેં તેમાં ભાગ લીધો

હતો ત્યારે પણ જોખમનો વિચાર કરેલો અને અસહકારની હીલચાલમાં સામેલ થતાં પૂરો વિચાર કર્યો છે. ધર્મ બજાવતાં પરિણામ આવે તેને આફત શા માટે માનવી? હું એમજ માનીશ કે મને અંબાઇદાસ બાપાએ દત્તક નહોતો લીધો, અને જાણે કે હું સાવલીના વતનપર સાધારણ પાટીદાર તરીકે જન્મ્યો છું. અસહકારની લડત એ ધર્મયુદ્ધ છે. તે યુદ્ધમાં હું મારા વિષે બૂરામાં બૂરૂં પરિણામ ધારી બેઠો છું. "*

ગોપાળદાસે જે પગલું ભર્યું તે અવિચારી અને વિપત્તિઓને જાણી જોઇને નોતરનારૂં છે. પાટીદાર કોમની સોગન ખાવા પુરતી એકની એક ગાદી એથી નષ્ટ થવા બેઠી છે. કોઈ પણ રીતે એમને સમજાવીને આ લડતમાંથી પાછા વાળવા જોઇએ. આવા વિચારોથી પ્રેરાઇને કોમના કેટલાક લાગવગવાળા અને કેળવાયેલા ગૃહસ્થો એમની રાઇસાંકળીની હકુમત છીનવી લેવાયા પછી કોઇ સ્નેહીનો લગ્નપ્રસંગ સાધી એકઠા થયા. ઉતારો ગોપાળદાસભાઇની હવેલીમાં હતો. તેઓ પણ એ ગૃહસ્થોના માનને ખાતર પોતાનું કામ છોડી આણંદથી ત્યાં આવ્યા હતા. દાબદબાણ અને સમજુતિઓ ખૂબ ચાલ્યાં. જેમને ગોપાળદાસ પોતાના પૂજ્ય અને મુરબ્બી માને એવા ગૃહસ્થોનાં દબાણ પાછાં ઠેલવાં એ જેવું તેવું કામ ન હતું. ઓછા નિશ્ચયબળવાળો માણસ જરૂર આવે પ્રસંગે ગબડી પડે. પરંતુ ગોપાળદાસના આત્મબળને ધન્ય છે કે તેમણે પોતાના નિશ્ચયમાંથી એક ડગલું પણ પાછળ હઠવાનું પસંદ ના કર્યું. એક મોટા અમલદારે કહ્યું, " આવા સંજોગોમાં સરકારને ચોખ્ખે ચોખ્ખું લખી શકાય કે મારી ભૂલ થઇ છે તેને માટે હું માફી માગું છું અને હવે પછી આવા ધંધા નહિ કરૂં ! "

* પટેલબંધુ—દરબાર અંક.

ભ્રષ્ટતાની પરિસીમારૂપ આવું પગલું જેને સ્વમાનનો અંશ પણ હોય તેવો સામાન્ય માણસ પણ ભરવા કબૂલ ન થાય તો ગોપાળદાસ તે સ્વીકારે જ કેમ? બીજા એક વડીલે આવી ઉઘાડી માફી નહિ પણ મધ્યમ માર્ગ સૂચવ્યો. સરકારને લખવું, કે "હું અસહકારમાં દાખલ થયો ત્યારે મને ખબર ન હતી કે મારાં એ પગલાંથી મારા વંશવારસોના હિતને પણ નુકસાન પહોંચતું હશે. અત્યારે તેની ખબર પડવાથી હું આ હીલચાલમાંથી અલગ થાઉં છું." આ સલાહ પણ માનધન ગોપાળદાસને ગળે ન ઉતરી. મિત્રોએ કહ્યું, "તમે તમારી જાતને ગમે તેવા જોખમમાં મૂકો તેનો અમને વાંધો નથી, પરંતુ જે ટ્રસ્ટ તમને સોંપવામાં આવેલું છે તેને નુકસાન પહોંચાડવાનો તમને શો હક્ક છે?" ગોપાળદાસે જવાબ આપ્યો, "જ્યારે મેં મારી વાડી અને બંગલો વસો કેળવણી મંડળને કૃષ્ણાર્પણ કર્યાં ત્યારે હું ટ્રસ્ટમાં મળેલી મીલકત વેડફી નાખું છું, એમ કહીને અત્યારે શિખામણ આપનાર પૈકી કોઇએ મને હું ખોટું કરૂં છું એમ નહોતું કહ્યું. અત્યારે પણ સ્થિતિ તેવીજ છે." સલાહકાર મિત્રોની ખાત્રી થઇ કે ગોપાળદાસ ધર્મકાર્યમાં એક રૂંવાડું પણ ચોરે એમ નથી. પાછળથી આ પ્રસંગ વિષે એક મિત્ર આગળ વાતચીત કરતાં તેઓ બોલ્યા હતા કે "ધર્મ–ફરજ વિષેનું આપણું ધોરણ એટલું હલકું થઈ ગયું છે કે તેનો વિચાર કરતાં જ્યાં ત્યાં માનવકૃત કાયદાનું પ્રેત વચ્ચે આવે છે. હરિશ્ચંદ્ર રાજાને સત્યની ખાતર પોતાનું રાજપાટ ખોવાનો, પોતાની સ્ત્રીને અને છોકરાને પણ વેચવાનો જેટલો હક્ક હિંદુ ધર્મે આપ્યો હતો તેવો અને તેટલોજ હક્ક તે મને પણ આપે છે."

આમ ચારે તરફથી સ્વજનોના આગ્રહ અસહકારમાંથી

અળગા થવાને ચાલુ રહેતા એવા વખતમાં સૌ. ભક્તિલક્ષ્મી તરફથી તેઓ નિશ્ચિન્ત હતા. તેમના મિત્રો પૈકી ભાઈ ગિજુભાઇ એમને પ્રોત્સાહન આપતા અને સ્વજનોમાં એમના વડીલ બંધુ શ્રી ચતુરભાઇ તરફથી આશીર્વાદ મળતા રહેતા. નડિઆદની સભા પછી ગોપાળદાસ શ્રી. વલ્લભભાઇને મળ્યા. તેમણે એમના નિશ્ચયને દૃઢ બનાવ્યો. ગોપાળદાસે બે ત્રણ મહીનામાં પરવારીને આવવાનું વચન આપ્યું.

ગુજરાતમાં જ્યારે બારડોલી અને આણંદ વચ્ચે સવિનય ભંગની તૈયારી માટે હરિફાઈ ચાલી રહી હતી, અને વૃદ્ધ અબ્બાસ સાહેબ જુવાનજોધ સોલજરને પણ શરમાવે એવા ઉત્સાહથી ખેડા જીલ્લાનાં ગામડાંઓમાં ઘુમી રહ્યા હતા, ત્યારે ગોપાળદાસ થોભી શક્યા નહિ. તેઓ તેમના હાથ નીચે સ્વરાજ્ય સૈન્યમાં દાખલ થયા. તેઓ આણંદ તાલુકાસમિતિના પ્રમુખ ચુંટાયા અને દરબારગઢ અને હવેલીના નિવાસ મૂકીને સ્વરાજ્ય આશ્રમવાસી થયા. કાર્ય કરનારાઓમાં અને જનતામાં આ પ્રતિભાશાળી વ્યક્તિના દાખલ થવાથી જોમ આવ્યું. પાટીદાર કોમમાં ગોપાળદાસનું જે ચોક્કસ સ્થાન છે, એમનો જે મરતબો રહેલો છે તેનો પૂરેપૂરો ઉપયોગ થવા માંડયો. એક તાલુકદાર દેશયજ્ઞમાં પોતાની તાલુકદારી હોમીને ફકીર થાય એ હિંમતની, એ ત્યાગની અસર લોકોના ઉપર થયા વિના રહી નહિ. આણંદ તાલુકાના ગામડાંઓનું નૂર "ભાઇ" ના પ્રયત્નથી ઝળકવા લાગ્યું.

અમદાવાદમાં મહાસભા મળી. તેના સંગીતના જલસામાં અને રાત્રિએ ખાદીનગરના ચોગાનમાં ઢસાની રાસમંડળી સાથે દાંડીઆ રાસ ખેલતા દરબારે દેશદેશાંતરના પ્રતિનિધિઓનાં અંતર હરી લીધાં. ખાદીનાં કપડાં દેખીને ભડકનારાઓના વર્ગ-

માંથી નીકળી આવીને આ "બંડખોરો" ની છાવણીમાં છડે-ચોક ભળનાર, પોતાની પ્રજાની સાથે બંધુભાવે રમનાર અને રહેનાર; દેશપ્રેમનાં ગીતો ગાતો ફરનાર અને કળિકાળમાં રામ-રાજ્યની ઝાંખી કરાવનાર એ દરબાર તે કોણ? એવા પ્રશ્નો ખાદીનગરમાં ખૂણેખૂણામાં પૂછાતા, અને ઉત્તર સંભળાતા, કે એ તો ગાંધીજીના ગુજરાતનું નૂર ગરવો ગોપાલ! એનાં દર્શને લોકોની ઠઠ જામતી અને સાનંદાશ્ચર્યમાં લીન થતી.

સરકાર આ બધી લીલા નિહાળતી અને શું કરવું તે વિચારતી. દરમિયાન મુંબઇના ના૦ ગવર્નર સાહેબ કાઠિયાવાડની મુલાકાતે પધાર્યા. એમની મુલાકાત વખતે સઘળા રાજા મહારાજા અને તાલુકદાર મિત્રોને પધારવાનાં નિમંત્રણ થયાં. આવાં નિમંત્રણ સમન્સ જેવાં ફરજીઆત સાંભળ્યાં નથી. પરંતુ આ કંઇ મિત્રોની મુલાકાતનાં નિમંત્રણ ન હતાં. સુંદર શબ્દોમાં શેઠને તાબેદારીઓએ સલામી ભરવા આવવાના હુકમ હતા. ગોપાળદાસે ઝાલાવાડ પ્રાંતના પોલિટીકલ એજન્ટ સાહેબને લખ્યું કે "હું શુદ્ધ ખાદીનોજ પોશાક પહેરૂં છું, તે પોશાકમાં હાજર રહેવાથી વિનયનો ભંગ થતો આપને જણાતો ન હોય તો આ એજન્સી સાથેનો મારો સંબંધ કાયમ રાખવાને ઇચ્છતો હોવાથી હાજર રહીશ. નહિ તો હાલ મારાં ગામોનો વહીવટ મારાં પત્ની કરે છે તેઓ એ પ્રસંગે હાજર રહેશે."

તા. ૧૬ મી જાન્યુઆરીએ આ પત્રનો જવાબ મળ્યો. તેમાં એમને રાજકોટ હાજર રહેવાનો અને એજન્ટની મુલાકાત લીધા વગર રાજકોટ નહિ છોડવાનો હુકમ હતો. એજ દિવસે પોલિટીકલ એજન્ટનો અર્ધ સરકારી પત્ર દરબારશ્રીને લીંબડી મળી જવાની વિનતિ બાબતનો મળ્યો. તા. ૧૮ મી જાન્યુ-

આરીએ લીંબડીમાં બન્નેની મુલાકાત થઇ. દરબારશ્રીએ જણા-વ્યું કે "અમારી બ્રિટીશ જીલ્લામાં મિલકત છે તેના નાતાથી હું આ ચળવળમાં જોડાયો છું, પણ એજન્સીમાં સંબંધ કાયમ રાખવા ઈચ્છું છું. ખાદીના પોષાકથી વાંધો આવતો ન હોય તોજ ગવર્નરની મુલાકાતે આવી શકું. નહિ તો મારાં પત્ની આવે." સાહેબ બોલ્યા, "પણ અમે કાંઈ તમારાં પત્નીને વહીવટકર્તા તરીકે સ્વીકાર્યાં નથી." "આપે ન સ્વીકાર્યાં હોય પણ અમારી રૈયતે તેમને સ્વીકાર્યાં છે અને અત્યારે વહીવટી હુકમો પણ તેમના તરફથીજ નીકળે છે!" "એ ગમે તેમ હો. હું રાજકોટ એજન્ટ સાહેબને પૂછાવીશ. ગવર્નર સાહેબને વાંધો ન હશે તો તમારી મુલાકાત થશે; પણ મુલાકાત થાય કે નહિ થાય તોયે તમારે રાજકોટ તો જવુંજ જોઇએ. વળી આ સંબંધમાં આપણી વચ્ચે અત્યારે લખાણ ચાલે છે એટલે તમારે તા. ૨૩ મી સુધી સાંકળી છોડીને જવું નહિ. તમે ગુજરાતમાં રહો એટલે તમને કાગળો પહોંચાડતાં અને તેના જવાબ મળતાં ઘણો વિલંબ થાય છે." દરબારશ્રીએ પૂછ્યું, "આ સૂચના છે કે હુકમ?" જવાબ મળ્યો, "હુકમ." "દિલગીર છું કે હું આપના હુકમનું પાલન કરવા અશક્ત છું, કારણ કે અમારી જીલ્લા સમિતિના પ્રમુખે મને ફક્ત બે દિવસનીજ રજા અહીં આવવા આપી છે." સાહેબ સમજી ગયા. તેઓ વિવેકી હતા. તેમણે કહ્યું, "પણ રાજકોટ આવ-વાનું શું?" દરબારે જવાબ આપ્યો, "હું મહાત્માજીની ચ-ળવળમાં ભળ્યો છું. તેમને આ સંબંધમાં પૂછીશ અને જેવી સલાહ મળશે તે પ્રમાણે વર્તીશ." "પરંતુ તમારો છેવટનો નિર્ણય બે ત્રણ દિવસમાંજ રૂબરૂમાં મને જણાવવાને એક ગૃ-હસ્થ તરીકે તમે નહિ આવો?" સાહેબે પૂછ્યું.

"હું મારા ઉપરી અમલદાર (અબ્બાસ સાહેબ) ની રજા મેળવવા બનતો પ્રયત્ન કરીશ. મને ઉમેદ છે કે તેઓ તેવી રજા આપશે. એટલે હું આપને મળી જઈશ." દરબારે કહ્યું. એજન્સીના અમલદાર કરતાં મહાસભાના અમલદારના હુકમને વધારે માન આપનાર આ તાલુકદાર સાથેની વાતચીત દરમિયાન સાહેબની મનોદશાનું ચિત્ર કોણ દોરી શકે?

દરબાર અમદાવાદ આવ્યા. આશ્રમમાં મહાત્માજીને મળ્યા. અને સર્વ હકીકત રોશન કરી. ખાદીના પોશાકમાં ગવર્નર સાહેબ મુલાકાત લેવાનું પસંદ ન કરે તો રાજકોટ જઈને માનભંગ થવા જેવી સ્થિતિ થાય તેનો અને બીજી બાજુએ હાજર ન રહેવાથી આવનાર પરિણામ સહન કરવાની તૈયારીનો વિચાર કરીને વર્તવાની અને છેલ્લો નિર્ણય રૂબરૂ જણાવવા જવું કે નહિ તેની રજા જીલ્લા સમિતિના પ્રમુખ પાસે લેવાની સલાહ મહાત્માજીએ આપી.

માનભંગ થવા કરતાં મરવાનું બહેતર માનનાર ગોપાળદાસે ગવર્નર સાહેબની મુલાકાતે ન જવાનો નિશ્ચય કર્યો અને એ નિર્ણય જાહેર કરવા જવાની રજા અબ્બાસ સાહેબે આપી નહિ. જો રજા મળી હોત તો કદાચ ગોપાળદાસભાઈને કાશી મથુરાની યાત્રા કરવાનું કે સીમલા મસુરીની હવા ખાવાનું સદ્ભાગ્ય પ્રાપ્ત થાત!

રાજકોટમાં હાજર ન રહેવા બદલ ગોપાળદાસની રાઈસાંકળીમાં દીવાની ફોજદારી હકુમત હતી તે છીનવી લેવામાં આવી. થાણદાર ચાર્જ લેવા પધાર્યા. પરંતુ અદાલતને ચોપડે એક પણ કેસ ન હતો. અને જેલમાં એકે કેદી ન હતો. એટલે કોર્ટનું મકાન જોઈ સાહેબ પાછા ફર્યા. થાણદારની હાજરીમાં ગામ લોકોએ એકત્ર થઈ ઠરાવ કર્યો કે કજીઆ કંકાસનો

ચુકાદો ગામપંચ પાસે માગવો અને કોઇએ અદાલતનો આ-
શ્રય લેવો નહિ.

હકુમત લેવાઇ એ તો પાશેરામાં પહેલી પૂણી હતી. એ પછી ગોપાળદાસને સરકાર સાથે લાંબો પત્રવ્યવહાર ચાલ્યો અને એમને ગવર્નર સાહેબની મુલાકાત વખતે ગેરહાજર રહેવાના અમિત્રતા ભર્યા વર્તનની જાહેરમાં માફી માગવાની અને સરકારસામેની ગાંધીજીની ચળવળમાંથી અલગ થઇ જવાની ચેતવણી મળી. વળી કેટલાક મિત્રો અને હિતચિંતકોએ પાછી સલાહ આપી કે " અહિંસા દેવીનું મંદિર છોડીને હિંસાસુરીને સંતોષો; નહિ તો દુઃખનાં ઝાડ ઉગશે. " આવી ઘટનાઓ તો ગોપાળદાસે અગાઉથી કલ્પી હતી એટલે તેમને વિહ્વળ થવા જેવું હતુંજ નહિ. પોતાના વડિલ બંધુને આ પ્રસંગ પછી એમણે લખ્યું હતું કેઃ—

" કાઠિયાવાડમાં જે સ્વાભાવિક મારા તાલુકા માટે બનવું જોઇતું હતું તે તો હજી હવે બનવાનું છે. હાલમાં તો ફક્ત સાંકળીનો અખત્યાર લઇને સરકારે સંતોષ માન્યો છે. ત્યાં શું શું થશે તેની મેં દરકાર રાખવાનું રાખ્યુંજ નથી. જોડાતાં પહેલાં તે બધાંનો વિચાર કરવાનો હતો તે કરી લીધો છે. મરવા સરજેલો દેહ કયારે માટીમાં મળી જશે તે અનિશ્ચિત હોવાથી, એ માટીમાં મળી જાય નહિ તે અગાઉ કંઇ સાર્થક કરી લેવું * * * * સત્યનો જય છે. તપનું ફળ મળશેજ. જેમ વધારે તપ, વધારે પવિત્રતા તેમ ફળ નજીક આવતું જશે. ઉત્તરાચિત્રાનો તાપ સહન કરે તોજ દાણામાં દૂધ આવે. સહન કરવા જેટલું બળ ન હોય તો અધવચ બળીજ જાય. "

ગોપાળદાસ પોતાના કર્તવ્યક્ષેત્રમાં ઘુમવા લાગ્યા. ઢસાનું તંત્ર તેમનાં વીર પત્ની ચલાવતાં. પોતાનાં બાળબચ્ચાંની ચિંતા

એમણે પ્રભુનેજ સોંપી દીધી હતી. પરંતુ એમનું પ્રજાપ્રેમી હૈયું પોતાની રૈયતને માટે સદા તલસતું રહેતું. પોતાની રૈયતને માટે તેઓ કેટલી બધી ચિંતા રાખતા તે મિત્રો ઉપરના પત્રવ્યવહાર ઉપરથી સ્પષ્ટ દેખાઈ આવે છે.

માર્ચ મહિનામાં મહાત્માજી ગિરફતાર થયા. કેટલાંક શંકિત હૃદયો શિથિલ થયાં; પરંતુ ગોપાળદાસ બેવડા બળથી ધર્મયુદ્ધનો ઝુંડો ફરકાવવા લાગ્યા. મે મહિનામાં પૂજ્ય કસ્તુરબા ગાંધીના પ્રમુખપદે આણંદમાં 'ગુજરાત રાજકીય પરિષદ્'ની છઠ્ઠી બેઠક મળી. ગોપાળદાસ તેના સ્વાગતમંડળના પ્રમુખ ચુંટાયા. એમની જહેમતથી પરિષદ્ સફળ થઈ અને એમણે ટુંકું પણ અસરકારક સ્વાગતવ્યાખ્યાન આપ્યું.

તા. ૧૭ મી જુલાઈને દિવસે ગોપાળદાસના તાલુકા ઉપર જપ્તી બેસાડવાનો મુંબઈ સરકારનો હુકમ લઈ લાખાપાદરના થાણદાર પધાર્યા! ગોપાળદાસે તે દિવસને પોતાના જીવનના ધન્ય દિવસ તરીકે વધાવી લીધો. એ પછી એમનું નામ તાલુકદારોની યાદીમાંથી કાઢી નાખવાની પ્રેસનોટ સરકારે બહાર પાડી. એમના આત્માનું ઓજસ્ નહિ પિછાનનારાઓએ એમની દયા ખાધી; પરંતુ આઝાદ થયેલા એ વીરાત્માએ હાકલ મારી કે " જપ્તી કે ખાલસાના હુકમો, સરકારનાં શસ્ત્રો અને સેના ગોપાળદાસનું મસ્તક નહિ નમાવી શકે."

" વીરાત્મા ગોપાળદાસ! તું સાચો વીર છે, કુલમણિ છે, વયે નાનો પણ ગુણે મોટો છે; ને **गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः।** તું પૂજાપાત્ર છે. તેં દેખાડી આપ્યું છે કે " હરિનો મારગ છે શૂરાનો, નહિ કાયરનું કામ જોને."

ગુજરાતના નૂર! તને વંદન હો!

---

૧૯

# સૌ. ભક્તિદેવી.

---

સૌ. ભક્તિદેવીના ઉચિત ઉલ્લેખ વિના ગોપાળદાસભાઈની જીવનકથા અધૂરીજ લેખાય. "દેશ માટેની લડતમાં જોડાવાની ઘણીયે હોંશ છે, પણ શું કરૂં, બાયડી છોકરાંની ચિંતા તેમ કરતાં અટકાવે છે" આવા ઉદ્ગાર અનેક મુખેથી સાંભળીએ છીએ. જેને લગની લાગી હોય એવા પુરુષાર્થીનો માર્ગ આવી ચિંતાઓ આંતરી શકતી નથી, પરંતુ જ્યારે સ્ત્રી–છોકરાં તરફના અંતરાયને બદલે તેમના તરફથી પ્રેરણા અને ઉત્સાહ મળે ત્યારે પેલા પુરુષાર્થીનું બળ અનેકગણું વધે છે. સરકાર સામે બેઠો બળવો કરનારી અસહકારની હીલચાલમાં જોડાવું એટલે રાજવીમાંથી ફકીર થવાને દરેક ક્ષણે તત્પર રહેવું. આ પરિણામની સ્પષ્ટ આગાહી હોવા છતાં અને ચાર ચાર નાના પુત્રોની ચિંતાનો ભાર માથે હોવા છતાં સૌ. ભક્તિદેવીએ દરબારશ્રીને પોતા તરફથી કેવળ નિશ્ચિન્ત રાખ્યા છે, એટલું જ નહિ પણ કેવળ પતિને અનુસરવાના ધર્મથીજ નહિ પણ અંતરની ધગશથી સૌ. ભક્તિદેવી આપભોગના યજ્ઞે ગોપાળદાસ સાથે પાટે બેઠાં છે. જ્યારે દરબાર દરબાર મટી સામાન્ય પ્રજાજન થયા અને આજે પકડાય કાલે પકડાય એવા ભણકાર વાતાવરણમાં સંભળાવા લાગ્યા ત્યારે તેમનું સ્થાન સાચવી લેવાની મહત્ત્વાકાંક્ષા ધીરતા અને વીરતા સાથે એમણે પ્રકટ કરી. ભક્તિબ્હેનને જે ધર્મભાવનાનો વારસો એમનાં માતાપિતા તરફથી મળ્યો છે તે ભાવનાના પાયા ઉપર એમના ત્યાગ અને

શૌર્યની ઇમારત ચણાયેલી છે. એમની મહાનુભાવતાના દ્યોતક બે ત્રણ પ્રસંગો અહીં નોંધીશું.

*   *   *

સંવત ૧૯૭૪માં ગોપાળદાસભાઇનાં માનાં ઓરમાન માતુશ્રી રૂપાળીબા ઢસા પધાર્યાં હતાં. ગોપાળદાસભાઈના આગ્રહથી સાથે સાથે દ્વારકાની જાત્રા કરતા જવાનો નિશ્ચય થયો. ગોપાળદાસ, સૌ. ભક્તિદેવી, એમના ત્રણ પુત્રો, ગં. સ્વ. રૂપાળીબા, તેમના ભત્રિજા શિવાભાઇ અને તેમનું કુટુમ્બ તથા ઢસાના કેટલાક લોકો આ યાત્રાળુઓના સંગમાં હતા. જામનગર થઇને જળમાર્ગે દ્વારકા પહોંચવાનો સુલભ રસ્તો આ મંડળીને છોડી દેવો પડ્યો; કારણ કે માતુશ્રીને તે રસ્તે ભીતિ લાગતી હતી. બે મોટરગાડી રોકવામાં આવી. તેમાંની એક રસ્તામાં અટકી. સમય રાત્રિનો હતો. ચોર, લુંટારા અને જંગલી પ્રાણીનો ડર ટોળીમાંનાં ગભરૂ માણસોને લાગવા માંડ્યો. એ સંજોગોમાં બે ફેરા કરીને સૌ પાસેના ગામમાં પહોંચ્યાં. દ્વારકા પહોંચતાં રસ્તાની અથડામણ અને હેરાનગતિથી સૌ કંટાળી ગયાં. એટલે પાછા વળતાં જળમાર્ગે જવાનું ઠરાવ્યું. બે હોડી રોકવામાં આવી. એક કુટુંબનાં માણસોથી એકજ હોડીમાં ન બેસાય એવી માન્યતાનું દબાણ ત્યાંના અધિકારી વર્ગના મિત્રોએ કર્યું. મોટી હોડીમાં દરબારશ્રી, સૌ. ભક્તિદેવી, ગં. સ્વ. રૂપાળીબા, તેમના ભત્રિજા શિવાભાઇ અને તેમનાં પત્ની વગેરે બેઠાં. બીજી હોડીમાં ગોપાળદાસભાઇના બે મોટા પુત્રો, શિવાભાઇના ત્રણ દીકરા અને ઢસામંડળી બેઠી. બિસ્તરા અને નાસ્તાના કંડીયા મોટી હોડીમાં મૂકાયા હતા. હોડી હંકારાતાં પહેલાં પોતાના ભત્રિજાના દીકરાઓને તેઓ તોફાની છે એટલે એકલા મુકવા ઠીક નથી એમ કહીને બાએ મોટી

હોડીમાં લઇ લીધા. નાની હોડીમાં કુટુંબીઓ પૈકી દરબારશ્રીના બે પુત્રો ચિ. સૂર્યકાન્ત અને નવીનચન્દ્ર એકલાજ રહ્યા. ખલાસીઓએ કહ્યું, કે " અમારી હોડી મૂળે હલકી છે એટલે વજન ઘટવાથી અકસ્માત્‌નો સંભવ વધારે રહેશે. " વજન વધારવા માતુશ્રીએ પથરા મૂકવાની સૂચના આપી અને હોડી હંકારાઇ ! સવારમાં પવન અનુકૂળ હતો પરંતુ બપોર પછી વાવાઝોડું શરૂ થયું. એટલે નાની હોડીને મોટી સાથે એક દોરડાથી બાંધી લેવામાં આવી. મોજાંઓની છોળથી હોડીઓ ડોલવા લાગી; અને ઘડીએ ઉંધી વળે, પળે ઉંધી વળે એવી ધાસ્તી સૌને લાગી. બન્ને હોડી સંકળાયલી હતી એટલે એકના આંચકા બીજીને લાગતા ને ઝોલા શમતાજ નહિ. રૂપાળીબા ખૂબ ગભરાવા લાગ્યાં. દોરડું છોડી નાખવામાં આવે તો અડધાં ઝોલાં ઓછાં થાય એમ હતું એટલે તેમ કરવા દરબારશ્રીએ માતુશ્રીની સલાહ પૂછી. નાની હોડીના નાવિકોએ સ્પષ્ટ કહ્યું, કે " અમારી હોડી નાની છે, હલકી છે. આ તોફાનમાં ટકી શકશે નહિ, એટલે દોરડું છોડી નાખો તો અમારા છેલ્લા રામરામ સ્વીકારી લેશો. "

પરંતુ વ્યાકુળ માતુશ્રીએ પોતાની વ્યથા ઓછી કરવા ખાતર દોરડું છોડી નાખવાની સંમતિ આપી. તેઓ ભૂલી ગયાં કે નાની હોડીમાં ગોપાળદાસના બે પુત્રો હતા. ભયભીત દશામાં ખરેજ માણસ વિવેક વિસરી જાય છે ! ગોપાળદાસભાઇએ ઇશારતથી દોરડું છોડવા માટે સૌ. ભક્તિદેવીની સંમતિ માગી. તેમણે આકાશ તરફ આંગળી બતાવીને રક્ષણકર્તા ઇશ્વર છે એમ સૂચવ્યું અને વૃદ્ધ માતુશ્રીની ગભરામણ ઓછી કરવા એ વીર દંપતીએ પોતાનાં બે નાનાં બાળકોને તોફાની સમુદ્રમાં પ્રભુને ભરોસે મૂકી દીધાં ! નાની હોડી થોડા કલાક

પછી કિનારે લાધી ગઇ અને પેલાં બાળકો તથા હોડીનાં માણસો આખી રાત ઠંડીમાં ભૂખ્યાં તરસ્યાં રહ્યાં. મોટી હોડી બીજે દિવસે બપોરે જામનગર પહોંચી. પ્રભુકૃપાથી નાની હોડી પણ મોડી રાત્રે ૧૦-૧૧ વાગ્યે સલામત આવી પહોંચી. સૌ. ભક્તિદેવી અને દરબારશ્રીની ઇશ્વર ઉપરની શ્રદ્ધા અને પરદુ:ખમોચન માટે પોતાની વહાલામાં વહાલી સંપત્તિની કુરબાની આપવાનો ગુણ આ પ્રસંગમાં ઝળકી ઉઠે છે.

* * *

" તુલસીશ્યામ " એ ગિરમાં આવેલું યાત્રાનું રમણીય સ્થાન છે. સને ૧૯૧૫ માં દરબારશ્રી, સૌ. ભક્તિદેવી અને બીજાં કેટલાંક સ્નેહી સંબંધીઓ ઢસામંડળી સાથે ત્યાં જવા ગાડીમાં નીકળ્યાં. એક સ્ટેશન આગળ દરબારશ્રીનો માણસ ઘોડા ઉપર પોર્ટરને માર્ગ પૂછવા ગયો. રેલ્વેના કંપાઉન્ડમાં વગર રજાએ દાખલ થવા બદલ તેને ધમકાવવામાં આવ્યો. તેણે જરા નમ્રતાથી વાત કરવા માંડી. એટલે પોર્ટરને વધારે શહુર ચડયું. તે ઘોડાને પકડીને ડબામાં પૂરવાનો પ્રયત્ન કરવા મંડયો. દરબારશ્રી ગાડામાં બેઠા બેઠા છેટેથી આ બનાવ જોતા હતા. તેમણે બૂમ મારીને પોર્ટરને કહ્યું, " ભાઇ, આ મમત મૂકી દે. અમે આટલા બધા છીએ, તારાથી ઘોડો લઇ શકાશે નહિ. " સ્ટેશન માસ્તર ત્રણ ચાર માણસ સાથે પોર્ટરની મદદે આવી પહોંચ્યા, અને ભીખાને માર પડ્યો એટલે ગાડામાંથી દરબારશ્રીનાં કેટલાંક માણસો ત્યાં પહોંચી ગયાં અને સાટું વાળ્યું. સ્ટેશનના માણસોએ બૂમ મારી એટલે આજુબાજુએથી ૩૦ ૪૦ માણસો ડાંગ લઇને દોડી આવ્યા. વાતનું વતેશાર થયું. વાત ગંભીર થઇ પડી. એક ગાડીમાં સ્ત્રીઓ હતી તેમના સંરક્ષણ માટે ચારેક માણસને મૂકયા. તેમને સૂચના

આપવામાં આવી કે અમારાં મુડદાં પડે તોપણ તમારે ગાડી આગળથી ખસવું નહિ અને સલામતી ન લાગે ત્યારે સ્ત્રીઓ-વાળી ગાડી દોડાવી મૂકવી. બાકીનાં માણસો ધસી આવતાં ધાડાંની સામે ઉભાં. એક બે માણસ અત્યાર સુધીમાં ઘાયલ થયાં હતાં અને મારામારી પ્રાણઘાતક નીવડવાનો પૂરો સંભવ હતો. સામા પક્ષમાં પાંચ સાત ગણાં માણસો હતાં. દરબારશ્રી ગાડામાંથી ઉતરીને લડાઇના સ્થળે જવા નીકળ્યા. મંડળીના લોકોએ તેમને અટકાવવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું, “ આ બળતામાં પડવાનું કામ આપનું નથી. અમે પહોંચી વળીશું.” એનો જવાબ દરબારશ્રી આપે તે પહેલાં જ સૌ. ભક્તિદેવી બોલી ઉઠ્યાં, “ ત્યાં બીજાં માણસોનાં માથાં ફુટે અને એમ-નાથી અહીં તમાસો જોતાં કેમ રહેવાય? એ તો મોખરે એ ઉભા રહેલ્યા રેજ પાછળનાં માણસોને જોર આવે.” ગોપાળદાસ મોખરે જઇને ઉભા. પથરા અને લાકડીના માર શરૂ થયા. થોડી ઝપાઝપી પછી આખરે ગોપાળદાસની હિંમત અને યુક્તિ સફળ થઇ, અને જાણે કશું બન્યુંજ નથી એવી શાંતિથી સૌ ભજનકીર્તન લલકારતાં તુલસીશ્યામ પહોંચ્યાં. પતિના શરી-રના સંરક્ષણ કરતાં તેના ધર્મના સંરક્ષણ માટેની સૌ. ભક્તિ-દેવીની વીરાંગનાઉચિત વૃત્તિ આ પ્રસંગ દર્શાવે છે.

* * *

દરબારશ્રીના તાલુકા ઉપર જપ્તિ બેઠા પછી સાંકળીના દર-બારગઢ ઉપર સરકાર તરફથી સીલ મરાઇ. વઢવાણની કાઠિયા-વાડ રાજકીય પરિષદ્ પછી સૌ. ભક્તિદેવી ડીસેમ્બરના પહેલા અડવાડીયામાં સાંકળી ગામે ગયાં હતાં. દરબારગઢના જે ઓર-ડામા એમનો પોતાનો ખાનગી સામાન હતો તેના ઉપર પણ સરકારની સીલ જોતાં સૌ. ભક્તિદેવીનો પુણ્યપ્રકોપ ઉછળ્યો

અને તેમણે સીલ તોડી. એ બનાવનું વૃત્તાંત એમનાજ હાથના એક પત્રમાંથી નીચે ઉતારીશું:—

"આંહિ આવ્યા બાદ મેનેજર અને પોલિસ પટેલ પોણુ-એક કલાક પછી આવ્યા. ત્યારે હું મારા સામાનના ઓરડે તે-મણે કરેલી સીલ મારો સામાન કાઢવા માટે તોડતી હતી. તે-મણે ચોકમાં ઉભા રહીને મને કહ્યું કે, "તમે સીલ શા માટે તોડો છો?" મેં કહ્યું, "મારા (ઓરડા) છે ને હું તોડું છું." તેમણે કહ્યું, "તમે તમારો હક્ક ઉઠાવી લીધો છે; ને તમે સમજુ છો. તમને શું વધારે કહેવું? જો સીલ તોડશો તો સરકારનાં ગુન્હેગાર છો, તમે તોડો છો તે ગુન્હો કરો છો, ને હું તમને કહું છું કે તમે આજને આજ ગઢ બહાર નીકળી જાઓ." મેં કહ્યું, "નહિ નીકળું." તેમણે તો બધું ધમકા-વીને કહ્યું. પછી પોલિસ પટેલને કહ્યું, કે "તમે અહીં બેસો ને જો સીલ તોડે તો મને ખબર આપજો." મેં કહ્યું, "આ તોડી, જોતા જાવ." તેમણે કહ્યું, "સારૂ, તમારે જે જોઇએ તે અમારી પાસે માગ્યું હોત તો અમે આપત." મેં કહ્યું, "મારૂં છે તે હું ઉઘાડું છું ને લઉં છું. હું શું કરવા મા-ગવા આવું?" સીલ તોડી તાળું ઉઘાડવા કુંચી મંગાવી, તો તેમણે કહ્યું, કે "સીલ તોડી એટલે કુંચી નહિ મળે. પહેલી માગી હોત તો આપત." એટલે ગામમાંથી કુંચી મંગાવી તાળું ઉઘાડયું; જોઇતો સામાન કાઢયો.

સીલ તોડીને હું શું કરૂં છું તેની ખબર આપવા પોલિસ-પટેલને બેસાડીને તે (મેનેજર) જતા રહ્યા. પછી અમે બધાં ઢોર છોડી નાખ્યાં તે સંબંધી તે કશું બોલ્યા નહિ. હકીકત એવી બની છે કે તેમણે મને (ગઢબહાર) નીકળવાનું કહ્યું, માટે મારા વિચાર પ્રમાણે મારે અહીં રહેવું જોઇએ. એટલે

અમદાવાદ આજે નહિ જવાય. તેમને ખબર તારથી અથવા કાગળથી આપજો. મને જરા પણ ડર નથી. મેં તેને કહ્યું, “ તમારાથી થાય તે કરી લેજો. ” તેમણે કહ્યું, “ઠીક.” હવે તે શું કરે છે તે જોવા માટે મારે રહેવું જોઇએ. ”

લિ.

ભક્તિલક્ષ્મીના પ્રણામ. ”

આ પછી દરબારગઢમાં મેનેજરે મૂકાવેલાં બે વાહનો શ્રી. ભક્તિબાએ ગઢ બહાર મૂકાવી દીધાં. દરબારગઢના તમામ ઓરડાઓ અને દરવાજાને પોતાનાં તાળાં અને સીલ મારીને છેવટે સૌ. ભક્તિબા ગામલોકોએ જોડેલા વાહનમાં વિદાય થયાં.

જે દેશમાં આવી નિડર વીરાંગનાઓ હોય તે દેશના ઉજ્જવળ ભવિષ્ય માટે નિરાશા કેમ હોય ?

* * *

સાંકળીના કિસ્સા પછી ગુજરાતમાં પરદેશી કાપડના ઉપર પહેરો શરૂ થયો. અમદાવાદ, નડિઆદ અને સુરતમાં અનેક બ્હેનો એ કાર્ય માટે સ્વયંસેવિકા તરીકે નીકળી પડી. નડિઆદની બ્હેનોની સાથે સૌ. ભક્તિદેવી—

“ દેશ અને ધર્મને ખાતર, ગુજરાતની ઇજ્જતને ખાતર,

**હવે તો પરદેશી કાપડ છોડો**

મહાત્મા ગાંધીજીને યાદ કરો અને હવે તો ખાદી વાપરો.”

એવા મુદ્રાલેખવાળું પાટીયું ગળે લટકાવીને પહેરો ભરવા નીકળી પડ્યાં. કેટલું પરિવર્તન ! જનતા ઉપરની એની અસર કલ્પી શકાય એવી છે.

સૌ. ભક્તિદેવી સ્વભાવે સરળ, મળતાવડાં અને સાહૃદયી છે, ધર્મે સ્વામીનારાયણ અને સુધરેલાં વિચારનાં હોઇ પડદો રાખતાં નથી.

જે ધર્મયુદ્ધમાં ગોપાળદાસ જોડાયા છે, તેમાં સક્રિય ફાળો આપનાર સૌ. ભક્તિદેવીનું અનુકરણ ભારતવર્ષમાં ઘેરેઘેર થાઓ !

---

## ૨૦

# જપ્તી પછી

---

" રાયસાંકળી તાલુકદારનું જાણી બુઝીને સરકાર પ્રત્યે અમિત્રતા ભર્યું વલણ રાખવા બદલ સરકાર ઠરાવે છે કે રાયસાંકળીતાલુકો જપ્તિ વહીવટમાં મૂકવો અને લાખાપાદર થાણુદારને સૂચના કરવી કે ઢસાનો વહીવટ સીરસ્તા પ્રમાણે જપ્તીમાં લઈ તેને મેનેજર નિમાતાં સુધી ચલાવવો."

તા. ૧૭ મી જુલાઈ ૧૯૨૨ ને દિવસે આ હુકમ દરબારશ્રીને બતાવી જપ્તિ વહીવટ જાહેર કર્યો. દરબારશ્રી એ વખતે ઢસામાંજ હતા. રાજ્યાભિષેકને બદલે વનવાસનો હુકમ સાંભળ્યા પછી રામચન્દ્રજીની મુખમુદ્રા ઉપર શોકનું ચિહ્ન સરખું નહોતું દેખાયું એવું રામાયણમાં વાંચ્યું હતું, તેવા દૃશ્યની અહીં પુનરાવૃત્તિ થઈ. દરબારગઢમાં થાણુદાર ઢસાના વહીવટદાર પાસેથી દફતર તથા બીજો સરસામાન તપાસી લેવાનું કામ કરતા હતા તેજ વખતે તેજ ગઢના ચોગાનમાં દરબારશ્રી સમક્ષ રાષ્ટ્રીય ગીતોના રાસડા કન્યાઓ ગાઈ રહી હતી. રાત્રે ખેડુતોના દાંડીઆરાસ થયા અને દરબાર પોતે પણ તેમાં ભળ્યા. દરબારશ્રીની હંમેશ મુજબની પ્રસન્ન મુખમુદ્રા તેમના આત્મબળની સાક્ષી પૂરતી હતી. રાસ પછી દરબારશ્રીએ લોકોને જપ્તીવહીવટ દરમિયાન કેમ વર્તવું તેનો ઉપદેશ આપ્યો. શાંતિ અને પ્રેમ હરકોઇ સંજોગમાં જાળવી રાખવા ભાર મૂ-

કર્યો. થાણુદારે લોકોને કહ્યું, "હવે હું તમારો દરબાર છું. મારો હુકમ તમારે માનવો. કામકાજે મારી પાસે આવવું અને દરબારશ્રીને જે મહેસુલ ભરતા તે એજન્સીમાં ભરવાની કબૂલાત માગી. સમજુતી અને છેવટ ધમકીના પ્રયોગ થયા પરંતુ થાણુદારને કબૂલાત વિના પાછા ફરવું પડયું.

સત્તાના બળે અમલ ચલાવનારા સત્તા જતાં કોડીના થાય છે. ઢસાના દરબાર સરકારને ચોપડેથી દરબાર મટી ગયા પછી પોતાના કેટલાક મિત્રો સાથે ઢસા ગયા. ગામનાં સ્ત્રી-પુરૂષો અને બાળકો; બ્રાહ્મણ, વાણીયા, ખેડુતો અને અંત્યજો બબ્બે માઈલ સુધી રાષ્ટ્રીયધ્વજ ફરકાવતાં અને ભજનકીર્તન કરતાં પોતાના હૃદયદરબારનો સત્કાર કરવા સામાં આવ્યાં! દરબારનાં દર્શન થતાં તેઓ ઘેલાં ઘેલાં થઇ જતાં અને તેમની ચરણરજ ભક્તિપૂર્વક માથે મૂકતાં. દરબારનો પડયો બોલ ઉંચકી લેવાની આતુરતાવાળા પ્રજાજનો તેમની આસપાસ આખો વખત વિંટળાયેલાજ રહ્યા.

બે દિવસ પછી દરબારશ્રી અને મિત્રમંડળ સાંકળી જવા નીકળ્યું. એ વખતનો દેખાવ રામચન્દ્રજી વનવાસ જતાં આખી અયોધ્યા નગરી તેમની પાછળ ઉલટી હતી તેનું સ્મરણ આપતો હતો. સાંકળી ગામે રસ્તામાં રોકાણ થવાથી છેક રાત્રે બે વાગ્યે પહોંચ્યા. પ્રેમઘેલા અને દર્શનાતુર લોકો મશાલો સળગાવી ભજન લલકારતા સામા ચાલી નીકળ્યા, અને દરબારનો ભેટો થયો ત્યારેજ અટકયા. "ઉતર્યા અમલ કોડીના" એ કહેવત અહીં ખોટી પડી. ગોપાળદાસે સત્તાના ભયત્રાસનું નહિ પણ પ્રેમનું રામરાજ્ય સ્થાપ્યું હતું તેનું એ પરિણામ! દરબારશ્રીના તાલુકા ઉપર સરકારની જપ્તી બેઠી પરંતુ લોકોનાં હૃદય તો ગોપાળદાસેજ જપ્ત કર્યાં છે,

જપ્તી દરમિયાન દરબારશ્રીની રૈયતે સરકારને મહેસુલ આપવી કે નહિ એ પ્રશ્ન પ્રાંતિકસમિતિમાં ચર્ચાયો. ચર્ચાને અંતે ઢસામાં સામુદાયિક સવિનય ભંગ શરૂ ન કરવો એમ દરબાર સાહેબે નક્કી કર્યું. આ બાબતની તત્કાળ સમજુત આપવા દરબારશ્રી તા. ૩ જી સપ્ટેમ્બરે ઢસા આવ્યા. લોકોની સભા ભરી નીચેનો ઉપદેશ આપ્યોઃ—

“ જપ્તી વહીવટના તેમજ એજન્સીના હુકમોનું પાલન કરવું. કર વેરા ભરી દેવા. પણ મહાસભાના સિદ્ધાંતને બાધ આવે એવી નિર્બળતા ન દાખવવી. છોકરાઓને રાષ્ટ્રીય શિક્ષણ આપવું, માત્ર ખાદીજ પહેરવી, તીલકફાળામાં બનતો ફાળો આપવો, ઢસાના લોકોએ સરકારી નોકરી તેમજ વિલાયતી કાપડના વેપારીની નોકરી ગમે તે સ્થળે હોય ત્યાં છોડી દેવી. નામદાર એજન્ટ સાહેબ, મેનેજર સાહેબ અને બીજા અમલદારોને ભાઇ સમાન ગણવા. સાજેમાંદે તન મન ધનથી તેમની સેવા કરવી; પરંતુ વેઠ કરવી નહિ, તેમજ પોતાની હદમાં કોઇને શિકાર કરવા દેવો નહિ. તેમ કરતાં ખપી જવું પડે તો તેમ કરવા સુદ્ધાંત તૈયાર રહેવું.” લોકોએ આ આજ્ઞા પાળવા કબૂલાત આપી અને દરબારશ્રી સાંકળી જવા નીકળ્યા.

તાલુકાના વહીવટ માટે સરકાર તરફથી મેનેજરની નિમણુંક થઈ ચુકી હતી. પરંતુ હજી સુધી ઢસામાં આવવાની તેની હિમ્મત ચાલી ન હતી. સાંકળીના લોકો જરા મોળા હતા, એટલે ત્યાંની નિશાળના મકાનમાં મેનેજરે પોતાનો મુકામ રાખ્યો હતો. દરબાર સાહેબે મેનેજરને પત્ર લખ્યો હતો કે દરબારગઢમાં પોતે અને પોતાનાં પત્ની રહેવાનાં હોવાથી સ્ટેટનાં ઢોર વગેરે માટે બીજે સ્થળે બંદોબસ્ત કરવો. મેનેજરે તેમ કરવા કબૂલાત આપી હતી; પરંતુ દરબાર સાંકળી આવવા ની-

કર્યા એ જાણતા છતાં દરબારગઢને તાળાં મારી મેનેજર સાહેબ પરગામ ચાલ્યા ગયા. બિચારા ગામલોકો મુંઝાયા અને દરબારશ્રીને ઉતારવાને ગામમાં ગોઠવણ કરી. પરંતુ દરબાર સાહેબે દરબારગઢ મુકીને બીજે સ્થળે મુકામ કરવાની ના પાડી અને દરબારગઢનાં તાળાં તોડી અંદર પેઠા. ત્યાર પછી ખબર પડી કે દરબાર સાહેબને દરબારગઢમાં પેસવા ન દેવાનો પોલિસ પટેલને હુકમ હતો. ફોજદાર સાહેબ પણ આવી પહોંચ્યા. તેમણે એવો હુકમ હોવાનું જણાવ્યું. દરબાર સાહેબે લેખીત હુકમ અથવા તો લેખી હુકમ હોય તેની નકલ માગી, પણ તે મળી નહિ. દરબારશ્રીએ નિશ્ચિંત ગઢમાં મુકામ કર્યો. ત્યારપછી સભા થઈ અને ગામલોકોને ઢસાના જેવોજ બોધ આપ્યો.

ઢસામાં જપ્તી વહીવટ શરૂ થયા પછી લગભગ દોઢ માસે નવા નીમાયેલ મેનેજર સાહેબે થાણદાર સાથે તા. ૩૦-૮-૨૨ ના રોજ હાજર થઇ જપ્તીમાં લીધેલો સામાન તપાસી લીધો. દરબારગઢમાંના સૌ. ભક્તિદેવીના રહેવાના ઓરડા ઉપર પણ થાણદાર સાહેબની દૃષ્ટિ ચોંટી અને તેનો કબજો લેવા ચાવીઓ માગી. પરંતુ તે ન મળવાથી લુહારને તાળું તોડવા બોલાવ્યો. સ્વામીભક્ત લુહાર કેમ આવી શકે ? આખરે સાહેબ પણ સમજ્યા અને વાત માંડી વળાઇ.

એ પછી દશેરાનો દિવસ દરબારશ્રીના ગાદીનશીનનો દિવસ હોવાથી તે દિવસે ઢસાના લોકોએ દરબારશ્રીની છબી મોખરે રાખીને સરઘસ કાઢયું. જે દરબારગઢનો કબજો થાણદાર લેવા માગતો હતો તેજ ગઢમાં દરબારશ્રી હંમેશાં જ્યાં બેસતા ત્યાં તેમની છબીની પધરામણી કરી, ભક્તિભાવથી ફુલહાર ચઢાવ્યા અને ભજન કીર્તન કરી ગઢને તાળાં મારી પોતાની સીલ લગાવી. એજ પ્રમાણેની વિધિ બેસતા વર્ષના દિવસે પણ થઇ.

મેનેજર સાહેબ મુસદ્દી છે. તેમણે ગામના આગેવાનને મેળવી લેવા પ્રયત્ન કર્યો. સાંકળીથી ઢસા ગયા, ત્યારે ખોડા શેઠને ભેટવા મેનેજર સાહેબે હાથ લંબાવ્યા. ખોડા શેઠ મેનેજરનો ભેદ પામી ગયા હતા એટલે દૂર ખસીને બોલ્યા, આપણે કયા દિવસનો સંબંધ જે ભેટીએ? દરબારશ્રીના તાલુકા ઉપર બેસાડવામાં આવેલી જપ્તીના વિરોધ તરીકે કલ્યાણજી નામના ઢસાના એક ગરીબ યુવક એજન્સીના કેળવણી ખાતામાં નોકર હતા તેણે સ્પષ્ટ કારણો લખીને પોતાની નોકરીનું રાજીનામું આપ્યું. હાલ એ ભાઈ ઢસાની રાષ્ટ્રીયશાળા ચલાવે છે. તેમજ વઢવાણની કાઠીયાવાડ રાજકીય પરિષદ્ વખતે દરબારશ્રીના દર્શને જતાં મેનેજરે અટકાવવાથી સાંકળીના જામભાઇ નામના પોલિસે પણ રાજીનામું આપ્યું અને પોતાના હૃદયદરબારનાં દર્શન કરવા ચાલી નીકળ્યો.

ડીસેમ્બર મહીનામાં વળી લાખાપાદરના થાણદાર પુણ્યધામ ઢસામાં પધાર્યા અને દરબારશ્રીના કામદાર પાસે ગઢની ચાવીઓ માગી. તેઓ બોલ્યા, કે "પ્રાંત સાહેબનો હુકમ છે કે દરબારગઢનો સામાન જપ્તી વહીવટદારને સોંપી દેવો." કામદારે દરબારશ્રીની પરવાનગી વિના ચાવી આપવા ના પાડી. હુકમ છુટ્યો કે લુહારને બોલાવો. પરંતુ લુહાર કે સુતાર શેના આવે? ધણી ગયો પણ ધણીનું ધાન હજી રૈયતના દાંતમાં છે અને ધણીનો પ્રેમ હજી ઉભરાતો છે. આખરે હવાલદારને હાથે તાળાં તોડાયાં. સામાન જપ્તી વહીવટદારને સોંપાયો.

આ બનાવો સત્તાવિહોણા દરબારના પ્રેમની કેટલી સત્તા પોતાની રૈયતના ઉપર પ્રવર્તે છે તેની સાબીતીરૂપ છે.

એ ઓછાબોલા પણ ભાવભર્યા ખેડુતો સુરત, ભરૂચ, આણંદ અને ઠેઠ ગયા સુધી છાયા સમા પોતાના દરબારની પાછળ

પાછળ કાચા સુતરને તાંતણે બંધાઇને ખેંચાયા જાય છે. દરબાર પણ પોતાના શ્રીમંત અને વિદ્વાન મિત્રોના કરતાં યે પોતાના આ વફાદર ખેડુતોના મંડળમાં બેસવાનું વધારે પસંદ કરે છે. એમની રહેવાની અને જમવાની ગોઠવણ કર્યા પછીજ પોતે જમે છે. આજે દરબાર સાવ ફકીર થઈ ગયા છે અને વાંચનારના મનમાં એમનાં વસોનાં વતનવાડી અને મીલકતને વિષે મોટા મોટા ખ્યાલો હશે તે દૂર કરવા કેવળ એટલુંજ જણાવવાની જરૂર છે કે દરબારના ઉદાર અને પરોપકારી હાથે કશો પણ ધનસંચય કરી જાણ્યો નથી. એમને વારસાની સાથે મળેલા કેટલાક હજારના દેવામાં એમની પ્રજાહિતતત્પરતા, સખાવતી સ્વભાવ અને વિશ્વાસુપણાથી ઘટાડો થઇ શક્યો નથી. એમણે ધાર્યું હોત તો એ દેવું પોતાના તાલુકાના ચોપડે ચઢાવી શકયા હોત. પરંતુ તાલુકાની રૈયતને માથે એ બોજો નાખવા કરતાં એની સઘળી જોખમદારી અંગતજ રાખી છે; અને તાલુકો આજે ઋણરહિત છે. વળી જપ્તી પછી પોતાના, રાણી સાહેબના કે પાટવી કુંવરના ખર્ચ પેટે સરકાર પાસેથી કશી પણ મદદ સ્વીકારતા નથી. એટલે સામટે મેળે આજે એમની સ્થિતિ મહાસભાના એક અદના સ્વયંસેવકની સ્થિતિ સાથે જાણે સ્પર્ધા કરે એવી છે! ભગવાન બુદ્ધના શિષ્ય અનાથપિંડદના ભિક્ષાપાત્રમાં પોતાનું એકનું એક ફાટયું તુટયું વસ્ત્ર ઉતારી આપનાર એક ગરીબ બાઇનું દાન શ્રીમંતો અને રાજાનાં સુવર્ણ અને રત્નોનાં છૂટે હાથે થયેલાં દાન કરતાં યે શ્રેષ્ઠ મનાયું તેમ ગોપાળદાસનો ત્યાગ આંકડાની ગણત્રીથી નહિ પણ સર્વસ્વ ત્યાગની દૃષ્ટિએ શ્રેષ્ઠ મનાયો અને વિશેષ આદરને પાત્ર થયો. આમ ફકીર થવા છતાં એમના અમીરી સ્વભાવમાં અને ખાનદાનીમાં લેશ પણ ફેરફાર થયો નથી. પોતે ગમે તે સ્થળમાં કે ગમે

તેવા મહત્ત્વના કાર્યમાં હોય તે વખતે પણ એમની રૈયતની ચિંતા મનમાંથી ખસતી નથી. સેંકડો વર્ષનાં શુષ્ક રાજ્ય કરતાં આવું થોડા સમયનું પ્રેમરાજ્ય તેમની પ્રજાના હૃદયમાં અને ઇતિહાસમાં ચિરંજીવ રહેશે.

મહાત્માજીના બંદીવાસ પછી સામાન્ય રીતે આખા દેશ ઉપર નિરાશાનું મોજું ફરી વળ્યું હતું તેવા સમયમાં દરબારશ્રીએ જે નિર્ભયતા અને મહાત્માજીની પવિત્ર લડત પ્રત્યે જે અડગ શ્રદ્ધા દર્શાવી અને જે બલિદાન આપ્યું, તેની કદર સુરત, ભરૂચ, મુંબઈ, કાઠિયાવાડ વગેરે સ્થળના પુરજનોએ હજારોની સંખ્યામાં મળીને આપેલાં માનપત્રોથી થતી નથી; એ કદર તો એમના જેવો ત્યાગ અને એમના જેવી નિર્ભયતા આચરવામાંજ સમાયેલી છે. પ્રભુ ! ગુજરાતને એવી કદર કરવાની તાકાત આપો.

---

## ૨૧

## પ્રકીર્ણ.

---

ઢસાની રાસમંડળી એ એક ત્યાંની વિશેષતા છે. એ પ્રાણપ્રેરક મંડળીનો એક પ્રસંગ નોંધવા જેવો છે. રાસમાં એવા કેટલાક પ્રવેશ આવે છે કે જે સમયે રાસ રમનારાઓ રમતાં રમતાં એક બીજાને ભેટે છે, વંદન કરે છે અને પગે પણ પડે છે. આ રીતે રાસમંડળી પ્રતિષ્ઠા અને જાતિગત ભેદભાવને ભૂલવનારી સંસ્થા છે. તેમાં રાજાથી પ્રજા સુધીના અને બ્રાહ્મણથી શૂદ્ર સુધીના માણસો સમાન ભાવે વર્તાવ રાખે છે.

ચિરકાળથી ચાલતો આવેલો પ્રતિષ્ઠા અને જાતિગત ભેદ આ મંડળીમાંથી કેવી રીતે દૂર થયો તે વિષેનો પ્રસંગ નોંધીશું.

આજે એ રાસમંડળીના એક ઉત્તમમાં ઉત્તમ ખેલાડી ગણાતા દાનાભાઈ મંડળીમાં પહેલવહેલા દાખલ થવા આવ્યા; એ ભાઈ વાળંદ–હજામ હોવાથી તેમને માટે પ્રવેશદ્વાર બંધ થયાં.

શું અમે એક વાળંદને ભેટીએ, વંદીએ, પગે પડીએ? માનવજાતમાં રહેલી તે નબળાઈ–જાત્યભિમાનનું તે ભયંકર તત્ત્વ મંડળીના ખેડુત, વણિક અને બ્રાહ્મણ સભ્યોમાં પ્રકટી નીકળ્યું. અત્યાર સુધી પ્રેક્ષક તરીકે રહેલા દરબારશ્રી તરત જ ઉઠ્યા અને મંડળીમાં જોડાયા. રાસમાં મંડળીના ખેડુત વગેરે સભ્યોને નમસ્કાર કરતાં, ભેટતાં કે સલામ ભરતાં દરબારને જરાએ સંકોચ થયો નહિ. મંડળીના માણસો શરમાયા અને દાનાભાઈને તરતજ દાખલ કરવામાં આવ્યા. જે સામાજિક પ્રશ્નના ઉકેલ માટે વર્ષોનો ઉપદેશ ઓછો પડત તે પ્રશ્ન દરબારશ્રીના આચરણથી એક ક્ષણમાં ઉકલી ગયો. આમ પ્રભુ સર્વનો પિતા છે અને માનવ માત્ર તેનાં સંતાન હોવાથી સમાન છે એ સૂત્ર મંડળીના સભ્યોને સમજાયું.

*　　*　　*

ગોપાળદાસભાઇનું બાંધાદાર અને કસાયેલું ઉંચું ઘાટીલું શરીર, તેજસ્વી અને પ્રતિભાસંપન્ન વદન અને સદાય મંદ મંદ હાસ્યથી પ્રફુલ્લ રહેતી મુખમુદ્રા પ્રથમ દર્શનેજ તેમને માટે જોનારના મનમાં માન ઉત્પન્ન કરાવે છે; ગમે તેવો અજાણ્યો માણસ આગળપાછળની ઓળખાણ સિવાય તેમની સાથે વાત કરતાં થોડીજ મિનિટમાં મિત્રતા અને ગાઢ પરિચયજન્ય સરળતા અને દીલની નિખાલસતા અનુભવી શકે છે; તેઓ

પોતે છે તે કરતાં વધારે ડાહ્યા, વધારે સંયમી, વધારે બુદ્ધિશાળી કે વધારે અનુભવી દેખાવા પ્રયત્ન કરતા નથી. તેમની દોસ્તી કરવી સ્હેલ છે અને તેમના નિખાલસપણાનો લાભ લેવો પણ સુલભ છે. પોતાના દોષો જાહેર કરી દેવામાં સદા ઉતાવળા, વહેવારૂ નફાતોટાના સરવાળા બાદબાકી કરવામાં સદાના ઠંડા, અન્યાય અને અત્યાચાર સામે અડગ અને છતાં પુષ્પથી યે વધારે કોમળ હૃદય, ગમે તેવી અણધારી મુશ્કેલી કે લાગણી ઉશ્કેરાઈ જાય એવા પ્રસંગે પણ ગુસ્સો કે ક્રોધનું નામ નહિ અને એજ ગંભીર પ્રસન્ન મુખમુદ્રા. બીજા સર્વને જમાડ્યા પછી જમવું, સર્વને સુવાડ્યા પછી સૂવું, પ્રતિષ્ઠા અને પદવીનો રાહુ જેની હૃદયસરલતા અને નિરભિમાનપણાને સ્પર્શી શકતો નથી. એવા અનેક સદ્‌ગુણો અને શિષ્ટ અને સભ્ય વર્તન ગોપાળદાસના વિષે પ્રથમ દર્શને જે માન અને આદર ઉત્પન્ન થયાં હોય છે તેને દૃઢ અને સ્થાયી બનાવે છે અને તેની સાથે તેમના પ્રતિ પ્રેમ અને પૂજ્યભાવ ઉત્પન્ન કરાવે છે.

* * *

આણંદની રાજકીય પરિષદ્ વખતે સ્વયંસેવકો અને મજુરો રાત દિવસ મંડપમાં કામે વળગી રહેતા. રાત્રિના બાર વાગ્યા હોય ત્યારે પણ સ્વાગતમંડળના પ્રમુખ ગોપાળદાસ તેમની સાથે ખડે પગે ઉભેલા હોય. મોડી રાત્રે એમને શોધવા હોય તો ક્વચિત્ પરિષદ્‌મંડપમાં કંતાનના ઢગમાં ઘસઘસાટ ઉંઘતા મળી આવે, કે કાં તો આણંદ સ્વરાજ્યઆશ્રમમાં એકલી શેત્રંજી ઉપર કે એકાદ ખાદીના તાકા ઉપર હાથનું ઓસીકું કરી નિદ્રાદેવીના અંકમાં ઝુલતા માલમ પડે. આગગાડીમાં એમની સાથે મુસાફરી કરનારને અનુભવ મળે છે કે ત્રીજા વર્ગના ડબ્બામાં રાત્રિએ બીજાને સગવડ આપવાને ખાતર

ઓછામાં ઓછી જગ્યા રોકી, બેઠા બેઠા તેઓ નિશ્ચિંતે ઉંઘતા હોય! એક વખત એઓ ઢસા હતા ત્યારે ખબર મળ્યા કે મહાત્માજી પેટલાદ અને ત્યાંથી વસો જનાર છે. એટલે તરત જ પોતાના સખત બિમારી ભોગવતા નાના બાળકને સૌ. ભક્તિદેવીને સોંપી તેમની સંમતિથી મહાત્માજીનું સ્વાગત કરવા વસોમાં હાજર રહેવા ચાલી નીકળ્યા. રાત્રે બાર વાગ્યે નડીઆદ સ્ટેશને ઉતર્યા અને એક નાની વયના નોકર સાથે ચોમાસાની અંધારી રાત્રિએ બે વાગ્યે પગપાળા ૬–૭ માઇલ દૂર ચાલી વસો પહોંચ્યા. કેટલું નિશ્ચયબળ! કેટલો મહાત્માજી પ્રતિનો ભક્તિભાવ!

* * *

એમની સહનશીલતા અને ગંભીરતાનો એક પ્રસંગ નોંધી આ પ્રકરણ સમાપ્ત કરીશું. નવેમ્બર, ૧૯૨૨ માં મુંબઇ, સુરત, ભરૂચની જનતાએ એમને ઢાલ, તલવાર, રાજદંડ વગેરે ઉપર માનપત્રો આપ્યાં. એ પ્રસંગોએ એમના સ્વાગત માટે થયેલા દબદબાભર્યા દેખાવો વખતે એઓ ખૂબ સંકોચાતા અને શરમાતા. મોટા રાજામહારાજાને દુર્લભ એવાં એ માનને એમણે અંગત માન તરીકે કદી સ્વીકાર્યાં નથી. એ માન એઓ મહાત્માજીને અને આત્મશુદ્ધિની મહાન હીલચાલનેજ સમર્પતા. એ અરસામાં એમને ગળે દરદ નીકળ્યું અને ઓપરેશન કરાવવાની જરૂર પડી. ઝાડેશ્વરમાં શ્રી હરિભાઇને ત્યાં એ વખતે તેઓ હતા. પહેલું ઓપરેશન સફળ નીવડયું નહિ એટલે થોડા દિવસ પછી બીજું ઓપરેશન કરાવવાની જરૂર પડી. સાંજના છનો વખત હતો. એક પલંગ ઉપર ગોપાળદાસ સૂતા, અને પા કલાક સુધી સિવિલ સરજન સાહેબે નિરાંતે પોતાનું શસ્ત્ર ચલાવ્યું. ત્રણ ચાર ઈંચનો છેદ થયો. અને એ છેદની

આસપાસની ઇંચ ઇંચ જગ્યામાં ગાંઠ તપાસવા શસ્ત્ર ફર્યું અને ટાંકા દેવાયા ત્યાં સુધી આખો વખત ગોપાળદાસ દુઃખનો એક નિશ્વાસ મૂકયા સિવાય કે ગ્લાનિની એક કરચલી મુખ ઉપર વાળ્યા સિવાય સુઇ રહ્યા. ક્લોરોફોર્મ પણ આપવામાં આવ્યું નહોતું. ઓપરેશન પછી જ્યારે એમને પૂછવામાં આવ્યું, કે તમે કેવળ શાંત જ રહ્યા તો શું નસ્તર લાગતું ન હતું ? જવાબ મળ્યો, શાંત ન રહું તોયે ડાકટર એનું કામ પૂરૂં કર્યા વિના મૂકે એમ ન હતું, એટલે નાહક બૂમ મારવા કે મોં બગાડવા કરતાં સંયમ રાખવો જ ઉચિત હતો. આવો સિપાઇ બચ્ચાનો સંયમ દરેક સ્વરાજ્યવાદીમાં આવો !

**वंदे मातरम्**



# ખંડ ૨ જો

## ગોપાળદાસના પત્રો.

### ૧ શ્રી મોતીભાઇ અમીન ઉપરના.

(૧)

( અંગ્રેજી ઉપરથી. )

વસો, નડીઆદ થઇને,
તા. ૭ મી ડીસેમ્બર ૧૯૧૫.

વ્હાલા મોતીભાઇ સાહેબ,

ગઈ રાતે, દિવસે કરેલા નિશ્ચય પ્રમાણે શું શું કર્યું એનો હિસાબ કરતો હતો, ત્યાં એકાએક તમે લીધેલી બાધા સંબંધમાં વિચારો ઉભરાયા. એ બાધા લેવામાં તમારો હેતુ શો હશે એ સંબંધમાં મને વિચાર થયો. બાધા કરવામાં સાચી રીતે અને ન્યાયદૃષ્ટિથી તમે કયી દલીલ કરી શકો? એ સંબંધમાં બચાવમાં તમે જે દલીલ રજુ કરો તે નમાલીજ હોય. સામાન્યતઃ નીચે પ્રમાણે તમારી દલીલ હોયઃ—

[૧] બાધા કરવાથી મોટી બા વગેરે રાજી થશે અને સંતોષાશે.

[૨] સ્ત્રીઓ એમને જે વાજબી લાગે તે કરે, તેમાં આપણે આડે ન આવવું; એટલે કે સ્ત્રીસ્વાતંત્ર્ય પર તરાપ ન મારવી.

[૩] ભાણાભાઇને ડાકોર જવાનો લાભ મળશે, અને તે ત્યાં ઘણું નવું જોશે, જેથી તેના જ્ઞાનમાં ઉમેરો થશે.

[૪] જે બાધાએ બંધાયા તે કર્યેજ છુટકો વગેરે.

બાધાના વાજબીપણા સંબંધમાં તમારી આ દલીલો હોઇ શકે, પણ તે બધી લુલી છે એમ તમને નથી લાગતું ?

પ્રથમ દલીલના સંબંધમાં હું તમને એટલુંજ પૂછીશ, કે જે વાત તમારા આત્માને ખોટી અને પાપરૂપ લાગે તે કરી તમારા સંબંધીઓને રાજી કરવા તમે તત્પર છો કે કેમ ? ધારો કે તમારાં માતુશ્રીને કોઇ કહેવાતા સંત પુરૂષપર અંધશ્રદ્ધા છે. એ સંત એક જાણીતો ઠગ છે, અને તમારાં માતુશ્રી અંધશ્રદ્ધાને લીધે ભાણાભાઇને તમારી સમક્ષ તેના પગ પખાળવાનું કહે છે, તો શું માતુશ્રીને રાજી રાખવા તમે ભાણાભાઇને તેમ કરવા દેશો ? નહિ કરવા દો તો બીજી દલીલમાં જણાવ્યા પ્રમાણે તમે તમારાં માતુશ્રીની આડે આવ્યા નહીં કહેવાઓ ? એવે પ્રસંગે શું કરવું અને શું ન કરવું એ માતુશ્રીને કહેવાની તમારી ફરજ નથી ? કોઇ સ્ત્રી વિષપાન કરતી હોય એ વેળા તે સ્ત્રીની સ્વતંત્રતાની આડે આવું છું, એ ભયથી કોઇ માણસે તેને વિષ લેતાં ન વારવી અને તેને મનનું સૂઝયુંજ કરવા દેવું ? બાધા કરવી એ વિષપાન કરવા જેવું છે. બાધા મન, અંતરાત્મા અને જ્ઞાનને જડ કરે છે. વિષ શરીરને અચેતન કરે છે.

ત્રીજી દલીલને પ્રતિદલીલની જરૂર નથી. બાધા કરવા જવું છે એ બ્હાના સિવાય પણ ભાણાભાઇ જઇ શકે, અને મુસાફરીનો ફાયદો ઉઠાવી શકે. ચોથી દલીલ પાંગળી છે. તમે ખોટું અને પાપયુક્ત કર્મ કરવાનો નિશ્ચય કરો, અને જ્યારે તમને ખાત્રી થાય કે તે કર્મ ખોટું અને પાપયુક્ત છે તો શું તમારો વિચાર બદલી તેને પડતું ન મૂકો ?

મને ભય રહે છે કે હું દોઢડાહ્યો ગણાઇશ, પણ મને જે વિચાર આવ્યા તેજ મેં ચીતર્યા છે. એ બાધા વિષે મેં ઘણા

વખત ઉપર સાંભળ્યું હતું છતાં ગઇ રાતેજ એ સંબંધમાં મને વિચારો સ્ફુર્યા, અને જેવા સ્ફુર્યા તેવા તમને લખી જણાવવાનો નિશ્ચય કર્યો. સવારે વિચાર આવ્યો કે એવા દોઢડાહ્યા મારે નજ થવું અને વિચાર માંડી વાળ્યો; પણ જ્યારે જમવા ગયો ત્યારે બાએ કહ્યું:–" જો, તારા માસ્તર મોતીભાઇ તારા જેવા નાસ્તિક અને નાદાર નથી. એ બાધા કરવા ડાકોર જવાના છે તે જાણે છે ? " બાએ ઉમેર્યું:–" માણસને જુવાનીમાં ધર્મપર આસ્થા ઓછીજ હોય છે, પણ જ્યારે તે ઉમ્મરે પહોંચે છે એટલે સાનમાં આવે છે, અને પોતે આટલો વખત ધર્મવિહોણો રહ્યો તેથી પસ્તાય છે. મોતીભાઇ તારા જેવા હતા, પણ જ્યારે ઇશ્વરે તેમને ભાણાભાઈ આપ્યા એટલે તેમનામાં પણ શ્રદ્ધાના અંકુરો ફુટ્યા, અને ધાર્મિક થયા. "

તમારો દાખલો આપી તમે આ કર્યું અને તે કર્યું એમ કહી કહી પોતાનાં સગાંવ્હાલાં સાથે ઘણી માતાઓ, ભગિનીઓ અને પત્નિઓ અમુક કાર્ય કરવાનો દુરાગ્રહ કરતાં કંકાસ નહિ કરે ? ન કરે તો મોટા જે આચરે તે બીજા કરે એ કહેતી ખોટી પડે. ડાકોર જવાનો વિચાર તમે માંડી વાળી ન શકો ? બહુ તો સ્ત્રીવર્ગને જવા દ્યો. પણ તમારે તેમની સાથે જઇ પાપયુક્ત કાર્યમાં શા માટે ટેકો આપવો ? અમલદારોને કોઇ લાંચ આપે તો તમે ધિક્કારો છો, અને તમે પોતે તેમ કરો છો. અમલદારોને કોઇ લાંચ આપે તો પછી શા માટે તેને તમે તરછોડો અને નાખુશ કરો ? વળી લાંચ લેનાર પોતાની ખુશીથી લે છે. તેની સ્વતંત્રતા છીનવી લેવાનો તમને કાંઇ હક્ક ખરો ? તેને જે યોગ્ય લાગે તે કરવા દ્યોને ! તમે કહેશો કે લાંચ આપવાથી લોકો નીતિભ્રષ્ટ થાય અને અન્યાય પ્રવર્તે તેથી લાંચ એ પાપ છે. તેજ રીતે બાધા પણ પાપ છે. અમુક

કામ થશે તો અમુક બાધા ચડાવીશ એમ લોકો કહે છે, તે કામ પાર ઉતરે છે, અને લોકો અજ્ઞાનને રસ્તે દોરવાય છે. પગારદાર અમલદારો જેમ કરે છે તેમ પગારદાર પૂજારીઓને હાથે લોકો લુંટાય છે, અને જ્યારે પુરૂષો કે સ્ત્રીઓ કોઈ આફત આવે છે એટલે તેમાંથી બચવા બાધાથી બંધાય છે. આફતમાંથી બચવા તેઓ સાવચેતીનાં પગલાં લેતાં નથી, અને આ બધું ઈશ્વર [ અમલદાર ] નો અન્યાય નહિ તો બીજું શું ? આમ લાંચની જેમ બાધા એ અન્યાય અને વિનિપાત-રૂપ છે.

હું માનું છું કે તમારા વિદ્યાર્થીઓને તમારામાં અંધશ્રદ્ધા છે, અને કેટલાક તમારી બાધાનો વિચાર પોતાને અયોગ્ય લાગ્યા છતાં તમને કહેવાની હિમ્મત નહિ કરે. બીજાઓ તમારામાં તેમની અંધશ્રદ્ધાના પરિણામે એ વિચારને પાપ-રૂપ નહિ ગણે. હું પણ તમારી સાથે આટલી છુટ લેતો ન હોત તો આ સંબંધમાં લખવાને ભાગ્યેજ હિમ્મત કરત.

હું તમને મારા ગુરૂ સમાન ગણું છું, અને તે માટે મને અભિમાન છે. બાએ મને તમારો દાખલો ન આપ્યો હોત તો હું આ પત્ર પણ લખત નહિ.

મને દોઢડાહ્યામાં ગણી ન કાઢવા વિનંતિ છે. તમારે માટે મને માન છે, અને એ માનને વિવશ થઇ આ પત્ર લખ્યો છે. પ્રથમ વારજ આવી છુટ તમારી સાથે લીધી છે, તે બદલ માફી આપશો.

તમારો સાચો,

ગો. પાળદાસ અં. દેશાઈ.

---

[ ૨ ]

( અંગ્રેજી ઉપરથી )

વસો, નડીઆદ થઇને.

તા. ૧૩ મી ડીસેમ્બર, ૧૯૧૬.

વ્હાલા મોતીભાઇ સાહેબ,

મુંબઇ પ્રદેશની.............સભાનું પ્રમુખસ્થાન નાખુશ છતાં બેજે બેજે સ્વીકારવાની ફરજ પડી છે અને તે સ્વીકારી હું પોતે પસ્તાઉં છું–અંતરથી ખરેખર પસ્તાઉં છું; અને તમે પણ દિલગીર થશો. મી.............ગઇ કાલે વસો આવ્યા હતા, અને કેટલીક આનાકાની પછી તેઓ મારી પાસે સ્વીકાર કરાવવામાં ફાવી ગયા. ખેર, ગઇ વસ્તુનો શોચ કરવો નકામો છે. છતાં કદી નહિ કરેલી એવી ગંભીર ભૂલ મેં કરી છે એવું ખરેખર હું માનું છું. આમ હોવાથી ખાસ અગત્યના કામ સિવાય મારાથી વડોદરે નહિ અવાય. કદાચ તેમ કરૂં તો પ્રસંગે પાછો પડું.

હમણાં હમણાંનો મને તાવ આવતો નથી એટલું સદ્‌ભાગ્ય છે.

મારાં પત્ની સાથે મારે આણંદ જવું કે કેમ એ સંબંધમાં તમારી શી સલાહ છે? મારી સાથે તેમને લેવામાં એક અગવડ છે, જો કે તે બહુ મોટી તો નથી; અને તે મારા સૌથી નાના ચિરંજીવી સંબંધમાં છે. મારાં પત્નીએ પોતાની ખુશી બતાવી છે, અને થોડા વખતમાં હવે આપણે વડોદરે જઇએ એવો આગ્રહ મને વખતોવખત કરે છે. તેથી ના. ગવર્નરની વડોદરાની મુલાકાત પ્રસંગે મારો આવવાનો ઇરાદો છે. વડોદરામાં ગવર્નર સાહેબની પધરામણીને અવસરે સ્ત્રીઓને જોવા

લાયક થતી ક્રિયાઓમાં હાજર રહેવાય તે માટેના પાસ તમે મેળવી શકશો ?

આપનો સાચો,
ગોપાળદાસ અં. દેશાઇ.

---

( ૩ )
[ અંગ્રેજી ઉપરથી ]

વસો, નડીઆદ થઇને.
તા. ૫ મી ઓક્ટોબર ૧૯૧૮.

વ્હાલા મોતીભાઇ,

વસો સાર્વજનિક પુસ્તકાલયના દેવા પેટે રૂા. ૧૬૦૦ ને બદલે ૨૦૦૦ આપવા ખુશી છું, અને તે દરેક વર્ષે રૂ. ૫૦૦ ના ચાર હપ્તાથી હું આણીશ. અગર તમારી ઈચ્છા નાણાં વ્હેલાં ભેગાં કરી લેવાની હશે તો ચારને બદલે ત્રણ હપ્તે આપીશ.

નીચે લખેલી હકીકત ધ્યાનપૂર્વક વાંચશો. એમ ન ધારતા કે એ બધું તમારી ખુશામત અર્થે લખ્યું છે.

મારા પિતાને પુસ્તકાલયનો શોખ નહોતો. તેમણે ટીપમાં ભરવાની પણ ના પાડેલી, તેથી એમનું નામ પુસ્તકાલય સાથે ન જોડવું એમ ઇચ્છું છું. યાદ રાખશો કે મને મારા સદ્ગત પિતા માટે માન છે, અને કાયમ માટે તેમનું નામ જળવાયેલું જોવા હું તત્પર છું, પણ જે ઉપર તેમને મમતા નહોતી તેની સાથે તો નહિજ.

વસો, તેના પુસ્તકાલયના માટે તમારા શ્રમ અને ધીરજને આભારી છે. મારા પિતાનું નામ જોડવાને તમે કેમ સૂચવો છો ? હું વધારે (તમે બધા કહો છો તેમ) આપું છું તેથી?

પણ તમે આગળ પડયા ન હોત તો મેં આપ્યું હોત? આટલી બધી સંસ્થાઓ છે, કેમ મેં કોઇને કાંઇ આપ્યું નથી? ઉંડો વિચાર કરશો. તમે આશ્રિતનું નામ ઇચ્છો છો, અને શો ગજબ આગેવાનને કોરાણે મુકો છો? ખોટું ના લગાડતા, તમારાપર તોહોમત છે. હું તમને સ્વાર્થી ગણું છું. અમે બેકદર બનીએ એમ ઇચ્છો છો. તમે અમારાપર ઋણનો બોજો વધાર્યે જાઓ, અમને તે ચુકવવા દેવું નથી. પુસ્તકાલયનું ઋણ તમારા પ્રત્યેના અમારા ઋણના કરતાં વધારે ગણો છો? તમે આગેવાન છો, સંસ્થાનો ભાર ઉપાડો છો, અવિરત શ્રમથી કામ કરો છો, એટલે અમારે તમારા પ્રત્યે બેકદર બનવું?

ધારો કે આ સંસ્થાની આગેવાની કોઇ બીજાએ કરી તે પાછળ તનતોડ મહેનત કરી હોત, તો પુસ્તકાલય સાથે તમે તેનું નામ ન જોડયું હોત? મકાન બંધાતું ત્યારે નારાયણભાઇ દેખરેખ રાખતા. તમે અને સંસ્થાના સભ્યોએ નારાયણભાઇનું ઋણ પતાવ્યું. લાલાજી ભાઇલાલભાઇએ કામ કર્યું, અને તેમનું પણ પતાવ્યું. એ રીતે અમે તમારૂં કેમ ન પતાવીએ? સંસ્થા સાથે તમારો સંબંધ ન હોત તો આપ્યાં છે એટલાં નાણાં મેં ન આપ્યાં હોત. આ સંબંધમાં ગંભીર વિચાર કરશો. પુસ્તકાલય સાથે તમારૂં નામ જોડવાની મ્હને અંતરઉમેદ છે, ને જે રકમ હું હવે પછી આપવા માગું છું તે તમારા સ્મારક માટે આપીશ. મારૂં નિવેદન અફળ જશે તો હું ઉપલી રકમ નામ પાડ્યા વિના આપીશ, એટલે કે મારા પિતાનું નામ જોડવાના હેતુથી નહિ.

એક વધારે સૂચન પછી આ પત્ર પૂરો કરૂં છું. પુસ્તકાલયના જન્મદાતાનો ફોટો હોય નહિ ત્યાં સુધી હું મારો પણ મુકાવવા માગતો નથી. મારી સૂચનાનો અમલ ન થાય ત્યાં

સુધી મને તે માટે પૂછશો નહિ. મેં કરેલી સૂચનાઓ તમને રાજી કરવા માટે નથી, તેમ કોઇ બીજા હેતુથી પણ નથી. તે અંતરની છે, અને તેનો અમલ થશે તો હું મને મોટો ભાગ્યશાળી માનીશ.

વાંચશો અને વિચારશો. રખે બીજો વિચાર લાવતા.

તમારો સાચો,

ગોપાળદાસ અં. દેશાઇ.

---

[ ૪ ]

ખાનગી.

( અંગ્રેજી ઉપરથી. )

ઢસા, ચલાળા થઇને,

તા. ૧૫ મી જાન્યુઆરી ૧૯૧૯.

વ્હાલા મોતીભાઇ,

ગુપ્ત રહે તો તમને ખબર આપું છું કે મુંબઈના ના. ગવર્નરના એ. ડી. સી. તરીકે મારૂં નામ ગયું છે. આજેજ તેની ખબર પડી. હું નિમાઇશ કે કેમ તે સવાલ છે, પણ નિમાયો તો એ માનનો સ્વીકાર કરવો કે કેમ તે વિષે તમે શું ધારો છો ?

સાંકળીમાં મેં કરેલા કામથી ઝાલાવાડના પોલિટીકલ એજન્ટ સાહેબ બહુ ખુશ થયા, અને કોઈ માન મને મળે તે સ્વીકારવાને મારી ખુશી પૂછી. મેં કહ્યું:–“ મને પ્રકટમાં આવ્યા સિવાય કામ કરવું પસંદ છે, અને ઝાઝા જણની દૃષ્ટિએ ચઢવું બીલકુલ પસંદ નથી. વળી મેં જે કામ કર્યું છે તે એટલું બધું નથી કે જેથી એવા કોઈ માનને લાયક ગણાઉં.”

બાદ પોતે આગળ લખશે એમ તેમણે કહ્યું. મેં તેમ ન કરવા વિનંતિ કરી.

પણ જ્યારે તેમણે જોયું કે મને માનની ભૂખ નથી, અને તે સ્વીકારવાની ઇચ્છા નથી, એટલે તેમણે એ. ડી. સી. માટે લખ્યું, જે તેમના વિચાર પ્રમાણે માન નથી. બીજું કોઇ માન હું સ્વીકારીશ નહિ એ કારણથી તેમણે એ. ડી. સી. માટે લખ્યું છે.

કદાચ હું જો નિમાઉં તો મારે એ નિમાણુંક સ્વીકારવી કે કેમ તે વિષે તમારો ખુલ્લો અભિપ્રાય લખશો. ( હું ધારૂં છું તેમ મારા વિરોધી પોલિટિકલ એજન્ટ મી..................... હાલ સેક્રેટેરીએટના પોલિટીકલ ખાતામાં અન્ડર સેક્રેટરી હોવાથી મારી પસંદગી નહિ થાય.)

મોહનલાલ જે., બાર–એટ–લોને ત્યાં વઢવાણ કાંપના શીરનામાથી મને તાકીદે લખશો.

તમારો,

ગોપાળદાસ.

*　　　*　　　*

કવિશ્રી ન્હાનાલાલ અહીંઆ તા. ૩ જી ફેબ્રુઆરીએ આવનાર છે.

ગોપાળદાસ.

---

( ૫ )

ખાનગી.

ઢસા, તા. ૨ જી એપ્રીલ ૧૯૨૦.

વ્હાલા મોતીભાઇ સાહેબ,

તમારો પત્ર અહીંઆ મળ્યો. તે સાંકળી ગયો હતો ને ત્યાંથી અહીં આવ્યો.

જવાબમાં મારે શું લખવું તે જાણતો નથી. મારે માટે તે અતિ નાજુક સવાલ છે.

મારી ખાતર તમારે એવી કશી ચિંતા કરવી નહિ, એવી મારી અંતઃકરણપૂર્વક વિનંતિ છે. ઝીણી ઝીણી વિગતોની તમને ખબર નથી આપતો તેનું કારણ એ નથી કે હું તમારાથી કાંઈ છાનું રાખવા માગું છું; પણ તમને ચિંતાતુર ન થવા દેવા એ આશય છે. મારી પરિસ્થિતિથી તમે બીલકુલ અજ્ઞાત રહો એમ ઇચ્છું છું. મારે તમને જે ન જણાવવાની ઇચ્છા હોય તે તમારે જાણવા ખાતર મારાપર શા માટે દબાણ કરવું જોઇએ? હું ખુલ્લે ખુલ્લું કહું છું ( અને તમે તે માનશો એમ ઇચ્છું છું ) કે તમારી મારા પરની લાગવગને લીધે નાણાં ભરવાની મારી ઇચ્છા ન હોય ત્યાં કદી પણ મેં નાણાં ભર્યાં નથી. જે જે ફંડમાં મેં નાણાં ભર્યાં હશે તેમાં મેં મારી સ્વેચ્છાથીજ ભર્યાં છે. ઉલટું તમારા સંબંધમાં આવવાનું અને તમારી સૂચનાઓ મેળવવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું ન હોત તો મારી સ્થિતિ વધારે કફોડી હોત, હું વધારે ખર્ચાળ બની ગયો હોત. તમારો કાબુ મારા ઉપર ન હોત તો મેં અનર્ગળ વ્યય કર્યો હોત એવી મને પોતાને પ્રતીતિ થઈ છે. તમારે લીધે મેં માત્ર એકજ દિશામાં ખર્ચ કર્યો છે, અને તે પણ કેટલો? માત્ર સમુદ્રમાં ટીપાં જેટલો. તેથી તમારી લાગવગને

પરિણામે આ થયું અને તે થયું એ તમારા મનમાંથી કાઢી નાખવા મારી પ્રાર્થના છે.

કૃપા કરી મને મારી મુનસફીપર છોડો, અને હું તમને અચૂક ખાત્રી આપું છું કે, પાંચ વર્ષમાં, ઇશ્વરેચ્છા હશે તો, તમે જેવો મને ઘડવા માગો છો તેવો ઘડાઈ રહીશ. ગયા વર્ષથી હું કરકસર કરતો થયો છું. એક પાઇનો પણ નિરર્થક વ્યય કરીશ નહિ. માન મરતબા વગેરેના જુના વિચારો ઘર કરી બેઠા છે તેને લીધે અલબત કંઈક નિરર્થક ખર્ચ હશે, છતાં તેવો ખર્ચ હદ બહારનો નહિજ હોય. નાની નાની ખર્ચની રકમનો બોજો મારા ગામના લોકોપર પડે છે. શાળાઓ વગેરેના ચાલુ ખર્ચમાં તેઓ મને મદદ કરે એવી યોજના થઇ છે. હવે ચાલુ સાલ વિષે.

ઢસાને સૌથી સારામાં સારૂં વર્ષ નીવડયું છે. બધાએ મહેસુલ ભરી દીધું છે. કપાસના અને બીજા પાક નિષ્ફળ જવાથી સાંકળી ગામ ભાગ્યેજ વિઘોટી ભરી શકશે. રાઇના લોકો પણ આ વર્ષે બેળે બેળે દહાડા કઢે એમ છે. ગયા વર્ષના દેવા પેટે વ્યાજ બદલ પણ એક પાઈ સરખી પણ સાંકળીના ખેડુતો તેમજ સાંકળીના ગરાશીઆઓ ભરી શકે તેમ નથી.

ઢસાને વાણીઆ વગેરેનું (દરબારી) દેવું હતું, જે દોકડે પાઇ ચુકવી દીધું છે, અને વસો રૂ. ૧૨૫૦૦ મોકલી શકાશે. ચાલુ ખર્ચને પહોંચી વળવાનું હોવાથી આ વર્ષે રાઈ અને સાંકળીમાંથી ભાગ્યેજ રૂ. ૨૦૦૦ વસો જાય.

રાઇ, સાંકળી અને ઢસાને બજેટની પદ્ધતિ લાગુ પાડી છે. ઢસાનો ખર્ચ નીચે પ્રમાણે અડસટ્યો છે:—

૧૪૦૦ થાણાવરાડ, ખંડણી, પોલીસવરાડ, શીતળા, તપાસણીવરાડ, સાધારણ ફાળો, વગેરે, વગેરે.

૨૦૦ નોકરોના ખર્ચ પેટે–કામદાર, ૨ સિપાઈ, ૧ મહારાજ, ૧ પરબીઓ, ૧ હજામ, ૧ ભંગી, ૩ પેન્શનરો, રાજકોટ, જેતલસર અને લાખાપાદરના સ્ટેટ વકીલો, ૧ ઘોડેસ્વાર વગેરે.

૩૫૦ મહેમાનો (નોકરો) નો અને પોલીટીકલ એજન્ટના મુકામનો ખર્ચ.

૩૦૦૦ કેળવણીનો ખર્ચ, ગુજરાતી, અંગ્રેજી અને કન્યાશાળા, અંત્યજ રાત્રિશાળા, સ્ત્રી વર્ગો, ઇનામો, પરચુરણ ખર્ચ વગેરે.

૨૫૦ દવાઓનો ખર્ચ વગેરે.

૮૦૦ બત્તી, સમારકામ, લગ્ન અને મરણપ્રસંગે ચાંલ્લા, પરચુરણ ખર્ચ, કાગળ, પેન્સીલ, વગેરે વગેરે.

૩૦૦ ઘોડા અને બળદનો ખર્ચ.

૯૦૦ દુકાળ પ્રસંગે સીંચી મૂકવાના અનાજનો ખર્ચ.

૮૦૦ કુટુમ્બ સાથે દરબાર ગામે રહે તો છ માસની ખાધખોરાકીનો ખર્ચ.

રાઈ સાંકળીનું બજેટ હજી નક્કી કર્યું નથી. થોડા વખતમાં થશે. ખરી વાત. તમારા પૈસા અપાયા નથી. હજી પણ અપાયા નથી એ ખરેખર ભૂલ અને મૂર્ખતા બન્ને છે. અમરચંદ કામદારને ભાવ ગગડી જવાથી, પૂરેપૂરાં નાણાં મળ્યાં નથી. છતાં થોડાજ વખતમાં મળશે એની કાળજી રાખીશ. તમને અગવડમાં મૂકવા બદલ હું દીલગીર છું.

તમને આરોગ્ય ઇચ્છું છું, અને પ્રાર્થું છું કે મારા માટે કશી ચિન્તા કરશો નહિ.

હું છું,
આપનો સાચો,
ગોપાળદાસ.

મેં ધાર્યું હતું કે વસોમાં તમારી સાથે વાતચીત કરવાનો મને વખત મળશે. તમારે માટેજ હું ઘણું શોધ્યો. મને વખત મળ્યો નહિ. મેં ધાર્યું કે તમે ગાડીમાં હશો. ત્યાં પણ તમે મળ્યા નહિ. મને વિચાર આવ્યો કે મારી સાથે બોલવાની વૃત્તિ તમને નહિ હોય, અને તેથી હું મૌન રહ્યો.

આપનો પત્ર મળ્યો. આપના લખવા પ્રમાણે પૈસા મોકલી આપવાની તજવીજ થશે.

---

હસા, ચલાળા થઈને,
તા. ૧ લી જુન ૧૯૨૧.

[ ૬ ]

શ્રીમાન્ મોતીભાઈ સાહેબ,

ચી૦ સૂર્યકાન્તના સંબંધમાં શું લખું ? મને વસો ગમતું જ નથી. વસો મારે કંઈ પણ કામ નથી. કામ કાઢયું જડે તેમ પણ નથી. જડશે તોપણ ત્યાં મારાથી કંઈ પણ નહિ થઈ શકે. મારાં પત્નીને પણ એકાન્તવાસ જેવુંજ વસોમાં હોય છે. આખી હવેલીમાં અમો એકલાં શી રીતે રહી શકીએ ? કામ હોય તોપણ એકાન્તવાસ આખો દિવસ અમારે શી રીતે કાઢવો ? આવી સ્થિતિમાં અમારે કાઠિયાવાડ રહેવું પડે છે. અમારી ગેરહાજરીમાં ચિ૦ઓને ત્યાં મૂકી શકાય તેમ નથી જ. કોને ત્યાં મૂકીએ ? આપ ઘણી વખત કહો છો કે છોકરાઓની કેળવણી તરફ લક્ષ કે પ્રેમ હોય તો અગવડ વેઠી લેવી જોઇએ; પરંતુ કેવી રીતે વેઠી લઇ શકાય ? અમારા ત્યાં રહેવાથી અમો બગડીએ છીએ, અને અમે જાતે ચિ૦ઓની તમામ કલાક કાળજી રાખી શકીએ એમ પણ ધારી શકાય તેમ નથી. અમો છોકરાઓની કેળવણી અને સંસ્કાર આપવાની

બાબતમા અજ્ઞાન તેમજ બેદરકાર છીએ એટલે માત્ર નિશાળના થોડા કલાકના સંસ્કાર ઉપરજ આધાર રાખવાની ફરજ પડે છે. જ્યારે બાકીનો વખત કેવા સહવાસમાં જાય છે એનો અમને સ્હેજમાં ખ્યાલ આવી શકે છે. આવી સ્થિતિમાં તેમને ગમે તે સંસ્થામાં મોકલી દેવા એવા નિર્ણય ઉપર હું તો આવ્યો છું. ત્યાં અક્ષરજ્ઞાન કદાચ ઓછું મળશે તો હરકત નથી. સંસ્કાર વસો કરતાં વધુ વખત સારા મળી શકશે. જેમ વધુ વખત સારા સંસ્કારમાં ઉછરે તેમ વધારે સારૂં, એવા વિચારથી વસો રાખવા તે કોઇ રીતે મ્હને વાજબી લાગતું નથી. અમોથી—અમારાં કુટુંબથી દૂર હશે તેજ વાજબી છે એમ મ્હને જણાય છે. વસોની નિશાળની મને પૂરી કિમ્મત છે. તેની શિક્ષણવ્યવસ્થા અને કાળજી સંબંધી મને ઉંચો અભિપ્રાય છે અને એ બધું છતાં ચિ૦ ઓ માટે વસોની નિશાળ ઠીક નાવડશે એમ મને જણાતું નથી.

મારે પરદેશ રહેવું પડે છે તે બદલ આ બ્હાનું છે, એ ખાતર લખ્યું નથી. અલબત અમારે પરગામ વધુ વખત અમારા શ્રેયને સારૂ પણ રહેવું જોઇએ એવો મારો મજબુત મત છે, અને તે મત છેલ્લાં થોડાં વર્ષના અનુભવ ઉપરથી બંધાયેલ હોવાથી ખોટો નથી એમ મને જણાય છે. અમારી ગેરહાજરીમાં ચિ૦ઓને ત્યાં કોઈ રીતે રાખી શકાય તેમ નથી. અભણ રહે, તે હું અમારી ગેરહાજરીમાં વસો રહે તેના કરતાં સારૂં ગણું છું. આ કારણે ચિ૦ સૂર્યકાન્તને ભાવનગર મૂકવા વિચાર કર્યો છે. આવતી પાંચમી તારીખની અંદર પહોંચાડવા જનાર છું. નવીનચંદ્ર સાંકળી અંબાલાલ માસ્તર પાસે રહેશે, કારણ તેમના માટે ભાવનગર વર્ગો નથી. તેમની પણ બીજે વ્યવસ્થા કરવી પડશે. આપ કુશળ હશો. આપણી જ સંસ્થા

હોવા છતાં બીજે ગોઠવણ કરવી પડે છે તે બદલ હું ખરેખર દીલગીર છું. એમ લખવામાં ફક્ત મારી લાગણી જ બતાવું છું. આપની ખુશામત સારૂ લખેલ નથી. એજ.

લી. સ્નેહાધીન,
ગોપાળદાસ.

---

[ ૭ ]

રાંકળી, વઢવાણ શહેર થઈ, બુધવાર.

પૂજ્ય શ્રી મોતીભાઇ,

આપનો પત્ર મળ્યો. હું એ ; જાણતો હતો કે આપે મારા વતી ચિ૦ સૂર્યકાન્તના શિક્ષણ વગેરે બાબતોમાં તથા પરચુરણ બાબતોમાં રૂપીઆ આપેલ છે. તેથી જરૂર હજાર ઉપરાંત માગતા હશો. વળી હજારનું વ્યાજ આપવું પણ બાકી છે. તેથી બીજી હુંડી થોડા દિવસમાં મોકલીશ એમ જણાવેલ, પરંતુ આપના કાગળથી સ્પષ્ટ થતાં હવે મોકલવાનો વિચાર માંડી વાળ્યો છે મને તેથી જરા સ્હેજ વધુ સગવડ મળી છે.

સરવાયું મળ્યું. તે વાંચતાં પણ હિસાબી બાબતમાં મારૂં મગજ ચાલતું નહિ હોવાથી હું તે સમજી શકયો નથી. સાધારણ રીતે સ્હેજ ખ્યાલ આવી શકે છે.

આપના છેલ્લા કાગળનો જવાબ હું શું લખું ? મારા માટે આપને હંમેશ ચિન્તા કરવાની હોય છેજ. મારા ઉપર આપના થયેલા અનહદ ઉપકારોનો, આપનાજ પ્રયાસથી મને મળેલા સુસંસ્કારો હોવા છતાં, બદલો હું કોઇ રીતે વાળી શકતો નથી. ઉલટું વધુ અને વધુ ચિન્તામાં આપને મૂકતો હોઉં એમ મને જણાય છે. ખરેખર, આપની ધારણાઓ ફળીભૂત કરવા, આપનું કાર્ય ઉપાડી લેવા હું અસમર્થ નીવડ્યો છું. એ બદલ પર-

માત્મા પણ મને શી રીતે માફી આપશે એ મને સમજાતું નથી. આપના કાગળના જવાબમાં લખવાનું એટલુંજ કે હજી હું છેવટના નિર્ણય ઉપર આવેલ નથી. મારા તરફથી આપે જરા પણ ચિન્તા નહિ રાખવી એવી મારી વિનતિ છે. રાજકીય રીતે પણ મને જરા પણ નુકસાન થવા સંભવ નથી. મારા લોકોને રઝળતા મૂકી-બીજાની દયા ઉપર છોડીને હું નહિ જ જાઉં.

મારા રાજકીય વિચારો સંબંધી પોલીટીકલ એજન્ટ સાથે વાતચીત રૂબરૂમાં થઈ ગયેલ છે. મારો શુદ્ધ સ્વદેશી પહેરવેશ તેમણે જોયેલ છે. ઢસા ગામમાં ખાદીની ટોપીની સંખ્યા તે ગણી શકયા છે. નિશાળોમાં રાજકીય વાતાવરણ તેની દૃષ્ટિ બહાર ગયું નથી. થાણદારને સલામ નહિ કરવાનો ઢસા ગામના લોકોનો અડગ નિશ્ચય તેમની જાણ બહાર રહ્યો નથી. કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌માં મારી હાજરી, રાષ્ટ્રીય મહાસભામાં સભાસદ તરીકેનું મારૂં નામ, વઢવાણ કાંપની મહાત્માજીની પધરામણી વખતની મારી રહેણીકરણી, હીલચાલ વગેરે પ્રાન્ત ઓફીસરની અણજાણમાં નથી, અને તેમ છતાં આપને ખાત્રી આપું છું કે મને, મારા ગામ લોકને તેમજ ચિ૦ઓના હકકને તલભાર પણ નુકસાન વેઠવાનો પ્રસંગ સ્વપ્ને પણ નહિ જ આવે. આ બાબતમાં આપના વિચારો મારાથી ભિન્ન હોવાથી માની શકાશે નહિ; પણ મને જે ખાત્રીપૂર્વક જણાયું છે તથા હું જે અંતઃકરણથી માનું છું, તેજ લખ્યું છે. આ બાબતમાં બીજી રીતે તો હું આપની ખાત્રી કેવી રીતે કરી શકું ? મારા માટે બિલકુલ નિશ્ચિન્ત રહેશો. મને નુકસાન થનાર નથી અને કદાચ થશે તો ડરવા કારણ નથી; કારણ આત્મિક દૃષ્ટિએ હું ઉંચે જઇશ. આ બાબતમાં આપને હું આગળ ઉપર સ્પષ્ટતાથી

લખીશ અને મારો છેવટનો નિશ્ચય પણ જણાવીશ. જણાવ્યા સિવાય હું અમલમાં કંઈપણ મૂકીશ નહિ એની ખાત્રી આપું છું, એજ.

લી૦ સ્નેહાધીન,
ગોપાળદાસ.

ચિ૦ સૂર્યકાન્તને ભાવનગર ગમતું નહિ હોવાથી બોલાવી લીધા છે અને હાલ મારી પાસે અહીં છે. આપનો છેલ્લો ખાનગી કાગળ વાંચી ફાડી નાખ્યો છે. કાગળ ઉતાવળથી લખાયો છે.

---

( ૮ )

આણંદ, મિતિ ચૈત્ર વદ ૪, શનિવાર,
સંવત ૧૯૭૮.

પૂજ્યશ્રી મોતીભાઈ,

આપનો પત્ર મળ્યો. ઉતારા સંબંધી વસો માણેકલાલને સગવડે લખીશ. એવી બાબતમાં પણ આપને લખવું પડયું એ જણાવે છે કે ઉતારો મળશે કે કેમ તેની શંકા થએલ હોવી જોઇએ. કોઇને પણ વાસ્તે, સહકારી કે અસહકારી માટે તે ખુલ્લો છે. એમાં કોઇ પણ વખતે શંકા રાખવા કારણ નથી. હું તે વખતે હાજર રહીશ કે કેમ તે અત્યારથી કહી શકું તેમ નથી. એ વખત હું એવું તો જરૂર ઇચ્છું કે બને ત્યાં સુધી હાજર રહેવું જોઇએ. વધુ નહીં તો થોડો વખત પણ હાજર રહેવા બનતો પ્રયત્ન તો જરૂર કરીશ.

આણંદ મુકામે ગુ. રા. પરિષદ્ તા. ૨૫–૨૬ મેના દિવસોએ ભરવા નક્કી થયું છે. તે વખતે ઘણા પાટીદારો હાજર રહેશે. માનવંતા પટેલભાઇઓને ઘણો વિચાર કર્યા પછી માન-

પત્ર નો આપવુંજ એમ ઠર્યું છે. આપણાં છ કે બાર ગામના પાટીદારો મોટી સંખ્યામાં હાજર હોવાનો સંભવ છે. આ તકનો લાભ લઇ જ્ઞાતિમાં ચાલતી અનિષ્ટ રૂઢિઓ સંબંધી વિચાર કરી છેવટના નિકાલ ઉપર આવવાનો નિર્ણય કરી લેવાને ઠીક લાગે છે. ચાલુ સાલમાં પ્રવર્તી રહેલા જુલમો સંબંધી સાંભળ્યા પછી હવે કાંઈ પણ ના કરીએ તો આપણી કેળવણી વગોવાય. આપ તે બાબતમાં ધારો તો ઘણું કરી શકો તેમ છો. મારો મત તો એવો છે કે જ્ઞાતિમા સાધારણ રીતે તમામને બંધબેસતા આવે તેવા નિયમો કરી તે નિયમો સ્વીકારવા પ્રતિજ્ઞા લે તેવા માણસોનું જૂથ કરવું. તેમ કર્યા સિવાય આપણી કોમમાં અન્ય રીતે સુધારો થઇ શકે તેમ નથીજ. કુળવાન અને આબરૂદાર ગણાવા માગતા લોકો કદાચ આપણને સંમત નહીં થાય, ગામેગામ ઘરેઘર તડ કદાચ પડી જશે. શરૂઆતમાં ઘણીજ મુશ્કેલીઓ, ટીકાઓ, નિન્દાઓ સહન કરવી પડશે; પણ તે બધું કર્યા સિવાય મને તો બીજો રસ્તો જણાતોજ નથી. તડથી કે નિન્દાથી ડરી બેસી રહેવાનો હવે વખત નથી રહ્યો. વિલંબ કરી અમુક મુદત માટે મુલતવી રાખવાનો પણ હવે અવકાશ નથી. હવે જો આપણે કંઇજ નહિ કરીએ તો આપણે જે કાંઇ સમજી શકીએ છીએ–તેને શિર બધું પાપ રહેશે. દુધપીતીની સંખ્યા વધતી જશે, ખુન વધશે, કદાચ એક ઉપર બીજી આપવાનો કુરિવાજ પણ દાખલ થઈ જશે. હમણાં થોડાં વર્ષોથી સીની કીંમત વધી છે, તે પણ ઘટશે. આ બાબતમાં મને તો એકજ રસ્તો સૂઝે છે કે કોઇ પણ જાતની શરત વગર–પરઠણ દાગીના લુગડાં માલ વગેરે કંઇજ નહિ, ફક્ત કંકુને ચાંદલે કન્યા લેવાની પ્રતિજ્ઞાઓ લેવા વાળાઓનું જૂથ નોખું પાડી દેવું. અત્યારે સમય છે. ઘણા જણ

જોડાવાનો સંભવ છે. ઘણા જણ સમજાવાથી જોડાશે, અને ન જોડાય તોપણ શું? આ બાબતનો પૂર્ણ વિચાર કરી પાટીદાર કોમના ભલાની ખાતર પરિષદ્‌ના દિવસોમાં જો કંઇપણ કરવાનું આપ બીડું ઝડપો તો બહુ અઘરૂં કે મુશ્કેલીવાળું નથી. હવે વિલંબ કરવો શોભતો નથી. આપ કુશળ હશો. કામકાજ જણાવશો.

લી૦ સ્નેહાધીન,
ગોપાળદાસના સ્નેહવંદન.

---

## ૨. શ્રી. ગિરિજાશંકર ભગવાનજી બધેકા (દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન–ભાવનગર) ઉપરના પત્રો.

---

[૧]

શ્રીમાન્ ગિરિજાશંકરભાઈ,

આપનો પત્ર મળ્યો. હું અવશ્ય આપની સંસ્થાનાં દર્શન કરવા આવીશ. વસોની સંસ્થાને મેં આર્થિક મદદ આપી એટલે હું બાળકેળવણીનો પિતા થઇ શકતો નથી. તે બાબતમાં તો ખરૂં જ્ઞાન હોવું જોઇએ છે. એટલે મારા ત્યાં આવવાથી કાંઇ સૂચના આપી શકું તેમ તો છેજ નહિ. મને થોડું જ્ઞાન પણ નથી; છતાં આપના જેવા સહૃદયી મિત્રની સંસ્થા જોવી એટલાજ કારણસર આવી જઈશ.

મી..................ના સંબંધમાં હું પણ લખનાર હતો. પણ પૂજ્યશ્રી મોતીભાઇથી સાંભળ્યું કે તેમણે આપને લખ્યું છે એટલે મેં લખ્યું નહિ. તે શરૂઆત માટે ઘણા સારા છે, આપના જેવા માણસ નીચે કામ કરવાનું હોય એટલે શરૂઆત માટે અયોગ્ય ન ગણાય; પણ તેને ચાલુ રાખવા એ તો ભયં-

કર પરિણામ લાવવા જેવું થશે. જેનામાં કેરેક્ટર ( ચારિત્ર્ય ) ન હોય, દુનિયાની આંખે સારા દેખાવાનો ડોળ રાખવા સારૂ બાળકોને ગમે તે પ્રિન્સિપલના ભોગ પણ શીખવે, વિદ્યાર્થી-આગળ નહીં બોલવા જેવી ગંદી અને મેલી વાતો બોલવી એટલુંજ નહિ પણ કદાચ અમલમાં મૂકેલી જોવા પણ તૈયાર થવા હરકત નહિ એવા શિક્ષકને તો શરૂઆત માટે યે સારો હોય તોપણ રાખવો દુરસ્ત નથી................નિશાળે તેમનાથી ખ્યાતિ પણ મેળવી હતી અને તેમનાથી................ ગામમાં થોડા વખત અગાઉ અપ્રિય થઇ પડી હતી અને તેને પરિણામે ગામમદદ અને સંખ્યા ઘટી ગઇ હતી. મહાપ્રયાસે હજી સુધી અગાઉની સંખ્યા અમો કરી શકતા નથી. પૂજ્યશ્રીને મ્હેં કહ્યું હતું કે જરા દબાણથી લખ્યું હતે તો સારૂં. તેના જવાબમાં તમણે મને જણાવ્યું હતું કે આપણે તો ફક્ત જણાવવાની ફરજ તે પ્રમાણે જણાવ્યું છે. માત્ર એટલુંજ કે અજાણપણામાં આપને રહેવા દેવા જોઇએ નહિ. મને આપનો અનુભવ હતો. આપની કસોટી કેવા પ્રકારની હોય છે તે પણ હું જાણી શકું છું. એટલે આપને અજાણપણામાં નહિ રાખવા પૂરતુંજ શ્રીમાન્ મોતીભાઇએ આપને જણાવ્યું છે. તેથી એ સંબંધમાં આપ વધુ કાળજી રાખી કામ લેશો અને આપની કસોટીમાંથી પસાર નહિ થઈ જાય તો દૂર થશે એમ ખાત્રી હોવાથી મારે તે વિષે બહુ લખવાની જરૂર મેં ધારેલી નહિ. છતાં આપના પત્રથી મારો જવાબ આપવાની જવાબદારી હોવાથી મેં લખ્યું છે.

આપ સૌ કુશળ હશો. અત્રે સર્વ કુશળ છે.

લી૦
ગોપાળદાસ.

[ ૨ ]

શ્રીમાન્ ગિરિજાશંકરભાઇ,

આપનો કૃપાપત્ર મળ્યો. આનંદ થયો. દીલગીર છું કે સૂર્યકાન્ત તેમજ ચિ. ચત્રભુજ બન્નેને ત્યાં ગોઠયું નહિ.

આપનો એક મહત્ત્વના વિષય ઉપર અભિપ્રાય જાણવા માગું છું. વેળાસર લખી જણાવશો. હું તથા રા............... ભાઇ આશ્રમમાં સેવાભાવ કેળવવા જવા ધારીએ છીએ. અમો લગભગ તૈયાર છીએ. સ્વર્ગસ્થ લોકમાન્યની સંવત્સરીના દિવસે અગર તો લકનૌમાં મળનારી ઓલ ઇન્ડીઆ કોન્ગ્રેસકમિટિના નિર્ણયમાં સ્વયંસેવકોની માગણી થાય તો તે માગણી સ્વીકારીને જવાનો દિવસ નક્કી કરવા ધાર્યું છે.

હું તાલુકદાર હોવાથી મારાં સંબંધીઓ સ્નેહીઓ ગભરાય છે. મારો પોતાનો દૃઢ નિશ્ચય છે કે ગમે તે ભોગે જવું- પરિણામ કલ્પ્યા સિવાય આંધળીયાં કરીને એકાએક વિચાર કર્યો નથી. બધી રીતે વિચારતાં પણ મને મારા નિશ્ચયથી ચલિત થવા મારો આત્મા કહેતો નથી.

મારા સ્નેહીસમૂહના વિચારથી પણ મને હરકત જણાતી નથી; કારણ કે સ્વરાજ્ય જાન્યુઆરીમાં આવીજ જવાનું, એટલે કદાચ મારો તાલુકો ગુમાવવો પડશે તો પણ અમુક માસ સુધીજ. ત્યાર પછી મારા સ્નેહીઓના વિચારથી તાલુકો ભોગવવા વિચાર થશે કે જે સ્વરાજ્ય મળ્યા પછી કોઇપણ તાલુકદારને માટે અસંભવિત છે, તો તેમ કરવામાં અડચણ આવશે નહિ. સ્વરાજ્ય નહિ મળે તો તાલુકો ભોગવવાનો વિચાર કરી ગુલામીમાં સડવું, અપમાન સહન કરવું તે કરતાં બહેતર છે કે તાલુકો ગુમાવવો.

અત્યારે ઘણુ ભાગે હું મહાસભાના ઠરાવને અમલમાં મૂકવાનો પ્રયત્ન કરી રહ્યો છું. તે ખાતે ઓફીસરો શાંત બેસી રહે એ મને જણાતું નથી, એટલે હું અહીં રહું તો વહેલો મોડો તાલુકો જપ્તીમાં તો જવાનોજ; જ્યારે હું આશ્રમમાં જઇને રહું તો જપ્તીમાં લાવતાં પહેલાં અમલદારોને ઘણો વિચાર કરવો પડશે, કારણ બીકને હું વેગળી કરૂં છું. વળી મારા જવાથી લોકસમૂહ ઉપર અસર થશે તે જુદીજ.

હું અને ..................ભાઇ જઇએ તો..................એ બીજેજ મહીને આવવા વચન આપ્યું છે, અને...............પણ જોડાવા સંભવ છે. હું જવાનો વિચાર છોડી દઉં તો...........
........ભાઈ અને ઘણે ભાગે..................એ ત્રણે જણા જતા અટકે છે. તો તેટલું પાપ મારા શિરે આવે છે. વળી મારે મન તો જવું તેનો કાંઈ અર્થજ નથી. અમે કાંઇ દુનિયા છોડતા નથી, વ્યવહાર છોડતા નથી. હું ફક્ત તાલુકદારીજ છોડું છું, કે જેને લીધે મારે બંધન અને ગુલામી સ્વીકારી લઈ અધોગતિએ ઉતરવું પડે છે.

મારાં પત્ની મને સંમત થશે એમ મને ખાત્રી છે. તેમનો અભિપ્રાય હજી મેં પૂછ્યો નથી. પણ હું તેમને સારી રીતે ઓળખું છું, અને તે આધારે વિશ્વાસ છે કે તે મને રજા આપશે.

જવાબ વેળાસર આપશો. આપનો અભિપ્રાય મેળવવો મને મહત્ત્વનો જણાયાથીજ આપને પૂછું છું.

તા. ૭ મી જુલાઈ સને ૧૯૨૧.

લી૦

ગોપાળદાસ.

---

[ ૩ ]

ભાઇશ્રી ગિજુભાઇ,

આપને પત્ર લખ્યાવેળા ઢસા સારૂ એક માણસ માટે લખ્યું હતું. તો આપ જરૂરથી એક માણસ ઢસા સારૂ ઢસાને લાયક મોકલશો. ઢસા તૈયાર થયેલ ગામ છે. હાલના જમાનામાં ઘણું આગળ વધેલ ગામ છે તેને પાછું પાડે નહિ અને તેનો ઉત્સાહ વધારે એવા અને વ્યવહારૂ અને કાયદાબાજ માણસની જરૂર છે. હું અહીં ચિ૦ સૂર્યકાન્તને મંદવાડ થવાથી આવ્યો છું. હવે આરામ છે. આવતી કાલે હું વસો જાઉં છું. જવાબ વસો આપશો. ચિ. સૂર્યકાન્ત અને મારાં પત્ની સોમવાર સોરાં આવશે. ચિ. ને વધુ આરામ મળ્યા પછી આવશે. હું કાલેજ જાઉં છું.

જરૂરથી એક માણસ વેળાસર મોકલવાની તજવીજ કરશો. ચિન્તા આપનેજ સુપ્રત કરૂં છું. એજ. કામકાજ લખશો.

કારતક વદ ૧, ૧૯૭૮, ગુરૂવાર.

લી૦
ગોપાળદાસ.

---

[ ૪ ]

મહા વદી ૯, સોમવાર.

ભાઇશ્રી ગિજુભાઈ,

આપનો ઉત્સાહપ્રેરક પત્ર મળ્યો. આપ જેવા સ્નેહીઓના આશીવાદ અને પ્રેમથીજ હું મારૂં કાર્ય કરી શકું છું. મેં મારી ફરજ જે કરવા કહેલી તેજ કર્યે ગયો છું. આપના જેવા સ્નેહીઓના સત્સંગથીજ હું આ કાર્યમાં પ્રેરાયો છું, અને મને ખાત્રી છે કે તેજ સત્સંગ અને આશીર્વાદ મને વધુ ઉત્તેજીત અને ભોગ આપવા ઉત્સુક બનાવશે.

.................ભાઇને કંઇક લખશો ? તે મને નિરૂત્સાહી બનાવવાને ખુબ યત્ન કરે છે. તેમના છેલ્લા કાગળે તો અવધી કરી છે, તેમની સાથેનો સંબંધ તોડવાજ લલચાઇએ તેવો કાગળ છે. સરકારની માફી માગીને પણ આ ચળવળમાંથી ખસી જવા જણાવે છે. આવી પ્રકૃતિના તે હશે એમ મેં અગાઉથી જાણ્યું હોત તો જરૂર તેમની સાથે સંબંધ જોડતાં બદલ ખુબ વિચાર કરત. સંબંધ જોડવા બદલ હવે તો શરમ આવે છે. છતાં તેમની દયા ખાઇ તે સુધરે તે માટે પ્રાર્થના કરૂં છું.

હમણા તો આરામ લેવા બે ત્રણ રોજથી અહીં આવ્યો છું. અને હજી ચાર પાંચ દિવસ અહીંજ રહેવા વિચાર છે. મને પૂરતા આરામની જરૂર છે. રાત્રે તાવ આવે છે, અને ઉધરસ અને સળેખમ સખ્ત છે. પૂરતો આરામ મળ્યાથી ઠીક થશે. જો કે આ આરામ તો આરામ નથી. ખરો આરામ તો જેલમાંજ મળશે. મારી હરેક કમાઇનું ખાવાનું પૂરા સંતોષ અને આનંદથી ત્યારેજ મળશે. અત્યારે તો બીજાની કમાઇનું ખાઉં છું. અને તેથી પૂરો આરામ નથી મળી શકતો. ખરા પરસેવાનો ખોરાક નહિ હોવાથી પચાવવામાં પણ મુશ્કેલી નડે છે.

આપના તરફના અભિનંદન બદલ ઉપકાર. હજી તે અભિનંદન અધુરૂં જ છે; કારણ જપ્ત કર્યાની હકીકત રીતસર મને મળી નથી. સરકાર તરફથી તેમજ મારાં ગામોનાં મારાં માણસો તરફથી પણ આજની ટપાલ સુધી ખબર નથી મળ્યા. જ્યારે તેવા ખબર રીતસર મળે ત્યારે ફરી એક વાર કાગળ, શાહી અને વખત બગાડી અધુરૂં રહેલું અભિનંદન પૂરૂં કરશો.

સ્નેહાધીન,

ગોપાળદાસ.

(૫)

ભાઇશ્રી ગિજુભાઈ,

આપ કુશળ હશો. હું અહીં તેરશના દિવસે આવ્યો છું. ચિ૦ સૂર્યકાન્તને અતિશય તાવ આવવાથી જાઉં છું. ત્યાંથી ચિ૦ ને આરામ થયેથી વસો જઈશ.

આપને એક બીના જણાવવાની છે. મહાત્માજી સત્યાગ્રહ શરૂ કરે ત્યારે તેમાં જોડાવા કેટલા તૈયાર છે તે જાણવા સારૂ ખેડા જીલ્લાસમિતિના પ્રમુખ તરફથી પ્રતિજ્ઞાપત્રો ઉપર સહીઓ લેવામાં આવશે. ખરાબમાં ખરાબ પરિણામ કલ્પીને કોઈ પણ રીતનો ભોગ આપવાની તૈયારીવાળાએ સહીઓ કરવાની છે. મેં મારૂં નામ જાહેર સભા રૂબરૂ આપ્યું છે, અને તે વખતે જો કે પ્રતિજ્ઞા લેવા તૈયાર થયો ન હતો, એટલે મારી સહી લેખ ઉપર થઈ નથી. છતાં સહી આપીજ ચુકયો છું એમ હું પોતે તથા બીજા માને છે. આ ઉપરથી આપને એક તકલીફ આપવાની રહે છે. વસો ખાતે હાલ કોઇ હુશિઅર માણસ નથી..................સાધારણ વહીવટી કામ પણ મુશ્કેલીથી કરી શકે, અસહકારની ચળવળના અંગે ઉપસ્થિત થતાં કાર્યો તે નજ કરી શકે, લોકોને યોગ્ય સલાહ આપવા જેટલી તેમનામાં શક્તિ સ્વાભાવિકજ ન હોય, અમલદારો સાથેની વર્તણુંકમાં પણ તે નહિ નીભે, સિવાય લોકોને ઉત્તેજીત કરે યાતો શાન્ત રાખે યાતો હુંફ આપી શકે તેવું તેનામાં નજ હોઈ શકે. આપને યાદ હશે કે વસો સારૂ એક માણસ વહીવટદાર તરીકે રાખી લેવાની તૈયારીમાં હતો. અલબત તે પણ મારા કાર્ય માટે હું ધારૂં એટલો બધો લાયક તો નજ હતો. છતાં લોકોને આશ્વાસન મળે તેવો હતોજ. આપનો કાગળ આવવાથી તેને ના લખી દીધી હતી. હવે આપને લખવાનું કે

ઢસા સારૂ એક માણસ આપ એકાદ અઠવાડીઆની અંદરજ મોકલાવી આપશો. એ આપને માથે ફરજ છે, કારણ સંસ્કારી ઢસા બિનસંસ્કારી ન થઇ જાય તે જોવું એ આપના કર્તવ્યો પૈકીમાંનું એક હશેજ.

મને લાગે છે કે હવે હું ઢસા નહિજ આવી શકું. મારી ગેરહાજરીમાં કામ કરી શકે તેવો એક માણસ અવશ્ય વેળાસર જરૂરનો છે. વેળાસર ન મોકલી શકાય તો હાલ તાત્કાલિક આવી જાય અને પછી રજા લેઇને જશે તોપણ બસ છે. પણ નિમણોક તો જેમ બને તેમ તાકીદે થવી જોઇએ.

જવાબ લીંબડીના શરનામે તુર્ત આપશો. હું આશા રાખું છું કે આપ મને ઉપરના કામમાં જરૂર મદદ કરશો. સ્નેહીનું એટલું પણ કામ નહિ કરો ?

આપ કુશળ હશો. કામકાજ લખશો.

લી૦

ગોપાળદાસ.

તા૦ ક૦—પગાર આપ જણાવશો તે આપીશ. નોકર નહિ ગણતાં સ્નેહી ગણીશ. સાંકળી સારૂ પણ જોઇએ; પણ ત્યાં પ્રાન્તથી કામદાર [ તે અખત્યાર ભોગવતા હોવાથી ] મંજુર કરાવવો જોઇએ. આપનો માણસ સ્વાભાવિક મંજુર ના થાય એટલે બન્ને રસ્તે કામ કરી શકે તેવો માણસ હું શોધું છું. વળી ત્યાં કાયદો જાણનાર હોવો જોઇએ.

---

## ૩ શ્રીમાન્ ચતુરભાઇ કાશીભાઇ દેશાઇ

### (ગોપાળદાસના વડિલ બન્ધુ, સાવલી) ઉપરના.

(૧)

વસો, માગસર સુદ ૯, ૧૯૭૮.

શ્રીમાન્ ચતુરભાઈ,

આપનો પત્ર મળ્યો. આપના લખવા મુજબ ઢસા કાગળ લખવા બેઠો ત્યારે સ્મરણ થયું. ગઈ કાલે આપનો કાગળ વાંચ્યા પછી ભૂલથી ફાડી નાખ્યો છે. એટલે મને આપે લખ્યું તેમાંનું બહુ યાદ નથી. તો આપે જણાવેલ વસ્તુઓ સંબંધી ફરી લખી જણાવવા વિનતિ છે. આપનો કાગળ આવેથી તરત જ ઢસા ખબર આપી દઈશ.

કાગળમાંની આપની બીજી હકીકત–ઉપયોગી વિચારો–જાણી આપના કહેવાને સંપૂર્ણપણે સંમત થાઉં છું. હરકોઈ બાબતમાં ડોળ હોવોજ ન જોઇએ. હાલનો જમાનો સત્ય તરફ લઇ જવાનો પ્રયાસ છે. સત્ય અને નિડરતામાં જૂઠ, જે ડોળમાં વધુ ઓછે અંશે હોય છેજ તે હોવાં જોઇએ જ નહિ. તેનો સ્હેજ પણ અંશ વિઘાતક છે. આ લોકની તેમજ પરમાત્માની દૃષ્ટિએ શિક્ષાને પાત્ર છે. હાલની ચળવળ મને કેટલી પ્રિય છે, તેને માટે મને કેટલું લાગી આવે છે, તેનું વર્ણન હું કેવી રીતે કરૂં ? કોઈ પણ ભોગે, જોખમે મને ઝંપલાવવાનું મન થઈ જાય છે. જોડાયા પછી મારી શક્તિ કેટલી વધી છે, મારૂં મનોબળ કેટલું વધ્યું છે, તેની કિંમત હુંજ આંકી શકું. તેમાં જોડાયા બાદ સાદાઈ, નિરભિમાનપણું, માનાપમાનના વિચારથી રહિત મને કેટલો બધો બનાવી દીધો છે તે વિચારતાં મારી ગઇ જીંદગી બદલ મને ધિક્કાર છુટે છે. આમાં જોડાતાં મને શરૂઆતમાં અઘરૂં જણાતું. હવે મને કોઇ રીતનો વિચાર,

પસ્તાવા કે ચિંતા રહી નથી. અલબત કોઈ કોઇ ફેરો કેટલીક ચિંતાઓ થઈ આવે છે પણ સમાધાન કરી લઉં છું. આપના કાગળે મને વિશેષ ઉત્તેજીત કર્યો છે.

કાલે સોજીત્રા ગયા હતા. કોઈ પણ આધેડ માણસે પાઘડી ઉતારી ન હતી. બધા પ્રયત્નો ફોગટ ગયા હતા, તે ચરોત્તરનો અભેદ્ય કિલ્લો તોડવા મહાત્માજીને એક વખત આમંત્રણ કર્યું હતું, પણ અવકાશના અભાવે આમંત્રણનો સ્વીકાર થયો ન હતો. યુવક વર્ગ ઉત્સાહી છે.

લી૦

ગોપાળદાસ.

---

વસો, ૬ ફેબ્રુવારી, સોમવાર ૧૯૨૨.

( ૨ )

શ્રીમાન્ ચતુરભાઇ,

આપના તમામ કાગળો પહોંચ્યા છે. આણંદ તાલુકામાં ફરતો હોવાથી જવાબ પૂરતી નિવૃત્તિ ન હતી. આજે પણ તમામ કાગળોનો સવિસ્તર જવાબ લખવાની મને આળસ થાય છે. અડવાડીઆના અરસામાં મારા તાલુકાના ખાનપુર ગામે જવા ધારૂં છું. ત્યાંથી સાવલી ચાર પાંચ ગાઉ થતું હોવાથી તે વખતે ત્યાં આવી જવા ઇચ્છું છું.

કાઠિયાવાડમાં જે સ્વાભાવિક મારા તાલુકા માટે બનવું જોઇતું હતું તે તો હજી હવે બનવાનું છે. હાલમાં તો ફક્ત સાંકળીનો અખત્યાર લેઇનેજ સંતોષ સરકારે માન્યો છે. ત્યાં શું થશે તેની મેં દરકાર રાખવાનું રાખ્યુંજ નથી. જોડાતાં પહેલાં તે બધાનો વિચાર કરવાનો હતો તે કરી લીધો છે- હવે તો જે પરિણામ આવે તે ભોગવીજ લેવું રહ્યું. મને કોઈ જાતની ચિંતા

ન હતી. ફક્ત મારી.............સ્થિતિ પૂરતોજ વિચાર કરવાનો હતો. મને સ્વાભાવિકજ વિચાર થયો, કે હું તે બધી દરકાર રાખનાર કોણ? મારી દરકારથી દુઃખ મટતું હોય તો મારા દશબાર વર્ષના વહીવટમાં મટી શક્યું હોત. વળી મરવા સરજેલો દેહ ક્યારે માટીમાં મળી જશે એ અનિશ્ચિત હોવાથી માટીમાં મળી જાય નહિ તે અગાઉ કંઇ સાર્થક કરી લેવું. આખરે ચિંતાઓ દાટી દઈ તમારા જેવા સ્નેહીઓના સ્નેહ અને કાર્યકુશળતા ઉપર વિશ્વાસ રાખી, પ્રભુની મદદમાં આસ્થા રાખી ઝંપલાવ્યું, અને હવે તો જે કંઈ પરિણામ ભોગવવાનું પરમાત્મા તરફથી સૂચન થાય તે ભોગવી લેવામાં જ ઇશ્વર રાજી થશે. તેથી વિરૂદ્ધ વર્તવામાં ઇશ્વરને ગુસ્સે કરીશ. સ્વીકારેલી ફરજ બજાવવી એમાં કીર્તિનો લોભ પણ શાનો હોય? આ જમાનામાં કાર્ય કરનારા—ભોગ આપનારા બહુ નિકળતા નહિ હોવાથી અમારા જેવા આગળ આવી જઇએ છીએ. બાકી ફરજ બજાવવામાં કોણ કોના ઉપર ઉપકાર કરે છે? અને જ્યારે કોઇ કોઇના ઉપર ઉપકાર નથીજ કરતો ત્યારે તેની કીર્તિ પણ ઝાંઝવા નીર જેવી હોવી જોઇએ.

અલબત્ત અમારી પાછળની કારકીર્દી ઉપરથી અમારા હાલના કાર્યની પિછાન જનસમૂહ એકદમ નથી કરતો, અને સ્વાભાવિક એમજ હોવું જોઇએ. પણ હું તો એમજ માનું છું કે એકવાર પૂર્ણપણે હાલની ચળવળમાં ઝંપલાવ્યા પછી દરેકને પોતાનાં અગાઉનાં કાર્યો બદલ હાંસી અને પશ્ચાત્તાપ થતો હશે. જે સંપૂર્ણપણે નથી જોડાયો, પણ ડોળની ખાતર, સ્વાર્થની ખાતર, સરકાર સાથે ફક્ત લડવાની ખાતર જોડાયો હશે તેનું હાલનું જીવન અગાઉની માફકજ હશે અને એવા અમોમાં નથી

એમ નથી. તેની સાથે ઘણા જણ બીલકુલ બદલાઇ ગએલા પણ છે.

દાખલા તરીકે..................ભાઈ અગાઉના નથી રહ્યા. તેમનામાં ફક્ત એકજ ખામી છે, અને તે કે મંત્રી તરીકે એ કાર્ય કરવામાં શરમાળ પ્રકૃતિના કારણે કોઇને દબાવીને અગર ભૂલ બતાવીને કામ લેઇ શકતા નથી, અને તેથી..............ને જેવું તૈયાર હોવું જોઇએ તેવું બનાવી નથી શકયા.. તેમ થવામાં બીજાં પણ ઘણાં અગત્યનાં કારણો છે..................ભાઈ સરકાર સાથે લડવામાં નિડર છેજ પણ અસહકારીને છાજે તેવું વર્તન કરી નથી શકયા..................ટોળું કાર્ય કરવા કરતાં વાતો અને દેખાવ કરવામાં બહુ શૂરૂં છે; છતાં એ ચાર પાંચ જણનું ટોળું સરકારની સાથેના વર્તનમાં નીડર છતાં વિવેકી છેજ. જેટલી વાતો અને દેખાવ કરે છે તેટલું કાર્ય કરવા લાગી જાય તો જરૂર..................આગળ આવી શકે તેમ છે. ચાર પાંચના ટોળા સિવાયના કેટલાક એવા છે કે જેને અમે અસહકારી કહેતાં પણ શરમાઇએ છીએ. અમે લોક તેમને અસહકારી માનતા નથી, તેમ તેમને મહત્ત્વ પણ આપતા નથી. પણ અમારો પ્રતિપક્ષી વર્ગ તેવા લોકને અમે મહત્ત્વ આપીએ છીએ એમ જણાવી અમારી ચળવળની ઓછી કિમ્મત અંકાવવાને મથી રહ્યો છે. તેવા લોકો માટે પણ અમોને શા સારૂ દ્વેષ હોવો જોઇએ? અમે તેમને પણ જતે દિવસે અમારા પક્ષમાં લેવા ધારીએ છીએ.

..................વાળા..................ભાઈ અસહકારી છેજ નહિ. તે પોતે સ્વદેશી કપડાં પણ પહેરતા નથી તો પછી પ્રતિજ્ઞા તો કરેજ શાના? તે સુધરી શકે અગર તેમના ઉપર સારા સંસ્કાર પડે તે કારણે તેમની (સાહેબની) સાથે તેમના

વડીલોએ પરાણે રખાવ્યા છે. સાહેબ સાથે ફરે છે માટે તે અસહકારી છે એમ માનવાની લોકો ભૂલ કરે છે. તે વોલંટીયર પણ નથી..................તેમને અગત્ય અપાય તે તો બીલકુલ ઠીકજ નથી. છતાં સાહેબની ખાત્રી થઈ ચુકી છે, કે તે સુધરી શકે તેમ નથી. એટલે હવે બીજા કોઇની શોધમાં તે છે. ટુંકામાં જે બધા પ્રતિજ્ઞાપત્ર ઉપર સહીઓ કરે છે તે બધા અસહકારી છે એમ અમે માન્યુંજ નથી. અલબત એટલું તો માનીએ છીએ કે અમારા કામ પૂરતી તેમની સહાનુભૂતિ છે. અમે પ્રમાણમાં ઘણાજ થોડા હોવાથી તો ચળવળ લંબાણી છે; નહિતર કયારનોયે નિકાલ આવી ગયો હોત. અગર નિકાલ આવવા તરફ પ્રયાણ હોત. હજી તો પરિણામ મેળવવા કેટલાંએ વર્ષ જોઇશે. એ બધી દલીલોનો રદીઓ આપવા હું કયાં બેસું? અને જરૂર પણ શી?

લોકસમૂહ હજી બીલકુલ તૈયાર નથી એમ આપે આગળકાગળોમાં જણાવ્યું હતું તે કારણેજ આ ચળવળને દરેક સમજુએ ઉપાડી લેવી જોઇએ છે. આપના જેવા સમજી શકે તેવા કાર્યનું નિરીક્ષણ કરતા દૂર બેસે છે. નથી સમજી શકતા તે જોડાવા ઇચ્છતા હોવા છતાં કાર્ય કરી શકતા નથી. એમ અમને બન્ને રસ્તે મુશ્કેલી અને અડચણો આવે છે. છતાં સત્યનો જય છે. તપનું ફળ મળશેજ. જેમ વધારે તપ, વધારે પવિત્રતા તેમ ફળ નજીક આવતું જશે. ઉત્તરા ચિત્રાનો તાપ સહન કરે તોજ દાણામાં દૂધ આવે. સહન કરવા જેટલું બળ ના હોય તો અધવચ બળીજ જાય.

આજે આણંદ, કાલે થામણા જઇશ. ત્યાંથી ઓડ અને પછી અઠવાડીઆના અરસામાં ખાનપુર જઈશ. તા. ૩૦ મી સુધીમાં આણંદ તાલુકો તૈયાર કરવા અમો બધા મથી રહ્યા

છીએ. તાલુકાનો ચાર્જ લીધા પછી ઘણાંખરાં ગામોએ ફરી આવ્યા બાદ મેં જે ધાર્યું હતું તેમજ થયું છે. અગાઉ પાંચ ગામ–કરમસદ, ઓડ, ખંભોળજ, ચીખોદરા અને વાસદ એ ઘણાંજ તૈયાર થયેલાં ગણાતાં હતાં. મેં જોયા પછી તરત જ જાહેર કર્યું કે તેજ ગામો આણંદ તાલુકામાં સૌથી પછાત છે. તે વખતે બધા નારાજ થયા હતા, અને મારા જેવા નિરાશા-વાદી અને શંકાશીલ મનવાળાને પ્રમુખ ચુંટવા માટે પસ્તાતા હોય એમ જણાતું હતું. પણ હવે મારો ખ્યાલ ખરો છે એમ સ્પષ્ટ દીવા જેવું દેખાયું છે. ઘણાખરા કાર્યકર્તાઓ અને સાહેબ (ંત્યબજી) પોતે પણ તેજ માન્યતા હાલ ધરાવે છે. મેં જોયું કે ઉપરનાં પાંચ ગામ ડોળી અને છેતરવાની વૃત્તિવાળાં છે. અસહકાર બીલકુલ સમજ્યાં નથી. લડવાની ખાતર જોડાયાં છે, અને નહિ કે દેશના કાર્યમાં પોતાનો ફાળો આપવા. અત્યારે ફક્ત કરમસદજ હજી ટકી રહ્યું છે, અને હવે ટકી રહેશે એવી આશા રહે છે. તે સિવાય બધાં ગામ ડગી ગયાં છે. છતાં હજી ઓડ અને વાસદમાં ગણત્રીના આઠ–દશ માણસો ટકી રહ્યા છે. સિવાય બધાં ગામ પાછાં હઠી ગયાં છે.* પણ પરમાત્માનો ઉપકાર કે આ સ્થિતિ મેં અગાઉથી કલ્પેલી હોવાથી આણંદ તાલુકો તૈયાર નથી એમ મેં નિડરતાથી અને લોકોનો અણ-ગમો વ્હોરી લઈને પણ જણાવ્યું અને કાર્ય શરૂ થતું અટકા-વ્યું. સાથે સ[illegible]ાં ગામોને તૈયાર કરવાનું રાખ્યું. અત્યારે આણંદ તાલુકાના ૭૮ ગામોમાંથી લગભગ ચાલીસ ગામો તૈ-યાર છે. અગર તૈયાર થવાની પૂરેપૂરી આશા આપે છે; અને હવે મેં ઉપરનાં પચાસ ગામોને તૈયાર કરવાનું માથે લીધું છે, અને વીસમી તારીખ પહેલાં તૈયાર કરી શકીશ. એ તૈયાર

---

* આ ગામોની સ્થિતિ મક્કમ થતી જાય છે.

થયા બાદ નાપાડ વગેરે ગાળાનાં ગામો અને આણંદ, સારસા, ભાલેજ અને ઉમરેઠ. જે બીલકુલ રાશી ગામો છે અને જ્યાં અસહકારીઓનું બીલકુલ સ્વાગત નથી તેમને તૈયાર કરવાનું રહેશે. ને ગામો તૈયાર નહિ થાય તોપણ પચાસ ગામો તૈયાર થયાં છે એમ ખાત્રીપૂર્વક જણાશે ત્યારે સામુદાયિકભંગ જાહેર કરવાની તૈયારી કરીશું. આ માસની આખર સુધીમાં અમો તેમ કરી શકીશું એમ મને ખાત્રી છે. મારી સાથે કામ કરનાર ઉપર મને પૂર્ણ શ્રદ્ધા છે. ખાનપુર વગેરે જેવાં નાનાં ગામો મોટાં ગામોનું અનુકરણ કરવામાં પછાત નહિ રહે, અગર એટલું તો ચોક્કસ કે તૈયાર થયેલ ગામોની વિરૂદ્ધ તો નહિ જ ચાલે. હાલ તો મારા તાલુકા પૂરતી એટલી હકીકત બસ થશે. અવકાશ મળેથી આગળ ઉપર આંકડાવાર સંપૂર્ણ માહીતી મારી પોતાની ખાત્રીની મોકલી આપીશ અગર હું ત્યાં આવીશ ત્યારે સાથે લેતો આવીશ. એક હકીકત જણાવી દેવી ઠીક છે, તે એ કે, ગામ તૈયાર કરીએ છીએ તેને આવી પડનાર ભયનો, નુકસાનનો, ત્રાસનો પૂરેપૂરો ખ્યાલ આપીએ છીએ. બીલકુલ સત્ય હકીકત જણાવી અમારાથી બનતી રીતે તમામ ભયનો અમારી કલ્પનામાં આવી શકે તેટલો ખ્યાલ આપ્યા બાદ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી લઇએ છીએ. હાલ એજ. માતુશ્રીને પ્રણામ.

લી૦ સ્નેહાધીન,

ગોપાળદાસ.



( ૩ )

૭મી ગુજરાત રાજકીય પરિષદ, આણંદ,
મિતિ અષાડ સુદ ૧૧, ૧૯૭૮.

ભાઇશ્રી ચતુરભાઇ,

આપનો પત્ર મળ્યો. મારી જાત તરફ તેમજ કાર્ય તરફ ધ્યાનપૂર્વક લક્ષ આપી અવારનવાર સલાહ અને સૂચનાઓ આપો છો તે બદલ ઉપકાર માનું છું.

આધુનિક શિક્ષણપ્રણાલિના પ્રતાપે હિન્દના વતનીઓ ધર્મ અને કર્મ ચૂકી ગયેલા છે. તેથી અસહકારની લડતમાં અંતઃકરણની લાગણીથી જોડાયેલા હોવા છતાં ઘણાએ મહાત્માજીના સિદ્ધાન્તો પૂરેપૂરા સમજી શકતા નથી. ખરાબ રાજ્યવ્યવસ્થા સુધારવાની તૈયારી કરવાને બદલે, ખરાબ રાજ્ય કરનારને સુધારવાનું ઈચ્છવાને બદલે, જુદીજ દિશામાં અર્ધસમજુ અસહકારીઓ છે તેઓ કાર્ય કરી રહેલ છે. પરન્તુ દિવસે દિવસે તેઓ સમજતા થાય છે અને મહાત્માજીને ખરી રીતે સમજવા લાગ્યા છે, અને હવે ધમાલવાળાં કાર્યો થતાં નહિ હોવાથી લોકમાં જડતા-પ્રત્યાઘાત થયેલો જોવામાં આવે છે. પણ ખરી રીતે તો હવેજ મહાત્માજીના સિદ્ધાન્ત અનુસરતાં કાર્યો થવા માંડ્યાં છે, ચુપકીદી દેખાય છે, પણ ખરી રીતે બેહદ કામ થતું જાય છે. મોટા પથરાઓ દૂર થતા જાય છે. ખોટું ધાંધલ અદૃશ્ય થતું જાય છે. સભાઓ અને ભાષણો લોપ થતાં જાય છે, ગાળ. કડવાશ, ઝેર ઓછાં થતા જાય છે, અને સાધુતા, પવિત્રતા, પ્રેમ, સત્યતા જામતી જાય છે. આની અસર ઘણી ધીમે ધીમે થશે, પણ થશે તેટલી દૃઢ અને મક્કમ થશે. શરૂઆતમાં જરા વખત લેશે, પણ પછીથી બહુ મુશ્કેલી નહિ નડે.

મારે માટે મને ચિંતા નથી. મારૂં વલણ ધર્મ તરફ વધુ ઢળાતું જાય છે. કેદમાં જવાની તીવ્રતા હું નથી ધરાવતો. છતાં જવું પડે તો મને આનાકાની પણ નથી. મારા જેલમાં જવાથી હું કંઇ કાર્ય સાધી શકતો હોઉં, પરમાત્માનો કોઇ ઉદ્દેશ સફળ કરી શકતો હોઉં તો જવામાં હરકત શી? અને મારાથી જ અમુક ઉદ્દેશ સફળ થઇ શકે તેમ છે એવું અભિમાનયુક્ત વચન કાઢવાનો મને અધિકાર પણ શો?

હું હમણાં કાઠિયાવાડ જઇ આવ્યો. ઢસા અને સાકળી ચાર દિવસ રહી આવ્યો. મારા વિચાર તેમને જણાવ્યા. મને નુકસાન થવાથી, મને દુઃખ પડવાથી તેઓ ગભરાય નહિ એમ મેં તેમને જણાવ્યું છે. "દુઃખ કે નુકસાન એ મનનું કારણ છે. જેને તેઓ દુઃખ કે નુકસાન ગણે છે તેને તો હુંજ નોતરી રહ્યો છું. જ્યારે મારા આમંત્રણથીજ તે આવવાનું છે તો પછી મુંઝાવાનું કારણ શું?" વગેરે સ્ત્રી અને પુરૂષોને સારી રીતે સમજાવ્યું છે. લોકો સમજ્યા પણ છે. મારે માટે તેઓ નહિ ગભરાય એની મને ખાત્રી થઇ છે.

ઢસાના અંત્યજોએ ખૂબ કરી. દારૂ તો તેઓએ બેએક વર્ષથી છોડયો હતો. પણ મરેલા ઢોરની માટી કે જે તેમનો હંમેશનો ખોરાક છે, મેમાન વગેરે માટેનું સ્વાગતભર્યું ખાણું ગણાય તે બંધ કર્યું છે. એક ઢોર મરે તો આખા ઢેડવાડાને દશ, પંદર કે કદાચ પચ્ચીસ દિવસ સુધીનું શાક તેમણે ખુશીથી છોડયું. વળી સગાં સાગવાંને અવારનવાર તે શાક પહોંચાડતા, પરગામના સ્નેહીઓ ઢસાવાળાને પહોંચાડે, આ પ્રમાણેનું માનીતું, તે કોમને મન તો આફુસપાયરીની કેરીઓ, દૂધપાક, બરફી ચુરમાનું જમણ તેમણે હંમેશને માટે, સ્ત્રી, પુરૂષ, છોકરાં, ગામ પરગામ બધે સ્થળે નહિજ લેવાની ભીષ્મપ્રતિજ્ઞા

ફેરે ગયો ત્યારે કરી. દરેક જણે મારા પગે હાથ મૂકીને પ્રતિજ્ઞા કરી. હું ધારૂં છું કે આખા ગુજરાતમાં કોઇપણ ગામે આવી જાતની પ્રતિજ્ઞા કરી હોય તો ઢસા એ એકજ છે.

કાઠિઆવાડમાં મારે માટે ઠીક લાગણી છે. જયાં ત્યાં જવા સારૂ આગ્રહપૂર્વક આમંત્રણ થાય છે પણ મને આણંદ તાલુકાનું સુપ્રત થયેલ કાર્ય છોડી બીજે શી રીતે જવાય? અમલદારોની પ્રીતિ પણ સારી જણાઇ. ઉપરી અધિકારીઓથી ડરતા ડરતા પણ મને મળી જવાની ઇચ્છા રાખતા. રાત્રે પણ મળી શકાતું હોય તો મળવા ઇંતેજાર જણાયા.

આજે આરામ લેવા અહીં રોકાયો છું. વખત મળવાથી ટપાલ લખવા બેઠો છું. હું હમણાં તો બહુ ટપાલ નથી લખતો. ખાસ જરૂરિઆત પ્રસંગે મહિના માસમાં એકાદ કાગળ લખતો હોઇશ; પણ આજે તો બધે લખી નાખવાના વિચારથી બેઠો છું. એજ. મારી ચિન્તા કરશો નહિ. આપ કુશળ હશો. ચિ. સૂર્યકાન્તને અહીં સોસાઇટીમાં મૂકયો છે. નવીનચંદ્ર લીંબડી છે. બીજાં બધાં ઢસા છે.

લી. સ્નેહાધીન,
ગોપાળદાસ.

---

(૪)

છઠ્ઠી ગુજરાત રાજકીય પરિષદ્, આણંદ,
શ્રાવણ વદ ૧૦, ૧૯૭૮.

શ્રીમાન્ ચતુરભાઇ,

આપનો પત્ર આજે મળ્યો. ભાદરણ, ધર્મજ ગયો હતો, તેથી જવાબમાં ઢીલ થઇ છે. તા. ૧૯ મીથી ખેડા જીલ્લામાં સતત એક માસ ફરવાનું છે, એટલે ખાસ અહીં રોકાઇ શકું

તેમ નથી. છતાં જો આપ ચોક્કસ દિવસ જણાવશો તો તે દિવસે વસો હાજર રહું; અગર આણંદથી આપની સાથે જોડાઉં. આ સાથે પ્રોગ્રામ મોકલું છું તે પ્રમાણે કાગળ લખશો એટલે મને પહોંચી જશે.

આપના પત્રના જવાબમાં લખવાનું કે પૂજ્યશ્રી માતુશ્રી રૂપાળીબાએ એક અરજ કરેલી ખરી. ચિ. સૂર્યકાન્તને રૂબરૂ મળી જવા બાની અરજીના જવાબમાં વિનતિ થયેલી, પરંતુ ચિ. સૂર્યકાન્તને સુપ્રત કરવાની મેં ના પાડેલી એટલે તે ગયાં નથી અને હવે જવા વિચાર હોય એમ જણાતું નથી. (તેમણે) જીવાઇ વધુ મળવા અરજ કરી છે.

વસોમાંથી બીજાઓએ અરજ કર્યાનું બહુ સંભળાય છે પણ તે તમામ બીલકુલ પાયા વગરનું છે. મારી ખાત્રીથી કહું છું કે તે વાત બિનપાયાદાર છે.

રા.... ............ભાઈ.............થી મને લખે છે કે સૌ. ભક્તિલક્ષ્મી કે હું (.................ભાઇ) સાંકળીનો વહીવટ મેળવવા યત્ન કરીએ તો? મેં સ્પષ્ટ ના લખી છે, કારણ તે અસહકારના સિદ્ધાન્તની વિરૂદ્ધ છે. સરકાર નજરમાં આવે તે કરે તેમાં અમારે જરા પણ લાલચ કે પસ્તાવો રાખવો જોઇએ નહિ. જીવાઇ [ વર્ષાસન ] સુદ્ધાન્તની લાલચ પણ રાખી શકાય નહિ. જે સરકાર સાથે અસહકાર પોકાર્યો તેની પાસે જીવાઇની કે સારા મેનેજમેન્ટની કે હરકોઇ માગણી થઇજ કેમ શકે? મારૂં, મારાં છોકરાઓનું ઇશ્વર જોનાર છે. હું જોનાર કોણ? અન્ન માટે, પૈસા માટે, ઇશ્વરની આજ્ઞા વિરૂદ્ધ-ધર્મ વિરૂદ્ધ-અંતઃકરણ વિરૂદ્ધ ખાલી ફાંફા મારી સરકારની મદદ માટે શા માટે દોડવું?

પરિણામ ગમે તે આવો તે અમારે જોવાનું નથી. અમારે તો અમારૂં કર્તવ્ય શું છે તેજ વિચારવાનું અને અમલમાં મુકવાનું છે. પરિણામ ઈશ્વર આપે તે ખરૂં. અમારે તેની દરકારમાં શા માટે ગુંથાવું?

ચિ૦ સૂર્યકાન્ત સારૂ કે મારાં બાયડી છોકરાં સારૂ હું તજવીજ કરતોજ નથી, ભૂતકાળમાં કરી નથી, અને ભવિષ્યમાં કરવા મને વિચાર સરખો પણ આવતો નથી. તજવીજ કરવાનો વિચાર કરવામાંજ હું, મેં સ્વીકારેલા સિદ્ધાન્તની વિરૂદ્ધ જાઉં છું. ઇશ્વરની કૃપા છે કે હજી સુધી તેવો વિચાર નથી આવ્યો.

મારા ગામના લોકોએ શું કરવું તેના નિર્ણય સારૂ પ્રાંતિક સમિતિ આગળ સવાલ મેં મૂકયો છે. આવતી સભામાં તે ચર્ચાશે. ગામલોકો, તેમાં ખાસ ઢસાવાસીઓ, ગમે તે સહેવા તૈયાર છે. દુઃખના ડુંગરોનો ખ્યાલ છે, છતાં ખુવાર થવા હુકમ મળે તો ઇન્તેજાર છે. પણ એજન્સી હદમાં હોવાથી પ્રાંતિક સમિતિ કયો નિર્ણય આપે છે તે ઉપર બધો આધાર છે.

આજે તે સંબંધી રાજગોપાલાચાર્યનો અભિપ્રાય પણ પૂછાવું છું અને ઓલ ઇન્ડિયા કોન્ગ્રેસ કમિટિ કલકત્તામાં મળશે ત્યારે જરૂર હશે તો આનો ખુલાસો મેળવી લઈશ. હાલ એજ.

લી૦ સ્નેહાધીન,

ગોપાળદાસ.

# ખંડ ૩ જો.

---

# ભાષણો અને લેખો.

---

[૧]

## नवमी आर्यधर्म परिषद्—आणंद.*

---

[ ૩૧–૧૨–૧૯. ]

સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,

નવમી આર્યધર્મ પરિષદ્‌ની આજની સભાના પ્રમુખસ્થાનનું અસાધારણ માન આપે મને આપ્યું છે તેને માટે હું આપ સર્વનો ઉપકાર માનું છું. આમ ઉપકારની લાગણી દર્શાવી જે બે શબ્દ મારે આ પ્રમુખસ્થાનેથી કહેવાના છે તે એકદમ કહેવા શરૂ કરૂં તો વય, વિદ્યા અને અનુભવથી જે ગૃહસ્થોએ પ્રમુખસ્થાન માટે વધારે યોગ્યતા પ્રાપ્ત કરી છે તેમને અન્યાય થાય એવું હું માનું છું. આજની સભામાં પણ એવા ગૃહસ્થો છે કે જે પ્રમુખ તરીકે આપના ઉત્સાહમાં નવું ચેતન રેડી શકે, આવા મહત્ત્વના કાર્યમાં ગંભીર અને વિદ્વત્તાપૂર્ણ વિચારો ઉમેરી શકે, સમાજના આજ સુધીના કાર્યની યથાસ્થિત કિંમત આંકી શકે અને સમાજની ભવિષ્યની કર્તવ્યરેખા સારી રીતે દોરી શકે. આપના આગ્રહને માન આપી આજનું પ્રમુ-

---

* પ્રમુખપદેથી આપેલું ભાષણ.

ખપદ મેં સ્વીકાર્યું છે. આ પહેલાંની પરિષદોમાં આપે વિદ્વાન પ્રમુખોનાં ભાષણો સાંભળ્યાં હશે; તેના પ્રમાણમાં મારા ભાષણમાં આપને કંઈ વિદ્વત્તાનું દર્શન નહિ થાય એ હું જાણું છું; છતાં મને ક્ષોભ થતો નથી, કારણ કે આર્યસમાજ માટે વિદ્વાનોના અભિપ્રાય કેવા છે તે જાણ્યા પછી વિદ્યાની સમૃદ્ધિ સિવાય વિચાર કરનાર મારા જેવા મનુષ્યના અભિપ્રાય જાણવાની ઇચ્છાથી પ્રેરાઇને આપે મને આજનું પ્રમુખસ્થાન આપ્યું છે એમ સ્વીકારી લઉં છું: છતાં જો હું આપને સંતોષ આપી શકું નહિ તો તે દોષ મારો નહિ, પણ આપની પસંદગીનોજ છે એમ સમજી આપના મનનું સમાધાન કરી લેશો.

સામાન્ય રીતે અમુક ધર્મ કે જ્ઞાતિની પરિષદ્‌માં તેજ ધર્મ કે જ્ઞાતિના ગૃહસ્થની પ્રમુખ તરીકે પસંદગી કરવામાં આવે છે. પરંતુ એ પદ્ધતિને અનુસરવાથી ઉક્ત ધર્મ કે કોમની બહારનો વર્ગ એ ધર્મ કે કોમની પ્રવૃત્તિઓ તરફ કેવી દૃષ્ટિથી જુએ છે તે જોવાનો કે જાણવાનો અવસર મળતો નથી, અને "પોતાનું એટલુંજ સારૂં" એ માન્યતા બદલવાનો અવકાશ રહેતો નથી. આ પ્રચલિત પદ્ધતિને બદલે આર્યધર્મ પરિષદ્‌ના પ્રમુખ તરીકે સમાજ બહારના મનુષ્યને પણ પ્રમુખ તરીકે પસંદ કરવાનો જે નિયમ દાખલ કરેલો છે તે બહુધા પસંદ કરવા યોગ્ય અને અન્ય સંસ્થાઓને અનુકરણીય છે.

આર્યસમાજની સાથે મારો કોઈ પણ પ્રકારનો ધાર્મિક સંબંધ નથી. દેશની એક ઉપયોગી સંસ્થા તરીકે એ સંસ્થા ઘણા વર્ષથી મને આકર્ષે છે અને તેની સમાજ–સેવાની વિધવિધ પ્રવૃત્તિઓ મારૂં ધ્યાન ખેંચે છે. આર્ય સમાજે કરેલા કાર્યના અવલોકન પછી એ સંસ્થાની ઉપયોગિતા સંબંધી મારી ખાત્રી થઇ છે. સમાજે કરવા માંડેલાં ઘણાં કાર્ય મને

એવાં જણાય છે કે જેની ઉપયોગિતા સંબંધી બે મત હોઇ શકે નહિ.

આર્ય સમાજના મહાન્ સ્થાપક **महर्षि दयानंद सरस्वती** પ્રતિ મને મોટું માન છે. સમાજની પ્રત્યેક હિલચાલમાં અને દેશના ધાર્મિક વિચારોમાં તેઓશ્રીએ કરેલા મહાન્ પ્રયત્નોનો જે કાંઇ થોડો ઘણો અભ્યાસ હું કરી શકયો છું તે ઉપરથી સમાજની પ્રવૃત્તિઓના સંબંધમાં મારા અંગત વિચારો આપ સમક્ષ રજુ કરવાની તક લઉં તો તે અસ્થાને નહિ ગણાય. તેમ કરવા જતાં કોઇને એમ લાગે કે આ સંસ્થાના કાર્ય માટે મારો પક્ષપાત છે; માટે મારે અગાઉથીજ જણાવી દેવું જોઈએ કે એ દેખીતો પક્ષપાત સમાજ પ્રત્યેની મમતાથી ઉત્પન્ન થયો નથી પણ સમાજે કરેલાં કાર્યોની ઉપયોગિતાથી ઉત્પન્ન થયો છે, અને વાસ્તવિક રીતે એ પક્ષપાત નથી પણ એ કાર્યોની તુલના કરવાનો પ્રયાસ છે. દુનિયામાં ધાર્મિક મતભેદ તો રહેવાનાજ. જુના મતને આર્યસમાજના પ્રયત્નો અરૂચિકર હશે પણ અમુક મતના દૃષ્ટિબિન્દુથી કોઈ સંસ્થાની તુલના કરવાની રીત સર્વમાન્ય તો નજ ગણાય. સંસ્થાએ આદરેલા જનસમાજને ઉપયોગી કાર્યને આધારે આંકેલી તે સંસ્થાની કિંમત તેજ તેની ખરી કિંમત કહેવાય; મતમતાંતરને વેગળા રાખી ન્યાય આપવાનો એજ ખરો માર્ગ કહેવાય.

આપણા પ્રચલિત ધર્મની સ્થિતિ દરેક વિચારવંત પુરૂષને ખેદ ઉત્પન્ન કરે એવી થઇ પડી છે. ધર્મને સ્થાને વહેમ, શ્રદ્ધાને સ્થાને ઘેલછા અને સ્વતંત્રતાને નામે સ્વચ્છંદતા ઘુસી જવાથી આપણું ધાર્મિક જીવન અર્થ વિનાનું થઇ પડયું છે. આપણા સંસારમાં અનેક પ્રકારના દુષ્ટ રિવાજો પેસી ગયા છે. આપણો વિદ્યાર્થી વર્ગ, જેના ઉપર સકળ આર્યાવર્તની ભવિષ્યની

આશાઓ અવલંબીને રહેલી છે, તેને યથાર્થ નૈતિક, શારીરિક કે માનસિક કેળવણી અપાતી નથી. ટુંકામાં આપણા જીવનના પ્રત્યેક વિભાગમાં આપણે અધમ સ્થિતિમાં આવી પડેલા છીએ. આ સઘળી સ્થિતિનું બારિક અવલોકન કરીને સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીએ આજથી આશરે ૪૦ વર્ષ ઉપર એક ધાર્મિક હીલચાલ શરૂ કરી અને એ હીલચાલને વ્યવસ્થિત સ્થિતિમાં મૂકવા માટે આર્યસમાજ સ્થાપી.

આ સમાજના બંધારણનો વિચાર કરતાં એમાં કંઈ નવીન ચમત્કાર જણાય છે. જે જમાનામાં આર્યસમાજની સ્થાપના થઇ તે જમાનામાં હિન્દુસ્તાનમાં લોકમત બે પ્રવાહ વચ્ચે ડહોળાતો હતો. એક તરફથી જે છે તે સર્વ સારૂંજ છે, એમાં જરા પણ ફેરફાર કરવાની જરૂર નથી, એવી ગર્જનાઓ ફેરફાર ઇચ્છનારાઓની સામે તિરસ્કારથી થતી હતી. બીજી તરફથી પાશ્ચાત્ય સંસ્કૃતિ ( civilization ) થી અંજાઇ જઈ એક વર્ગ પશ્ચિમના અનુકરણમાંજ ઉદ્ધાર જોતો હતો. અનુભવથી હવે આપણે સમજી શકયા છીએ કે અંધશ્રદ્ધાથી રૂઢીને વળગી રહેવામાં આપણો ઉદ્ધાર નથી, તેમજ પાશ્ચાત્ય રીતરિવાજ અને સંસ્કૃતિના ચેતનહીન અનુકરણ ઉપર આપણે હિન્દની નવી સંસ્કૃતિ રચી શકવાના નથી. ધન્ય છે સ્વામી દયાનંદ સરસ્વતીને કે જેને આપણે આટલા અનુભવ પછી જે ખત્તા ખાઇને જાણ્યું તે પ્રથમથીજ સમજાયું. પાશ્ચાત્ય સાહિત્ય જેને તદ્દન અપરિચિત હતું તે વ્યક્તિ સમાજસુધારાના, ઐક્યના, દેશભક્તિના અને ધર્મોદ્ધારના વિચાર કરે અને એ સાધવાનો માર્ગ પશ્ચિમના અનુકરણમાંથી શોધવાને બદલે પૂર્વજોની સંસ્કૃતિમાંથી બતાવે તે મહાન પુરૂષના બુદ્ધિપ્રભાવનાં જેટલાં યશોગાન ગવાય તેટલાં ઓછાં છે. આપણે ગમે તે ધર્મના

અનુયાયી હોઇએ તો પણ સ્વતંત્ર રીતે વિચાર કરીએ તો સ્વામીજીની સેવાનો સ્વીકાર કર્યા સિવાય રહીએ નહિ. સ્વામીજીએ પશ્ચિમની Democratic Institutions (લોકમતવાદી સંસ્થાઓ) નો અભ્યાસ કર્યો નહોતો, છતાં વિચારોની સ્વતંત્રતામાં અને સુઘટિત વ્યવસ્થા કરવામાં પશ્ચિમને પણ ભૂલાવી દે એવું બુદ્ધિસામર્થ્ય દર્શાવ્યું છે અને જો તેઓશ્રીનું અવસાન અકાળે થયું ન હોત અને વધારે વર્ષ સુધી પોતે આરંભેલું કાર્ય સ્વહસ્તે પૂરૂં કરી શકયા હોત તો તેઓશ્રીનાં પ્રચંડ વ્યક્તિત્વ, અગાધ ધર્મજ્ઞાન, અદ્ભૂત તર્કશક્તિ અને અદ્વિતીય વકતૃત્વથી દેશને ઘણો લાભ થયો હોત. તેમના અવસાન પછી સમાજના અગ્રેસરોએ તેમની હીલચાલોને ઘણી આગળ વધારેલી છે. જૂદા જૂદા કાર્યક્ષેત્રમાં આર્યસમાજે માતૃભૂમિની જે અનુપમ સેવાઓ બજાવી છે તેનું ટુંક વર્ણન આ સ્થાને આપવાનું હું ઉચિત ધારૂં છું.

આર્યસમાજનું ધર્મસુધારણાનું કાર્ય ઉપયોગી અને પ્રશંસનીય હોવા છતાં લોકલાગણીની વિરૂદ્ધ હોવાથી તે લોકપ્રિય થઈ શકયું નથી, અને ચાળીશ વર્ષના સતત્ અને સબળ પ્રયાસ પછી પણ તેઓ જુના વિચારવાળાને પોતાના પક્ષમાં ખેંચવાને શક્તિમાન થયા નથી. અન્ય માર્ગીઓ ઉપર કઠોર હુમલા કરવાને બદલે દીર્ઘદૃષ્ટિથી કોમળ આયુધો યોજાયાં હોત તો કદાચ તે પ્રયત્નો વિશેષ ફળદાયી નીવડત એવો મારો અંગત નમ્ર મત છે; છતાં ધાર્મિક પ્રદેશમાં પણ સમાજે જે અતિ મહત્વનાં કાર્યો કર્યાં છે તેની આ સ્થાને ખાસ નોંધ લેવાનું મને યોગ્ય લાગે છે. પ્રથમ અંત્યજોનો ઉદ્ધાર, અને બીજુ વટલાઇ ગયેલા હિંદુઓને પુનઃ હિંદુ ધર્મમાં લેવાનું કાર્ય. આપણા દેશમાં અંત્યજો પાંચ કરોડ જેટલી અતિ મોટી સંખ્યામાં વસે

છે, તેમના તરફ આપણે જે અમાનુષિક વર્તન ચલાવીએ છીએ તેથી હિંદુ ધર્મ ઉપર તેમને કંટાળો ઉપજે એ તદ્દન સ્વાભાવિક છે. આવી કઢંગી સ્થિતિમાં ખ્રીસ્તિ ઉપદેશકોના ઉપદેશ અને લાલચોથી તેઓ ધર્મભ્રષ્ટ થઇ ખ્રીસ્તિ ધર્મમાં વટલાઇ જાય એ બનવાજોગ છે. આશ્ચર્યજનક તો એ છે કે જ્યાંસુધી તેઓ હિંદુ ધર્મમાં રહે ત્યાં સુધીજ તેઓ અસ્પૃશ્ય ગણાય છે અને ખ્રીસ્તિ થયા પછી આપણે સ્પર્શાસ્પર્શનો ભેદ ભૂલી જઇને તેમની સાથે ભળવામાં દોષ સમજતા નથી. વસ્તુ-સ્થિતિ આ પ્રમાણે હોવાથી દેશનો કેળવાયેલો વર્ગ અંત્યજોદ્ધારની સમાજની હીલચાલ તરફ સમભાવની, બલ્કે પસંદગીની દૃષ્ટિથી જુએ છે, અને આર્યસમાજે એ દિશામાં અનન્ય સેવા બજાવી છે એમ સ્વીકારે છે. આપણી માન્યતા એવા પ્રકારની છે કે હિંદુઓ વટલાઇને અન્ય ધર્મમાં જઇ શકે પણ એક વખત ધર્મભ્રષ્ટ થયા પછી તેઓ પાછા હિંદુ થઇ શકે નહિ. આ આત્મઘાતક રૂઢી જો ચાલુ રહે તો દેખીતી રીતે હિંદુઓની સંખ્યા દિનપ્રતિદિન ઘટતીજ જાય અને ભવિષ્યમાં કદાચ એવો પણ સમય આવી લાગે કે જ્યારે આ હિંદુસ્તાનમાંજ હિંદુઓ કરતાં અન્ય ધર્મના લોકોની વસ્તી વધી જાય અને હિંદુઓનું અસ્તિત્વ માત્ર નામનુંજ રહે. તેટલા માટે શાસ્ત્રની દૃષ્ટિથી જોતાં વટલાઇ ગયેલાઓને અને અન્યધર્મીઓને પણ હિંદુધર્મમાં દાખલ કરવાની આવશ્યક્તા પ્રાપ્ત થાય છે.

સંસારસુધારાના પ્રદેશમાં પણ આર્યસમાજે ઘણાંજ ઉત્તમ કાર્યો કર્યાં છે એ મગરૂરી સાથે આપણે કબુલ કરવું જોઇએ. બાળલગ્નના હાનિકારક રિવાજની વિરૂદ્ધમાં જો કોઇ પણ સંસ્થાએ લોકમત કેળવવાને પ્રચંડ પ્રયાસ કર્યો હોય તો તે આર્યસમાજ છે. સમાજે બાળલગ્ન વિરૂદ્ધની

હીલચાલ શરૂ કર્યા પછી દેશના સમજુ અને કેળવાયેલા વર્ગે એ કાર્ય ઉપાડી લીધું છે, અને એ બન્નેનું એકત્ર બળ એટલું બધું કાર્ય કરી શકયું છે કે અજ્ઞાન લોકો સુદ્ધાંત તેનો ગેર-લાભ સમજતા થયા છે અને બાળલગ્નનો પ્રચાર કેટલેક અંશે બંધ પડયો છે.

'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता:" એ મનુ મહારાજનું મહાવાક્ય લક્ષમાં રાખી આર્યસમાજે સ્ત્રીઓની સ્થિતિ સુધારવાનો યત્ન આરંભ્યો છે. મુસલમાની અમલ દરમ્યાન સ્ત્રી વર્ગની સ્થિતિ કફોડી થઇ પડી હતી અને ત્યાર પછીના સમયમાં પણ સ્ત્રીકેળવણી તરફ પૂરતું ધ્યાન અપાયું નહોતું. કન્યાઓને કેળવણી આપવા માટે શાળાઓ વા અન્ય કોઇ પ્રકારની ગોઠવણ નહોતી. માતાઓ પોતે અજ્ઞાન હોવાથી પોતાની બાળાઓને ગૃહકેળવણી પણ આપી શકતી નહોતી, અને બીનકેળવાયેલી ગૃહિણીઓ સંસારમાં સ્વચ્છતા, સુખ અને સંતોષ ભરી શકતી નહોતી. જો કે આ બધી સ્થિતિમાં અત્યારે જોઇએ તેવો મહત્વનો ફેરફાર થઇ ગયો નથી, તથાપિ સ્ત્રીવર્ગની ઉન્નતિનો પ્રશ્ન પ્રત્યેક સમજુ પુરૂષના મગજમાં નિરંતર ઘોળાયાજ કરે છે, અને તેમને યોગ્ય શિક્ષણ આપી સુખી અને સંતોષી બનાવવા તરફ સર્વ કોઇનું વલણ થયું છે. અર્થાત્ આ દિશામાં પણ આપણે પ્રગતિના માર્ગે ચડયા છીએ એ નિ:સંદેહ છે. સ્ત્રીકેળવણી અને સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના બીજા પ્રયાસ દેશમાં થાય છે તે પ્રયાસની સાથે આર્ય-સમાજના પ્રયત્નો પણ મહત્વનું કાર્ય કરે છે. સ્ત્રીકેળવણીના ભવિષ્યના ઇતિહાસમાં जालंधर कन्या महाविद्यालय અગત્યનું સ્થાન રોકશે. સ્ત્રીઓની શક્તિ પૂર્ણ વિકાસ પામે અને તેમની બુદ્ધિને યોગ્ય રીતે ખીલવવામાં આવે તો પુરૂષોની બુદ્ધિના

કરતાં તેમની બુદ્ધિ ઓછું કાર્ય નહિ કરે એ દૃષ્ટાંત જાલંધર કન્યા મહાવિદ્યાલયમાંથી સચોટ મળે છે.

આર્યસમાજનું સર્વોત્તમ અને અત્યંત લાભદાયક કાર્ય કેળવણી પ્રદેશનું છે. આર્યસમાજનાં અન્ય સર્વ કાર્યો અને હીલચાલોને બાજુએ મૂકીએ તોપણ આ એકજ દિશામાં સમાજે એવી ઉત્તમ દેશસેવા બજાવી છે કે તેને માટે આર્યાવર્તના સંતાનને સમાજને માટે માનની લાગણી ઉત્પન્ન થયા વિના રહેજ નહિ. જે બુદ્ધિ, ચાતુર્ય, શક્તિ અને ખંતનો એ દિશામાં સમાજે વ્યય કર્યો છે તે જોતાં સ્વાભાવિક એવો વિચાર ઉપજી આવે છે કે સમાજ જો એક કેળવણીની જ માત્ર સંસ્થા હોત અને બીજી ભિન્ન ભિન્ન દિશામાં તેની શક્તિઓનો જે વ્યય થાય છે તે સઘળી શક્તિઓનો પ્રવાહ આ એકજ દિશામાં વાળ્યો હોત તો કેવું મહાન્ કાર્ય સાધી શકત ! છતાં સંખ્યાબંધ પ્રવૃતિઓમાં ગુંથાયા છતાં સમાજનું વિદ્યાપ્રચારનું કામ સૌથી સારૂં નીવડયું છે, તેમ ખુલ્લા દિલથી કબૂલ કરતાં હર્ષ ઉપજે છે. પૂર્વ અને પશ્ચિમનો સંયોગસાધક અભ્યાસક્રમ રચી જેમાં ઉત્તમ પદ્ધતિએ શિક્ષણ આપવામાં આવે છે તે લાહોરની लाला हंसराजवाळी दयानंद अँग्लो वेदीक कॉलेज અને પ્રાચીન આર્યપદ્ધતિએ સંગીન જ્ઞાન આપનાર लाला मुन्शीरामनुं हरद्वारनुं गुरुकुळ એ બન્ને હિંદુસ્તાનમાં કેળવણીની એવી આદર્શ સંસ્થાઓ છે કે જેમનું અનુકરણ દેશમાં ચોતરફ બહોળા વિસ્તારમાં થવાની આવશ્યકતા છે. આ સંસ્થાઓ અસાધારણ આત્મભોગના અનુપમ દૃષ્ટાંત તરીકે અને શિક્ષણપદ્ધતિના સફળ પ્રયોગ તરીકે ખાસ ધ્યાન ખેંચે છે. આ સંસ્થાઓના નિભાવને માટે જોઇતાં નાણાં શ્રીમંત ગૃહસ્થોની મોટી સખાવતોથી નહિ પણ સામાન્ય સ્થિતિના

મનુષ્યોની ન્હાની ન્હાની સખાવતોથી મળી આવે છે. દયાનંદ ઍંગ્લો વેદિક કૉલેજના છેલ્લા વાર્ષિક સંમેલન વખતે લોકો તરફથી નેવું હજાર રૂપિયાનું દાન મળ્યું હતું. તે બનાવ એ સંસ્થાના કાર્યવાહકોની કાર્યકુશળતા અને જનસમૂહની તેમના ઉપર અચળ શ્રદ્ધા દર્શાવે છે. આવો બનાવ માત્ર આ એકજ વર્ષનો નથી; પણ આ સુપ્રસિદ્ધ સંસ્થાઓને પ્રત્યેક વર્ષે વાર્ષિક સંમેલન વખતે આવી મદદ મળ્યાજ કરે છે.

આર્ય સમાજની સંસ્થાઓને આવી મદદ શાથી મળી શકે છે એ તપાસવાનો યત્ન આપણે કરીએ છીએ ત્યારે સંસ્થાઓની સુવ્યવસ્થા અને લોકોનો આ સંસ્થાઓ પ્રત્યે પ્રેમ એ બે કારણો આપણને આગળ પડતાં દેખાય છે. તેની સાથે સમાજના બંધારણમાં પણ કઈંક એવું જણાય છે કે જે સમાજના અનુયાયીઓને આવી ઉપયોગી સંસ્થાઓને દાન આપવા પ્રેરે છે. આર્યસમાજના સ્થાપકે પોતાનો મઠ સ્થાપ્યો નથી; એટલે ગાદીના આચાર્યના નિભાવની ખાતર થતું ખર્ચ આર્યસમાજને કરવું પડતું નથી. એમનાં મંદિરોમાં મૂર્તિઓ નથી અને તેથી મૂર્તિઓની પૂજા અને લાલનપાલન અર્થે થતા લાખો રૂપિયાનું ખર્ચ આ સમાજને કરવું પડતું નથી. આ કારણોને લીધે આર્યસમાજના અનુયાયીઓનું ધર્મને નિમિત્તે થતું દાન કેળવણીની સંસ્થાઓ, અનાથાશ્રમો અને ઉપદેશકોના નિભાવ અર્થેજ વપરાય છે.

મુંબઇ ઇલાકામાં પણ સમાજ તરફથી એક ગુરૂકુળ ખોલવામાં આવેલું છે અને હું આશા રાખું છું કે ઉત્તર હિંદુસ્તાનની ઉક્ત સંસ્થાઓને નમુનેદાર બનાવવામાં સમાજે તન,

મન અને ધનનો જેવો ભોગ આપેલો છે તેવો ભોગ આ મુંબઈ ઇલાકાની આર્યસમાજ આપશે અને એ સંસ્થાનો ઉદ્ધાર કરશે.

સમાજના કાર્યક્ષેત્રની ચારે દિશામાં નજર નાખતાં પ્રત્યેક મનુષ્યને ખાત્રી થયા વિના રહેશે નહિ કે દેશોન્નતિ અને લોકકલ્યાણની એક પણ એવી દિશા નથી કે જેમાં સમાજે પોતાનો ઝુંડો ફરકાવ્યો ન હોય. દેશહિતને લગતા પ્રત્યેક પ્રશ્નનો સમાજે ખંત અને ઉત્સાહથી અભ્યાસ કર્યો છે. ટુંકામાં દેશના અંગેઅંગની બારિકીથી ચિકિત્સા કરી, નબળા અને રોગિષ્ટ ભાગો કાપી કાઢી, નવું લોહી રેડી, દેશરૂપી સમગ્ર શરીરને પુષ્ટ બનાવવાનો પ્રશંસનીય ઉદ્યમ સમાજે આદર્યો છે. અને જો કે સમાજ રાજદ્વારી મંડળ નથી, તથાપિ રાજદ્વારી હક્કો પ્રાપ્ત કરવામાં મેળવવી જોઇતી પ્રત્યેક પ્રકારની યોગ્યતા હિન્દવાસીઓમાં આણવા માટે સમાજે પોતાનું બનતું કર્યું છે. આર્યસમાજે ઘડેલા દસ નિયમોનું યથાર્થ પાલન કરવાથી હરકોઇ મનુષ્ય આદર્શ શહેરી બન્યા વિના રહેજ નહિ. અને એવા શહેરીઓ જે દેશમાં ઉત્પન્ન થાય તે દેશના પુત્રો રાજા અને પ્રજા ઉભયની ઉત્તમ રીતે સેવા બજાવવાને યોગ્ય ગણાય, એમાં આશ્ચર્ય જેવું કંઇજ નથી. સમાજના અનુયાયીઓમાં વિચારની સ્વતંત્રતા તથા નિર્ભયતા, કર્તવ્યપરાયણતા તેમજ હાથમાં લીધેલું કાર્ય પાર ઉતારવાની ખંત તથા દૃઢતા દૃષ્ટિગોચર થાય છે. એવા સદ્‌ગુણો જો અન્ય ભાઇઓમાં હોય તો આર્યાવર્ત્તનો ઉદયકાળ બહુ દૂર રહે નહિ.

આ ચરોતર પ્રદેશમાં વર્ષોથી આર્યસમાજો સ્થપાવાની શરૂઆત થઈ છે. તે સંબંધમાં કેળવાયલા સદ્‌ગૃહસ્થોમાં સ્વાભાવિક રીતે ઉત્કટ ઇચ્છા હોય છે કે આર્યસમાજના પ્રશંસનીય ગુણોનો

આ પ્રદેશમાં બહોળો ફેલાવો થાય, ને ગરવી ગુજરાતના આ પોચા વિભાગનું ઢીલાપણું દૂર થઇ તેની જગ્યાએ સમાજના જેવી નિર્ભયતા અને કર્તવ્યપરાયણતાનો પ્રવેશ થાય. આ પરદેશમાં છેલ્લા દશબાર વર્ષમાં કેળવણીવિષયક સંસ્થાઓ સ્થપાઇ છે અને જનસમાજમાં જાગૃતિ આવી છે. તેને આધિક તેજ અને જુસ્સો મળે તે ખાતર સમાજના જુસ્સાનું અનુકરણ આ પ્રદેશમાં થાય તે ઇચ્છવા યોગ્ય છે. આ વિભાગમાં અજ્ઞાનનો અંધકાર વ્યાપી રહેલો હોવાથી કેળવણીવિષયક હીલચાલોની હજુ પણ વિશેષ વિસ્તારમાં જરૂર છે. વહેમ અને અજ્ઞાન કેટલી હદ સુધી જડ ઘાલી બેઠાં છે તેનું હાલમાં બનેલું એકજ ઉદાહરણ આપની સમક્ષ રજુ કરવાનું હું યોગ્ય વિચારૂં છું. અહીંથી થોડે દૂર मेहळाव નામે ગામ છે. થોડા સમય પર ત્યાંના કેટલાક સ્વાર્થી અને અંધશ્રદ્ધાળુ લોકોએ પોતાને ત્યાં આરાસુરથી અંબાજી માતા પધાર્યાની વાત ચલાવી હતી. એ હકીકત સત્ય માની આસપાસના ગામના હજારો લોકો દર્શનાર્થે ઉતરી પડયા હતા અને એ બહાને હજારો રૂપીઆનો નિરર્થક વ્યય થયો હતો. જોકે એ ઢોંગ ટુંક મુદતમાં કળાઈ ગયો હતો, છતાં એ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે એવા વહેમોનાં ભોગ થઇ પડે એવાં નિર્બળ મન આ તરફના લોકોનાં છે અને તેટલાજ માટે અજ્ઞાનનું અગાધ અંધારૂ દૂર કરવા સારૂ કેળવણીનાં કિરણો આ પ્રદેશમાં ફેંકવાની ઘણી જ જરૂર છે. આ સ્થળે જણાવતાં મને આનંદ થાય છે કે ચરોતરના કેટલાક કેળવાયલા યુવકોએ "चरोतर एज्युकेशन सोसायटी" નામની સંસ્થા થોડો સમય થયાં સ્થાપી છે, અને સંતોષની બીના એ છે કે બધા વર્ગના લોકોએ શરૂઆતથીજ તેમાં જોડાઇ યથાશક્તિ સહાય આપીને એ ઉપયોગી પ્રવૃત્તિ પ્રત્યે પોતાની સહાનુભૂતિ દર્શાવી છે. आणंद

ગામના લોકોએ પોતાની અંગ્રેજી શાળા સોસાઇટીને સોંપી ઉદાર સહાય આપી હાઇસ્કૂલ બનાવવા જે યોજના કરી છે તે માટે તેમને હું આ સ્થળે ખરા અંતઃકરણથી ધન્યવાદ આપું છું અને આશા રાખુ છું કે કેળવણીના પ્રચાર દ્વારા અજ્ઞાન અને વહેમ દૂર થશે, સત્ય ધર્મના સંસ્કાર દૃઢ થશે અને મનુષ્યોનાં જીવન ઉન્નત બનશે.

આ તરફના પ્રદેશનો મોટો ભાગ श्रीमंत गायकवाड सरकारની સત્તા નીચે છે. તેઓ નામદાર પોતાની પ્રજામાં જ્ઞાનનો પ્રચાર કરવા માટે અનેક પ્રયત્નો કરે છે. પોતાની પ્રજાને જાગૃત કરવા ૧૮ નામદાર ગાયકવાડ સરકાર તરફથી સ્થળે સ્થળે શાળાઓ ઉપરાંત પુસ્તકાલયો પણ સ્થાપવામાં આવ્યાં છે. નાના ગામોમાં વસતી પ્રજાને કેળવણી આપવા માટે ફરતાં પુસ્તકાલયો મોટી સંખ્યામાં ફરતાં રાખવામાં આવે છે, અને 'સીનેમા' દ્વારા બોધક દેખાવો બતાવવાનો પ્રયોગ પણ ચાલુ થયો છે; તે ઉપ-રાંત ખાસ ઉપદેશકોને ગામે ગામ ફરી બોધ આપવા માટે રોકવામાં આવેલા છે. નામદાર ગાયકવાડ સરકારની પ્રજા–ઉન્નતિ માટેની વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ આર્યસમાજના ઘણાખરા ઉદ્દેશોને અનુરૂપ છે. આવા સુશિક્ષિત, પ્રજાપ્રેમી અને માર્ગ-દર્શક રાજ્યકર્ત્તાના છત્રની શિતળ છાયા નીચે કેળવણીમાં આ-ગળ વધતી પ્રજા ખરેખર અહોભાગ્ય ગણાવી જોઇએ.

ब्रिटिश शहेनशाहतના ન્યાયી અમલ નીચે અગાઉનું છિન્નભિન્ન થઇ પડેલું હિંદ પાછું એકત્ર થવાનાં અને આ પ્રકારની ધર્મ પરિષદોદ્વારા પ્રગતિને માર્ગે પ્રયાણ કરવાનાં જે શુભ ચિન્હો દૃષ્ટિમર્યાદામાં દેખાય છે તેને માટે એ નામદાર સરકારને જ હિંદ આભારી છે. એ ઉપકારનો બદલો યુરોપમાં અત્યારે ચાલતા ભયંકર યુદ્ધમાં તન, મન, ધનનો યથાશક્તિ ભોગ

આપી હિંદવાસીઓ કંઇક અંશે વાળે છે, અને એ મહારાજ્ય આ વિગ્રહમાં સત્વર વિજયી નીવડે અને તેની સાથેનો આપણો સંબંધ હમેશ માટે ચાલુ રહે એમ અંતઃકરણપૂર્વક ઇચ્છે છે.

છેવટમાં આર્યસમાજે દેશોદયના કાર્યમાં અને પ્રજાને આગળ વધારવામાં ઘણું કર્યું છે, અને ભવિષ્યમાં એથી પણ અધિક કરશે એવી સકારણ ઉમેદ રહે છે. જો શાસ્ત્રાર્થ અને ચર્ચાઓમાં કર્કશતાને બદલે મધુરતા દાખલ થાય, જુના વિચારો સામે વિરોધની ભાષામાંથી તિરસ્કારદર્શક અને અપ્રિય તત્ત્વો ઓછાં થાય અને અન્યધર્મીઓ સાથે વધારે સ્નેહ અને ભ્રાતૃભાવથી વર્તવામાં આવે તો આર્યસમાજને પ્રત્યેક ભારતવાસી પૂજનીય ગણી માન આપે એવા અસંખ્ય ગુણો તેનામાં રહેલા છે.

આર્ય સમાજની સ્વતંત્રતા અને કર્તવ્યપરાયણતાનો જુસ્સો આર્યાવર્તમાં સ્થળે સ્થળે પ્રાપ્ત થાય એવી અંતિમ પ્રાર્થના સાથે મારૂં આજનું ભાષણ સમાપ્ત કરતાં આપ સર્વ બન્ધુઓનો એકવાર ફરીથી ઉપકાર માનું છું.

---

૨

# કાઠિયાવાડના રાજવંશીઓને

સ્નેહી મિત્રો અને મુરબ્બીઓ,

જ્યારે જ્યારે સૌરાષ્ટ્રની વીરભૂમિનાં યશોગાન હું સાંભળું છું ત્યારે ત્યારે સમસમી રહું છું. મહા મહિમામય ભૂતકાળનો અને કલંકિત વર્તમાન કાળનો ક્યાં મેળ બેસે ?

પ્રભુની ઇચ્છાથી મારાં સદ્દભાગ્યે કે કમભાગ્યે હું પણ તમારા જેવીજ સ્થિતિમાં મૂકાયેલો છું. જૂના લોકની જીવન-પ્રણાલિનો મને અનુભવ છે. બત્રીસ કરોડની વસ્તીવાળા આ વિશાળ દેશમાં કરોડો દીન જનો ભૂખમરો વેઠે છે તેવી હૃદય-દ્રાવક દશામાં આપણે નમેરા બની પડયા રહીએ એ આપણી કેવી અધોગતિ !

પ્રજારક્ષકનો દાવો કરનાર આપણે રાજાઓ અને તાલુકદારોએ પ્રજા માટે શું કર્યું ? કાઠિયાવાડમાં હાલ જે દશા પ્રવર્તે છે તેથી તો મારૂં હૃદય કંપે છે. આપણી સત્તા નીચે પ્રજા-સ્વાતંત્ર્ય જેવું શું છે ? આપણી પ્રજા શું સુખી છે ? પરદેશ જઇ આપબળથી ધનસંચાર કરી જીવનનાં સુખસાધનો મેળવનાર લોકો તો એક રીતે આપણાથી સ્વતંત્ર જેવા બને છે, પણ એવા જૂજ અપવાદ સિવાય પ્રજાની હાય સાંભળવા આપણે કદી સાચા હૃદયે પ્રયત્ન કર્યો છે ?

દેશમાં ઘેર ઘેર રેંટીયો ફરે, દરેક જણ ખાદી પહેરે એવો મહાત્મા ગાંધીએ જેલના બારણાથી પણ સંદેશો પાઠવ્યો છે. તે સંદેશાનો આપણે શો અમલ કર્યો ? આપણે કેટલા રેંટીયા સ્થાપ્યા ? આપણામાંથી કેટલાએ પ્રજામાં ખાદીનો ફેલાવો કરવાના પ્રયત્ન કર્યા ?

આપણું અને આપણા કારભારીઓનું બુદ્ધિબળ પ્રજાને લુંટવામાં જ ખપી જાય છે. દારૂની બદીનો જડથી નાશ કરવા-ના મહાત્મા ગાંધીજીના ફરમાનનો આપણે શો અમલ કર્યો ? આપણે તો દારૂની દુકાનોના ઇજારાની વધુ રકમ ઉપજેલી જોવાને આતુર રહીએ છીએ, એટલુંજ નહિ પણ પ્રજા ઉપર કેટલાએ બેહુદા જુલ્મી કર આપણે લાધ્યા છે. આપણી તિજો-રીઓ પ્રજાની આબાદીમાં ખાલી થાય, પ્રજામાં ઘેર ઘેર રેંટીયા

સ્થાપવામાં ખાલી થાય, એ પવિત્ર સિદ્ધાંતની વિરૂદ્ધ વેપારી બુદ્ધિને વશ થઇ રક્ષકનો ધર્મ ચુકી આપણે પ્રજાભક્ષક બનીએ છીએ. આપણામાંથી ઘણા તો રાજા મટી વેપારી બન્યા છે. રાજા વેપારી બને એ તો કેવળ અધમ દશા સૂચવે છે.

આપણા આ બધા વર્તનમાં સ્વાર્થવૃત્તિનુંજ પ્રાધાન્ય છે. તે સ્વાર્થવૃત્તિને કારણે આપણે પ્રજાથી અસ્પૃશ્ય બન્યા છીએ. આવી અસ્પૃશ્ય દશામાં પ્રજાવત્સલતા સંભવેજ કેમ ? જ્યાં પ્રજાવત્સલતા નથી ત્યાં પ્રજાહિતને પણ કેટલો અવકાશ ?

ગાંધીજીએ પોતાના જીવનથી શીખવ્યું કે આપણે દેશનું ભલું કરવું હોય તો આપણે નિર્ભય બનવું જોઇએ. આપણે તો કેવળ ભયભીતનું જીવન ગુજારીએ છીએ. આપણે આપણા ઘરબાર, વાડી વજીફા, મોજશોખ એવા તે શાને મોંઘા કરી દીધા કે જે સાચવવાને આપણે આટલા દીન બનવું પડે છે ! મૃત્યુને પણ ઓશીકે મૂકી નિરાંતે સૂઇ જનાર આપણે નિર્ભયતાને અભાવે એવા તો ખુશામતીયા બન્યા કે આપણે મનુષ્યત્વ પણ ખોઈ બેઠા, અને આજે આપણી જાતને ગુલામ બનાવી મેલી છે.

મિત્રો અને મુરબ્બીઓ ! હું આપને ઉપદેશ આપવા કે કટુભાવથી આપની ટીકા કરવા બેઠો નથી. પણ જે હીન દશાથી આપણે પીડાઇએ છીએ તેમાંથી છૂટકારો મેળવવા મારા હૃદયનો કકળાટજ ફક્ત જણાવું છું. તેમાંથી છૂટવાનો માર્ગ આજ છેઃ—

૧. આપણે નિર્ભય બની પ્રજાના હિતમાંજ મચ્યા રહેવું. પ્રજાનું હિત તેજ આપણું.

૨. તે હિત ઘેરઘેર રેંટીયા સ્થાપવાથી સાધી શકાશે.

૩. તે હિત જાતે ખાદી પહેરી પ્રજામાં ખાદીનો ફેલાવો કર્યાથી સાધી શકાશે.

૪. તે હિત પ્રજામાંથી દારૂની બદીનો સદંતર નાશ કરવાથી સાધી શકાશે.

આજ માર્ગે આપણે સુખી થઇશું, પ્રજાને સુખી કરીશું, અને જે મહાત્માએ કાઠિયાવાડની પવિત્ર ભૂમિની કુખે જન્મ લઈ તેને તિર્થભૂમિ બનાવી તેણે આરંભેલા ધર્મયજ્ઞમાં આપણે આપણો હિસ્સો આપી શકીશું.

દયાળુ પ્રભુ તમને પણ એવીજ શ્રદ્ધા આપો એવી મારી પ્રાર્થના છે.

"નવજીવન"– કાઠિયાવાડ અંક

લી. આપનો સ્નેહાધીન,
ગોપાળદાસ અંબાવીદાસ દેશાઇ
તાલુકદાર, રાય સાંકળી.

---

૩

# મારા પાટીદાર જ્ઞાતિબન્ધુઓ પ્રત્યે.

ગુજરાતની મહાસભા આણંદમાં ભરાય તે વખતે પાટીદાર કોમનું શું કર્તવ્ય છે તે મારા હૃદયમાં સતત્ રમ્યાં કરે છે. પણ તે હું કોને કહું? શી રીતે કહું? કહીને પણ શી આશા રાખું? આવા નિરાશાજનક ઉદ્‌ગાર પણ હૃદયે કાઢ્યા! છતાં જે આશાવાદે મને આ લડતમાં નાખ્યો તે આશાવાદે મને મારા જ્ઞાતિભાઇઓને કાંઈક કહેવાને પ્રેર્યો.

મારી સ્થિતિ કફોડી છે, તે હું સારી પેઠે સમજું છું. હાલ

મેં ગ્રહણ કરેલ જીવન સંબંધે આખી કોમમાં ઘણી ચર્ચા થાય છે, એની મને ખબર છે. "તમે ઉતાવળ કરી છે" "અતિ ઉત્સાહને આધીન થઇ ગાદી ખોવાનું જોખમ લઇ બેઠા છો." એવા પ્રેમભર્યા ઠપકા પણ મને મળ્યા છે. કેટલાક એમ પણ માને છે કેઃ—"શું કરે? ફસાઇ પડયા છે! હવે શું મોં લઇને ખસી જવાય?" આ બધા તર્કવિતર્કમાં હું પ્રેમ સિવાય કાંઈ જોતો નથી. આવા પ્રેમનો મને તો શો અધિકાર ? મેં અગર મારા વડીલોએ પાટીદાર કોમની એવી શી સેવા બજાવી છે કે જેથી હું આટલા પ્રેમનો અધિકારી બની શકું? મારા વડીલોએ કોમની જુજ સેવા બજાવેલી તેના બદલામાં આટલા બધા પ્રેમનો મને શો અધિકાર? હું મારી અને મારા વડીલોની ખાનદાની પાટીદાર કોમની સેવા બજાવીને પુરવાર કરવા માગું છું. અસહકારની મહાન્ અને પવિત્ર લડતમાં હું પડયો તે પણ એજ હેતુથી. હિંદ માતાની સેવામાં પાટીદાર કોમની સંપૂર્ણ સેવા થઇ શકે એમ છે. પાટીદાર કોમ એ ખેડુત વર્ગ છે—જમીનદાર વર્ગ છે. તેનો મુખ્ય આધાર જમીન છે. વ્યાપાર કે નોકરી એ તો ચાર દિવસનું ચાંદરણું છે. વતન તો જન્મારાનો રોટલો છે. એટલે તે વતનના ઉદ્ધારમાંજ પાટીદાર કોમનો ઉદ્ધાર છે. બીજા દેશોમાં ગમે તેવા ભિન્ન સંજોગો હશે પણ હિંદુસ્તાન જે ખેતીનો મુલક છે અને જેની વસ્તીનો એંશી ટકા ખેડુત વર્ગ છે, તે દેશની રાજકીય હીલચાલ સાથે બીજા વર્ગ કરતાં ખેડુત વર્ગને વધારે નિસ્બત છે. પાટીદાર કોમનો ઇતિહાસ પણ એજ કહે છે. પાટીદાર કોમે જે જાહોજલાલી મેળવી છે તે વેપારી બુદ્ધિથી નહીં પણ ઉદાર બુદ્ધિથી —આત્મભોગની વૃત્તિથી. જ્યારે જ્યારે દેશમાં—ગુજરાતમાં રાજકીય વિપ્લવ થયેલા ત્યારે ત્યારે પાટીદાર કોમે જે પ્રમાણમાં

જોખમ વ્હોરેલાં તે પ્રમાણમાં તેમની હાલની જાહોજલાલી ટકી રહી છે. આવી અલ્પ બુદ્ધિના હિસાબે હું આ લડતમાં જોડાયો. મારી કોમનું કલ્યાણ કરવાનો સારામાં સારો રસ્તો મને એજ જણાયો અને તે મેં સર્વસ્વના ભોગે ગ્રહણ કર્યો. આમાં કેટલાકને મારી મતિ વિપરીત હોવાનું જણાય છે. કેટલાક સ્નેહીઓએ મને બેધડક કહી દીધેલું કે તમે પાટીદાર કોમનું સત્યાનાશ વાળવા બેઠા છો. પાટીદાર કોમ મિથ્યાભિમાનથી સડે છે. મોજશોખથી જર્જરિત થઈ છે, અંદર અંદરના કજીયાથી પોતાનો ક્ષય કરી રહી છે. જુઠો ડોળ, ખુશામત, ભીરૂતા, અને બુરી રૂઢીઓમાં સંડોવાઈ ગઇ છે. તેવા અંશવાળી પાટીદાર કોમનો નાશ થાય તોજ જે શેષ રહે તે પવિત્ર અને વિશુદ્ધ રહે. એ પવિત્ર રહેલ શેષ ભાગથી પાટીદાર કોમનો સૂર્ય આ સંસારમાં તપે, નહીં તો જતે દિવસે જેમ રજપૂત મટી ધારાળા થયા તેવી જ રીતે પાટીદાર મટી હલકી દશામાં જાય. મારા બંધુઓ, બનવું ન બનવું પ્રભુના હાથમાં છે; મારી તો પ્રમાણિકપણે એજ ઇચ્છા છે. તે ઇચ્છાની ખાતરજ જેને મારા કેટલાક મિત્રો મારો નાશ કહે છે તેને હું નોતરી રહ્યો છું, કારણ કે મને ખાત્રી છે કે ઘઉંનો દાણો જમીનમાં કહોવાઇને પોતાનો નાશ કરે તોજ બીજા સેંકડો દાણા પેદા થાય. તે પોતાની જાત સંભાળે તો એકપણ બીજો દાણો થાય નહીં, પણ ઉલટું ઉધેઈ તેને પણ ખાઈ જાય. મને કાળરૂપી ઉધેઇ ખાય તેના કરતાં પાટીદાર કોમના ઉદ્ધારની ખાતર હું ખવાઇ જાઉં તેમાં હું મારૂં મહદ્ ભાગ્ય માનું છું.

આ તો મ્હેં મારી અંગત વાત કરી. પણ તેમાંજ મારો બધો મુદ્દો આવી જાય છે. મારા ઉપરના વિચારથી તમને એમ

લાગ્યું હોય કે હું દિવાનો નથી બન્યો–મૂર્ખ નથી બન્યો, તો તમે પણ મને મારા ધર્મકાર્યમાં મદદ કરો. તે મદદ તમે દેશની મહાસભાના ફરમાન મુજબ વર્તવાથી કરી શકશો. આણંદમાં જે રાજકીય પરિષદ્ આવતા અડવાડીયામાં ભરાય છે, તેમાં તમે કુટુમ્બસહ પધારી તેના આદેશને શુદ્ધ ભાવે ઝીલો–તે પ્રમાણે વર્તો. આપણી ખેતીમાં તમ્બાકુ પકવવામાં જેટલો રસ લઇએ છીએ તેને બદલે કપાસ પકવવામાં તેટલો રસ લેતા થાઓ, ઘેરઘેર રેંટીઆ શરૂ કરો અને ખાદીથી–આપણાં ભાઇબ્હેનોના પવિત્ર હાથે કંતાયેલી શુદ્ધ ખાદીથી–આપણાં બધાં વ્યાવહારિક અને ધાર્મિક કાર્યો શોભાવો; તોજ આપણા સાધુચરિત્ નેતા મહાત્મા ગાંધીજી જેલની બહાર આવી આપણી સમક્ષ ઉભા રહેશે. આખું ગુજરાત આપણી વચ્ચે આવે છે, તે સમયનો આપણે લાભ નહીં લઇએ, પરિષદ્ના કાર્યને આપણે પૂર્ણ ઉત્સાહથી નહીં ઉપાડી લઇએ, તો આપણા જેવા નગુણા કોણ? આપણા જેવા આત્મદ્રોહી કોણ?

વળી પાટીદારસભા પણ ભરાવાની છે. પાટીદાર કોમની અમાપ સેવા કરનાર શ્રીયુત વિઠ્ઠલભાઇ અને વલ્લભભાઇની કદર પાટીદાર કોમ હજી સુધી નથી કરી શકી તે આપણને શરમાવા જેવું છે. હું તો માનું છું કે પોતાના સર્વસ્વના ભોગે તે ભાઇઓએ પાટીદાર કોમને જગતમાં ઓળખાવી છે–દીપાવી છે અને તેવો વિશુદ્ધ દાખલો પાટીદાર કોમના આજસુધીના ઇતિહાસમાં હોય એમ જણાતું નથી. તેવા દેશભક્ત ભાઇઓને માન આપીને પાટીદાર કોમ પોતાનું માન વધારશે. આવા પ્રસંગે દરેક પાટીદાર સ્ત્રીપુરૂષે હાજર રહી કોમની કીર્તિ વધારવી.

લગ્ન જેવા પવિત્ર વ્યવહારને આપણે આપણી નીચ વૃત્તિને કારણે અપવિત્ર બનાવી દીધો છે. સહૃદય માણસ આપણા લગ્ન પ્રસંગોમાં ભાગ ન લઈ શકે એવા જુલમી વ્યવહાર આપણે લગ્નના બ્હાને કરતાં શીખ્યા છીએ. હું તો મારા અનુભવથી કહું છું કે કેટલાંએ જવા જેવાં લગ્નોમાં હું આવા કારણે ભાગ લઈ શકયો નથી. આવા અનેક કઢંગા રીવાજો સંબંધે તો વાટાઘાટ કરી લેવી જ જોઇએ. હાલ કોમ એવી ઈન્દ્રજાળમાં ફસાઇ પડી છે કે તેમાંથી નહીં છુટે તો તેનો નાશ તેમાં જ થવાનો સંભવ છે. તે મુક્તિનો રસ્તો પણ આપણે પાટીદાર સભામાં હાજરી આપી શોધી શકીશું.

આમ આપણે આપણો સામાજીક, નૈતિક અને આર્થિક ઉદ્ધાર સાધવામાં આળસ ન કરો. કોમની જે કોઈ સેવા કરે તેને મદદ કરો. તેની વ્યક્તિ તરફ નજર ન કરો. તેણે જે કામ ઉપાડયું છે તે પવિત્ર છે કે નહિ, તે કોમને લાભપ્રદ છે કે નહિ એનોજ વિચાર કરી તેને સહુ મદદ કરો:

હું કાંઇ કોમને ઉપદેશ આપવા બેઠો નથી. તેવી શક્તિ મારી પાસે નથી. પણ મારો આત્મા એમ સાક્ષી પૂરે છે કે પાટીદાર કોમે કુદરતના નિયમને તાબે થવું પડશે. દુઃખ વિના સુખ નહિ, તપ વિના સિદ્ધિ નહિ અને ત્યાગ વિના મુક્તિ નહિ. કોમને સુખ-સિદ્ધિ અને મુક્તિ-સ્વતંત્રતા જોઇતી હોય તો સામાજીક વિપ્લવમાં સર્વ જાતના ભોગો આપ્યા સિવાય પણ છુટકો નથી. શ્રીકૃષ્ણ ભગવાનના શબ્દમાં કહું તો આ લડતમાં જો નાશ થશે તો સ્વર્ગ અને કીર્તિ મળશે, અને જો જીત મળશે તો પૃથ્વીનું રાજ્ય મળશે. પાટીદાર કોમને આ બન્નેમાંથી એકનીજ પસંદગી કરવાની રહી. ત્રીજો રસ્તો ભયના માર્યા નાશી છુટવાનો છે અને તે તો બ્યંડળ માંટે છે.

હુ તો આશા રાખી બેઠો છું કે પાટીદાર કોમ ક્ષત્રી હોવાનો દાવો કરે છે તે વ્યંડળ તો કોઇ કાળે નહિ બનવા ઇચ્છે.

સ્વરાજ્ય આશ્રમ, આણુંદ,
વૈશાખ વદ ૫, રવિવાર, ૧૯૭૮.

લી. કોમનો સેવક,
ગોપાળદાસ અંબાઇદાસ દેસાઇ.

---

૪

# છઠ્ઠી ગુજરાત રાજકીય પરિષદ્*

---

પ્રતિનિધિ ભાઇઓ અને બ્હેનો તથા માનનીય મ્હેમાનો,

કારાગૃહવાસી મહાત્મા ગાંધીજી તથા બીજા દેશભકતોને યાદ કરી હિંદના ધર્મયુદ્ધના આ કટોકટીના પ્રસંગે સ્વાગત મંડળ તરફથી તેમજ આણુદ તાલુકાની સમગ્ર પ્રજા તરફથી આપ સૌ બ્હેનોને અને ભાઇઓને આવકાર આપતાં હું કૃતાર્થ થાઉં છું. ઉનાળાની ઋતુ અને તેમાં વળી આ વર્ષે લગ્નસરામાં આમ પ્રજાનું વિશેષત: રોકાણ હોવાં છતાં જે સંયોગોમાં આપણો દેશ અત્યારે પસાર થાય છે તે જોતાં આ બેઠકને સત્વર બોલાવવાનું ઉચિત લાગ્યું છે.

આ છઠ્ઠી બેઠકની પૂર્વજ પાંચ બેઠકોનો સત્કાર કરવાનું ભાગ્ય જીલ્લાના પ્રસિદ્ધ અને શહેરી સ્થળોને પ્રાપ્ત થએલું છે. અમારા જીલ્લાના મુખ્ય સ્થળ નડીયાદે એ અનુપમ સેવાનો લાભ અત્યાર પહેલાં લીધેલો છે. આ પહેલોજ પ્રસંગ છે કે

* સ્વાગત મંડળના પ્રમુખપદેથી આપેલું ભાષણ.

એક તાલુકાને સમગ્ર ગુજરાતની પરિષદ્ બોલાવવાનું માન મળે છે. અસહકારની અપૂર્વ જાગૃતિ પછી એટલું તો સ્વીકારવું પડશે કે દેશના કાર્યનો નિર્ણય કરવામાં અગર તો દેશના પ્રસંગોનો સત્કાર કરવામાં શહેરી અને સુધરેલી પ્રજાની હાર-રોહારમાં ઉભી રહી શકે એટલી લાયકાત ગ્રામ્ય પ્રજા પ્રાપ્ત કરવા લાગી છે અને ભાવિ ગુજરાતને આમંત્રણ આપવાનું માન ગુજરાતનો એક નાનામાં નાનો ખુણો પણ પ્રાપ્ત કરે તો એ મગરૂર થવા જેવી બીના લેખાશે.

અમારા તાલુકામાં મોટાં શહેરો નથી, છતાં જાહેર જીવનમાં કે પ્રજાના ઓજસ્‌માં અમારો તાલુકો ગુજરાતના બીજા તાલુકાઓથી પાછળ રહ્યો નથી. બેએક વર્ષો પહેલાંના આપણા મહત્વના વિચારો અત્યારે બદલાઇ ગયા છે અને નવા પ્રકાશની દૃષ્ટિએ જોતાં અમે નિરાશ ન થઇએ એવાં તત્વો અમારા તાલુકામાં હયાતી ધરાવે છે. એક ‘ ખેડુત અને વણકર ’ ના સૈનિક થવા માટે અમારા તાલુકાની લાયકાત અમે સંહુજે સાબીત કરી શકીએ તેવી સ્થિતિમાં છીએ. ગુજરાતના જીવનમાં અમારા તાલુકાએ ઠીકઠીક ભાગ ભજવ્યા કર્યો છે. ખેડા જીલ્લાની સત્યાગ્રહની લડતમાં અમારા તાલુકાનો ફાળો સંતોષકારક હતો. હિંદના રાજકીય જીવનના ધીર અને સાચા સેવક શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલ અને ગુજરાતના ગાંધીજીના જમણા હાથરૂપ શ્રીયુત વલ્લભભાઇ પટેલને જન્મ આપવાનું માન અમારા તાલુકાને છે. ગુજરાતની રાજકીય પરિષદોના છ પ્રમુખોમાંથી ત્રણ જેટલા પ્રમુખો અમારા તાલુકાની ભૂમિએ પૂરા પાડયા છે. એ અમારો તાલુકો છે કે જેને ભારતના ધર્મક્ષેત્રરૂપ અનુપમ બારડોલીથી બીજા નંબરનું માન સામુદાયિક સવિનયભંગની તૈયારી કરવાની પરવાનગી આપીને ગુજરાતે આપ્યું હતું. અસહકારની પ્રવૃત્તિમાં

અમારો આંક ગુજરાતમાં ઉતરતો નથી. ગાંધીજીની દેશસેવાની વીરહાકનો જવાબ અમે યથાશક્તિ આપતા રહ્યા છીએ. ધારાસભાનો બહિષ્કાર અમારા તાલુકાએ સમગ્ર દેશની સાથે લગભગ સંપૂર્ણપણે કર્યો હતો. રાષ્ટ્રીય શિક્ષણમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીની શાળા, કરમસદ અને બોડનાં રાષ્ટ્રીય વિનયમંદિરો જેવી લગભગ બધી પ્રતિષ્ઠિત શાળાઓએ રાષ્ટ્રીયત્વ સ્વીકારેલું છે. ટિળક સ્વરાજ ફાળો અને મહાસભાના સભાસદોમાં રેંટીયા અને ખાદીના પ્રચારમાં તેમજ ખાદીની ઉત્પત્તિમાં ગુજરાતના અન્ય તાલુકાઓની આગળ નહિ તો હારોહારમાં તો છીએ. મહાસભાના બંધારણની ડાળીઓ પણ અમારા તાલુકામાં ઠીક ફેલાએલી છે. અને છેક છેવટે કાયદાનો સવિનયભંગ કરવાના હેતુથી જમીન મહેસુલ અટકાવવાના ટુંકા પ્રયોગોમાં પણ અમારા તાલુકાએ ઉજ્જવળ ભાગ ભજવ્યો છે.

આ અમારી ઉજળી બાજુનો ઉલ્લેખ કરતાં સખેદ મારે જણાવવું જોઇએ કે અમારી ઉણપ પણ ઓછી નથી. અહિંસા ધર્મનું પૂરૂં પાલન થઇ શકે એટલી આત્મસંયમ પ્રકૃતિ હજુ અમે પ્રાપ્ત કરી શકયા નથી. અસ્પૃશ્યતાનિવારણમાં અમારાથી હજુ નજીવુંજ કાર્ય થયું છે. શિરને સાટે શિરછત્રને ઉતારનાર અને પાઘડીને શિરછત્રથી જરા પણ ઓછી મહત્તા નહિ આપનાર–પાટીદાર કોમે પાઘડી ઉતારી ગાંધી ટોપીનાં વ્રત ધારણ કર્યાં છે; છતાં તેમના શિષ જેટલું તેમનું સર્વાંગ દીપ્યું નથી. સ્ત્રીઓનાં હૃદય બદલવામાં પણ અમે વધારે ફળીભૂત થયા નથી. હજુ અમારા કેટલાએક ગામોમાં મહાસભાની સંસ્થાઓ ઉભી કરવાની રહી છે.

આવા ગુણદોષવાળી પ્રજાને આંગણે આપ અનેક મુશીબતો વેઠીને પધાર્યા છો. ગુજરાતનું ગૌરવ આપણા હાથમાં છે.

આપણા નિર્ણયો પ્રત્યે ગુજરાતની પ્રજા તલ્લીન હૃદયે જોઇ રહી છે. આ પરિષદ્‌ને ચર્ચા–પરિષદ્ બનાવવી કે યુદ્ધ–પરિષદ્, એ આપણા હાથમાં છે. અસહકારના મંત્રનો પ્રથમ ધ્વનિ કરનાર ગુજરાતીઓને ચર્ચા કરવા જેવું શું રહે છે ! જે ગુજરાતે કલકત્તાની મહાસભા પૂર્વે અસહકારનો ટંકાર કર્યો હતો તે ગુજરાતનો આત્મા હજુસુધી સંશયમાન હોય એમ હું માનતો નથી. અસહકારના કાર્યક્રમમાં ફેરફાર કરવાના ભણકાર વાગે છે. જો ગુજરાત એમ માનતું હોય કે પ્રજામાં માલમ પડતી નિરાશા, એ અસહકારના ક્રમના અધુરા પાલનને આભારી છે, નહિ કે અસહકારના સ્વરૂપને–તો આપણે આપણા નિશ્ચયને વધારે બલવાન બનાવવા માટે સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવું જોઇએ કે મહાસભાના કાર્યક્રમને આપણે અનન્ય ભક્તિથી અને બેવડી શક્તિથી પાર ઉતારીશું.

આપણે હવે સરકારના વલણ તરફ અગર તો સરકારની મહેરબાની તરફ દુર્લક્ષવાન થતા જઇએ છીએ અને આપણા પોતાનાજ પગ ઉપર રહેતાં શીખ્યા છીએ; છતાં આપણી શક્તિનો તાગ કાઢવો જરૂરનો છે. આપણે આપણી બડાઇને ત્યજવી જોઇએ, તેમજ આપણી નિરાશાને પણ ત્યજવી જોઇએ. ગયા વર્ષમાં આપણી જાગૃતિ અપૂર્વ થઈ એવું સર્વ બાબતોમાં આપણી સાથે સંમત નહિ થનાર ભારતભૂષણ પંડિત માલવીયાજીને અને સર્વ બાબતોમાં આપણા વિરોધી નામદાર શાસ્ત્રીઆરને પણ કબુલ કરવું પડયું છે. અનેક વર્ષોથી માત્ર વચનો આપવામાં શૂરીપૂરી અને પ્રજાને બીનવફાદાર બનેલ નોકરશાહી પ્રત્યે બીનવફાદારી આપણે જાહેર કરી દીધી છે. હિંદની સંસ્કૃતિને હણનાર અને કેવળ પરદેશના વેપારને પોષનાર રાજતંત્રને જીવના જોખમે પણ ઉથલાવી નાખવા આપણે

"બેઠો બળવો" પૂકાર્યો છે. પોતાના હેતુ સાધી લેવા આત્મનિર્ણયનો સિદ્ધાંત આગળ ધરનાર ઇંગ્લેન્ડનો ઢોંગી બરડો આપણે ઉઘાડો પાડયો છે. હિંદ હિંદને માટે, કે હિંદ પરદેશને માટે એનો સદાને માટે સુંદર ફડચો લાવવા આપણાં હૃદયો તીવ્ર બન્યાં છે. હિંદનાં અનુપમ સાધનો લેન્કેશાયરની લોભવૃત્તિને પોષે કે આધિવ્યાધિથી પીડાતાં આ હરીઆળી ભૂમિનાં રંક સંતાનોને પોષે, એ પ્રશ્નનો નિકાલ કરવા આજ હિંદની જનતા એકપગે થઈ છે. રૂપમાં, રંગમાં, ઢંગમાં, આચાર અને વિચારમાં હિંદની નિરાળી વિદેશી નોકરશાહી હિંદની નેતા બને કે દેવાંશી ગાંધીજી જેવા હિંદના ગરીબોના બેલી, એ સવાલને આજ દુનીઆની આલમ આગળ આપણે ધર્યો છે. થોડાની આસુરી સંપત્તિઓ વધારવા માટે જીવનનો નિર્વાહ ચલાવવો ઘટે કે અનેકની દૈવી સંપત્તિ વધારવા, એવા એવા અનેક સિદ્ધાંતોને આપણે હિંદના હૃદયમાંથી હલમલાવી હિંદની અને સારા જગત્‌ની દ્રષ્ટિમાં ભર્યા છે.

આવું ધ્યેય સાધવા કયું શસ્ત્ર સજવું, એનો પણ આપણે નિશ્ચય કર્યો છે. પશુબળ સામે આત્મબળની આપણે સ્પર્ધા ચલાવી છે. હારનાર અને જીતનાર બન્નેનું સત્યાનાશ વાળનાર પશુબળ મહાન છે કે હારનાર જીતનાર બન્નેનું શ્રેય સાધનાર આત્મબળ, એની કસોટી આજ આપણે જગતને આંગણે ધરી છે, એટલુંજ નહિ પણ એ કસોટીનું પાલન કરવા માટે વૃદ્ધ મોતીલાલજીથી માંડીને ગ્રામ્યભાષામાં કહીએ તો જેને મૂછનો દોરો પણ નથી ફૂટયો એવા શ્રી૦ દેવદાસ સુધીના વીશ હજાર જેટલા હિંદના પનોતા પુત્રો અને પુત્રીઓએ પરદેશી સરકારના કારાગૃહવાસો સ્વીકાર્યાં છે, છતાં

આપણા યુદ્ધનો હજુ પહેલો હપ્તોજ પૂર્ણ થયો છે. અતિ તીવ્ર વેગવાન મહાનદના પૂર જેવા જોમવાન આપણા પ્રથમ વિગ્રહમાં આપણે હાર્યાં છીએ કે જીત્યા છીએ, એ તો ચૌરી-ચૌરા જેવા કિસ્સા કબુલ કરતા છતાં પ્રજાના પ્યારા ગાંધીજી અને બીજા અનેક નેતાઓની ધરપકડ વખતની લોકોની સહનશક્તિ જવાબ આપશે.

આ એક યુદ્ધ છે. આપણે નિરાશ થવાનું કારણ નથી. છતાં આપણે અધીરા બનવું પણ યોગ્ય નથી. આપણી પ્રાપ્તિ ઘણી વધી છે છતાં આપણી ત્રુટીઓ ઘણી છે. ગયા હુમલામાં ઉત્પન્ન થએલ નવજીવનને આપણે ધીર, વીર અને શાન્ત બનાવવાનું છે. આપણો આત્મભોગ વધ્યો છે, છતાં અસહકારયોગીને દીપાવે એટલો નથી. જ્યાં સુધી આપણે વિદુષી બીસેન્ટ કે નામદાર શાસ્ત્રીઆરનાં હૃદયોને પીગળાવી શકયા નથી ત્યાં સુધી આપણા પ્રેમના પાઠ અધુરા છે. જ્યાં સુધી આપણા મુસ્લીમ બિરાદરોના એક નાના પણ વગવાળા વિભાગના દીલમાં એવું સાબીત નથી કરી શકયા કે હિંદુ–મુસલમાન–શીખ–પારસી–ખ્રીસ્તિ–યાહુદી એકતા માત્ર અહિંસામાંથીજ ઉદ્ભવી શકે ત્યાં સુધી આપણા ઐકય ઉપર વજ્રલેપ થયો નથી. જ્યાં સુધી આપણા વકીલ, વેપારીઓ, સિપાહી, શાહુકાર અને પ્રજાનો પૈસો પ્રજાવિમુખી ત્રમળમાં ડુબાવતા આપણા દેશબંધુઓના દિલમાં દયાભાવ [illegible]ત અને શ્રદ્ધા ઉત્પન્ન કરી શકયા નથી ત્યાં સુધી આપણા સુખસ્વરાજ્યના નૈતિક થર મજબુત બન્યા નથી.

એક તરફથી આપણું ધ્યેય ઉંચું છે, અને બીજી તરફથી આપણી ગુલામી ઉંડી છે; એટલે આપણા ધ્યેયે પહોંચતાં પહોંચતાં આપણને થાક લાગે છે, અને પરિશ્રમિત બનેલા

આપણે અધીરા બનીએ છીએ. રણાંગણે ચઢેલ પ્રત્યેક રજપુત—અને જે દરેક સિદ્ધાંતવાદી સ્ત્રીપુરૂષમાં રજપુતાઇનો વાસ છે તે એજ રસ્તો જોઇ શકે છે:—જીતવું કાં ખપી જવું. હાર એને કદી હોતી નથી. આ પ્રેમયજ્ઞમાં કાં તો પારંગત થવું, નહિ તો તેમાં ભસ્મીભૂત થવું એજ સ્વદેશભક્તિનો માર્ગ છે. અનેક વિઘ્નોએ તપાવેલ લોકમાન્ય ટિળકનો આત્મા છેવટ સુધી ડગ્યો નહિ, તેવી રીતે મુંબાઇ કે ચૌરીચૌરાના કિસ્સાથી દુ:ખી થતા છતાં પણ હિમ્મત નહિ હારતાં આપણા વિગ્રહના બીજા હુમાના મંગળાચરણરૂપ આ પરિષદ્‌માં ગુજરાતને કેવી રીતે દોરવું તેનો વિચાર આપ સૌને કરવાનો છે.

મારો નમ્ર અભિપ્રાય એવો છે કે જો આપણે મહાત્મા ગાંધીજીને વ્યાપક અભિનંદન આપી શકીએ, તો તેમાં આપણું અખિલ કર્તવ્ય સમાવી શકીએ. મહાત્મા ગાંધીજી, એટલે ગુજરાતનું અનેક વર્ષોનું સંચિત થએલું તપોબળ. એવા તપેશ્વરીને અભિનંદન આપવાની આપણે હિંમત કરીએ તો તે સ્તુત્ય પગલું ભરતા પહેલાં આપણે ઘણોજ વિચાર કરવો જોઇએ. કર્મની મૂર્તિને વાણીના અભિનંદન ન શોભે. સર્વદેશી પ્રવૃત્તિવાળાને એક વસ્તુ અધુરી લાગે. ગુજરાતના ગૌરવને સદાને માટે અમર રાખનાર આ ધર્માત્મામાં બ્રાહ્મણોનું જ્ઞાન અને ત્યાગ દીપી નીકળ્યાં છે. ગુજરાત જેટલે દરજ્જે આત્મભોગ અને સાચી સમજણ ખીલવે તેટલે દરજ્જે તે મહાત્માજીને અભિનંદે. સેવાભાવી અને સ્વાર્થત્યાગી નરો રાષ્ટ્રીય કેળવણી, રાષ્ટ્રીય ભાવના અને ઉચ્ચગામી ચારિત્ર્ય ખીલવે તો મહાત્માજીનો આ મા ગુજરાતનું અભિનંદન ઝીલે. મહાત્માજી એટલે ક્ષાત્ર સૌજન્ય અને નિર્ભયપણું; જ્યારે ગુજરાત અંગ્રેજ બંધુથી માંડીને અસહયોગના કટ્ટા વિરોધીને અભયપદ આપે,

જ્યારે ગુજરાત બ્રિટનના ‘ સાબૂત કાંડાં બાવડાં ’ ના જોરને ઝીલવા પ્રેમપૂર્વક તૈયાર રહે ત્યારે મહાત્માજીને આપણા પ્રણામ પહોંચે. મહાત્માજી એટલે પ્રજાનું પાલન કરનાર પવિત્ર વૈશ્ય. લક્ષ્મીના લાલચુ જમાનામાં ગુજરાત સટ્ટાબાજી ત્યજે તેમજ અતિ વિલાસની નિશાબાજી પણ ત્યજે. પરસેવાનાં પવિત્ર ધાન્યને આરોગે, અન્નપૂર્ણા વિભૂષિત આ પવિત્ર દેશમાં કોઇ ભૂખે મરે નહિ કે નાગુ ફરે નહિ, જ્યારે રેંટીઆનો મધુર ગુંજાવર ઘર ઘરમાં ગુંજે ત્યારે ગુજરાતનો એ અપૂર્વ વ્હેપારી દીપે. ગુજરાત વૈશ્યવૃત્તિ પ્રધાન ગણાય છે. જ્યારે ગુજરાતની મુડી ખાદીના પ્રચારમાં વપરાય, ગુજરાતના વ્હેપારીઓ ખાદીનો કલ્યાણકારી વ્હેપાર કરે, ગુજરાતની જનતા ખાદીનો શણુગાર સજે, ત્યારેજ વૈશ્ય કુલોત્પન્ન એ સાધુનો આત્મા સંતોષાય. મહાત્માજી એ મૂર્તિમાન શુદ્ધ સેવાની અલૌકિક શક્તિ. જો ગુજરાત અસ્પૃશ્યતાનું નિવારણ કરે, ગુણ, કર્મ અને સેવાની સરદારી સ્થાપે તો એ નિષ્કામ યોગીની જન્મદાત્રીનો દરજ્જો ગુજરાત દીપાવે. મહાત્માજીરૂપી હિંદના શીયળની સીતા આજ રાવણરૂપી નોકરશાહીના કારાગૃહવાસનું સેવન કરે છે. શત્રુને પણ સ્વર્ગે પહોંચાડનાર, પણ આ ધર્મયુદ્ધના સૈનિકરૂપી પ્રતિનિધિ ભાઇ બ્હેનો, જો તમારા હૃદયમાં રામ રહ્યા હોય તો હિન્દની પવિત્ર સંસ્કૃતિને રાક્ષસી ભવનમાંથી મુક્ત કરો. તમારા આગળ હું હવાઇ કિલ્લા બાંધવા નથી માગતો. મહાત્માજીને કેટલાએકે તરંગી ગણ્યા છે, પણ તમે સૌ જેમને એમનો અંગત અનુભવ થયેલ છે, એ મારા કથનોની સાક્ષી પૂરશો કે મહાત્માજીના જેટલી વ્યવહારકુશળતા અને કાર્યદક્ષતા આજ થોડા જ નર ધરાવી શકે છે. તેત્રીશ કરોડની આ વિશાળ દેશની વસ્તીમાં જાગૃતિ કોઈ તરંગીથી લાવી

શકાતી નથી. એમની યોજનામાં આપણી સ્થિતિ, શક્તિ અને આપણા અંતિમ શ્રેયનો સમાવેશ થાય છે. મને ભય છે કે આપણે વિજયને માટે અધીરા બનતા જઇએ છીએ. આપણા વીશ હજાર બંધુઓનો અને ભગિનીઓનો કારાગૃહ-વાસ આપણને સાલે છે. દિન પ્રતિદિન મદોન્મત્ત બનતી જતી નોકરશાહીની સત્તાનો દોર અને દમામ આપણી આંખોમાં ખુંચે છે. આ સૌ આપણા શેષ રહેલ ક્ષાત્રશોહીના ઉકાળાનાં ચિન્હો છે, અને સવિનયભંગનું હથીયાર ઉગામવા આપણે તલસી રહ્યા છીએ. કાં તો આ પાર કે કાં તો પેલે પાર. **कार्यं साधयामि वा देहं पातयामि** ની વૃત્તિથી આપણી રગો તરવરી રહી છે. મુઠીભર માણસોને જવાબ આપવા આપણું વિશાળ હૃદય ધબકારા મારી રહ્યું છે, અને એના ધબકારા દિન પ્રતિદિન એટલા જોશથી વધવા માંડે છે કે એ હૃદય આ ફાટયું, આ ફાટયું, એમ થઇ રહે છે.

પરંતુ, બંધુઓ અને બ્હેનો! યાદ રાખજો અને ખુબ યાદ રાખજો કે મહાભારતના યુદ્ધને માટે કુરુક્ષેત્રનાં મેદાન જોઇશે. બ્રિટનનાં 'સાબુત કાંડા બાવડાં' ને હંફાવવા સારૂ તમારી નસોમાં અહિંસાનું સાત્વિક અને જોરદાર લોહી વહેવડાવવું પડશે. તાલીમબદ્ધ સીવીલીઅનોની સામા થવા તમારા દેશ-બંધુઓને કૃત્રિમ અને હિંસક નહિ પણ સ્વાભાવિક અને સરળ તાલીમ આપવી પડશે. અનેક વર્ષોથી વિદેશી વિકારને પેટમાં પેસવા દીધો છે. એને માટે પ્રાયશ્ચિત રૂપી રેચ લેવા પડશે: જેની પ્રપંચનીતિને જોરે આપણા ઘરમાં, બારમાં, દેશમાં કે દરબારમાં આપણા ભાઇ ભાઇ વચ્ચે અને બાપ બેટા વચ્ચે કે શેઠ સેવક વચ્ચે જે વિરોધી સાંકળો જકડાઇ છે તેને

તોડવી પડશે. આમ વ્યક્તિ વ્યક્તિના સ્વાર્થને, અહિંસા ને પરમાર્થમાં પીગળાવી ધાર્મિક એકતાને પ્રાપ્ત કરી શકશો ત્યારે અહિંસાના અમોઘ શસ્ત્રને સર્વાંશે ઉપાડી શકશો. આવી શક્તિ આવી નહોતી માટે જ બારડોલીમાં સવિનય ભંગ મુલત્વી રહ્યો હતો. આપણા યુદ્ધની સામગ્રી તૈયાર નહોતી. આપણા કિલ્લા સમરાયા નહોતા, આપણા સૈનિકો શસ્ત્રબદ્ધ નહોતા માટે બારડોલીના પ્રસિદ્ધ ઠરાવો થયા હતા. હુ તમારી જેલ જવાની તીવ્રતા અભિનંદુ છું, પણ સવિનયભંગના અલૌકિક શસ્ત્ર ઉગામવા ઉમંગી હો તો બારડોલીનો કાર્યક્રમ પાર ઉતારો.

ધારાસભાની વાત તો ગુજરાતે પડતી મુકવી જ ઘટે છે. સરકારની ધારાસભારૂપી ઉચ્છિષ્ટ અન્ન હવે ગુજરાત ન આરોગે. સ્વરાજ્યની પાર્લામેન્ટના ઉમંગીઓ હવે સરકારના ફંદમાં નહીં ફસાય. બારડોલીના ઠરાવ પ્રમાણે આપણી જેટલી શાળાઓ રાષ્ટ્રીય બની છે તેને આદર્શ બનાવવા પ્રયત્નવાન થાઓ. પ્રત્યેક શાગાને પૈસાની જરૂર છે. આપણાં વિનયમંદિરો, અરે! આપણાં કુમારમંદિરો એ આપણી દોલત, દાન અને મોટાઇનાં મંદિરો બને. અધ્યાપકનો ઉત્તમ વર્ગ આ સરકારશાહીના તંત્ર નીચે નાશ પામી ગયો છે. શિક્ષક પામર બની ગયેલ છે, આપણા અધ્યાપક વર્ગમાં મહત્તા, સેવા અને પ્રતિષ્ઠાનો પ્રાણ પુરો. જે રાષ્ટ્રીય શાળાઓ આપણા સદ્‌ભાગ્યે આપણા વચ્ચે હયાતિમાં આવી છે તેને પ્રાચીન તપોવન તુલ્ય પવિત્ર, તાલીમબદ્ધ અને તેજસ્વી બનાવો. વળી ખાદી એ તો મહાત્માજીની અંતિમ આજ્ઞા; એ તો આપણા દેશના ભૂખ્યાનું ભોજન. ગયે વર્ષે આપણે ખાદી ઉત્પન્ન કરી અને વાપરી પણ ખરી. પણ એના મંત્રની સમજણ અધુરી રહી. ખાદી આ સમયે કોઇ સામાન્ય

કપડું નથી, કે એક કપડાની માફક આપણે એની કુમાશ કે સસ્તાઇ ઉપર વિચાર કરીએ. એ તો આજ આપણાં પાપ ધોનારી પવિત્ર ગંગા છે. આપણાથી બનતા પ્રયત્ને એને સસ્તી કરીએ, સારી કરીએ, કળાવિહીત કરીએ, પરંતુ આપણી પ્રધાન ભાવના તો એ હોવી જોઇએ કે ખાદી આપણા દેશને મુક્તિ આપનાર મહાન્ શક્તિ છે. અસ્પૃશ્યતાનિવારણમાં હજુ આપણા મોટા ભાગના મનને રૂઢીના બંધનમાંથી મુકત કરી શકયા નથી. કોરટોના કુંકાસ આપણે નિવારી શકાયા નથી અને આવા કલેશમય જીવનમાંથી મુક્તિ મેળવવાની લગની આપણે લગાડી શકયા નથી. આ બધાં કાર્યો જો આપણે કરવાં હોય તો આપણે મહાસભાનું બંધારણ ગુજરાતના ખુણાખોચરા સુધી લંબાવવું જોઇએ. સ્વરાજ્યનાં થાણાંની જાળ આપણે સમગ્ર ગુજરાતમાં પાથરવી જોઇએ. તેને માટે આપણે પૈસા જોઇએ, સાચા સૈનિકો જોઇએ, ભાવિક નેતા જોઇએ. ઉપર્યુકત બાબતમાં આપણે કેટલું અને કેટલી મુદતમાં પાર ઉતારીએ એનો વિચાર કરવા અનેક કષ્ટો આપીને આજ આપને અમારા આંગણે બોલાવ્યા છે. આપણામાં મતભેદ હોવાનો સંભવ છે. મતભેદ એ આપણી નિર્બળતા નથી પણ આપણી સ્વદેશભક્તિની લગનીની નિશાની છે. પણ આપણે ઘોડા આગળ ગાડી ન ધરીએ. એની સાવચેતી રાખવાની છે. જો એ સાવચેતી રાખી આજ આપણે ગુજરાતના આત્માને બળવાન બનાવવાની પહેલ કરી આપીએ તો આપણી પરિષદ્‌ના આ મહાન મેળાવડાને સાર્થક કરીએ.

એકુજ બીજી વાત, અને હું મારૂં કથન સમાપ્ત કરીશ. અતડાઇની ભ્રમણામાંથી પરદેશીઓ અને ભુલા પડેલા કેટલાક આપણા દેશી ભાઇઓના ખુલાસા રૂપે આપણે આ વ્યાખ્યાનપીઠ

ઉપરથી માત્ર હિન્દની જનતાનેજ નહીં પણ જગતના તમામ સમજુ વર્ગને જાહેર કરવું જોઇએ કે હિન્દની પ્રજાને અનેક વખતે વચનોના છળભેદથી છેતરી, તેના આગેવાનોએ પોકાર કર્યો છતાં તેની ગરીબાઈ પ્રત્યે સ્વાર્થીબુદ્ધિથી દુર્લક્ષ્યવાન રહી, તેને સદા કાબુમાં રાખવાના હેતુથી તેની પાસેથી હથિઆર છીનવી તેને નમાલી બનાવી દઈ, તેના પ્રાણપ્રિય નેતાઓને પ્રજાએ નહીં સ્વીકારેલ એવા કાયદાના બાના નીચે કારાગૃહવાસી કરી, રાજ્યતંત્રના પ્રત્યેક અંગમાં પ્રજા પ્રત્યેનો અવિશ્વાસ વ્યકત કરી હિન્દ ઉપર અમલ ચલાવતી આ વિદેશી નોકરશાહીએ હિન્દીપ્રજાનો મહાન દ્રોહ કર્યો છે અને સરકારની નાટકીય કચેરીમાં નહીં પણ સમજુ અને સુધરેલ દુનીયાની નૈતિક બંધારણવાળી વરિષ્ટ કોર્ટમાં હિન્દી પ્રજા પોતાની નિર્દોષતા તેના પેદા કરનારની પવિત્ર સાક્ષી નીચે અહિંસાના ઉચ્ચ સિદ્ધાન્તથી સાબીત કરવા પ્રયત્ન કરી રહી છે, એટલું જ નહીં પણ ખુદ ઇંગ્લેન્ડ અને જગતનાં બીજાં સામ્રાજ્યનાં અંગોને અગર નીરાળા દેશના સમજુ વર્ગને ખાત્રી આપે છે કે કોઇ વ્યકિત કે કોઇ જાતિ રંગ, ધર્મ કે દેશ પ્રત્યેની આ લડત નથી પરંતુ અન્યાય અને અસત્યની ગુલામી સામેનું આ ધર્મયુદ્ધ છે.

અંતમાં આપ કસ્તુરબાને આપનાં અગ્રેસરી પસંદ કરો છો. મ્હારા નમ્ર મત પ્રમાણે આપની પસંદગી આથી વધારે ઉત્તમ ભાગ્યેજ થાય. આપે પરિષદ્‌ના પિતાની ગેરહાજરીમાં માતાની ગોદ સ્વીકારી છે. કસ્તુરબાની સરદારીદ્વારા હિન્દના સ્ત્રીત્વને આપ ઝળકાવો છો અને ગુજરાતને એકવાર જયઘોષણાથી જાહેર કરો છો કે ગુજરાતની વીરાંગનાનાં લોહીમાં સતીત્વનાં ચિન્હો હજુ સાબુત છે. મોટા ભાગે પુરૂષોથી બનેલી આ પરિષદ્ ગુજરાતની સ્ત્રી આલમને આ મહાન્ યુદ્ધમાં સરખી

ભાગીદાર બનાવી કસ્તુરબાની સરદારી દીપાવો. આપની ચર્ચામાં આપની યોજનામાં, આપની સ્વદેશભક્તિની ધૂનમાં આપણે જમાનાના એ યોગેન્દ્રનો વ્યાપક આત્મા આપના હૃદયમાં સ્ફુરો! એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરી અને અમારા સત્કારમાં જે જે ખામીઓ રહી હોય, જે જે ઉણપો ભાસી હોય, ઉનાળાની ઋતુ, લગ્નમાં પ્રજાનું રોકાણ, સમયનું ટુંકાપણું, દેશમાં ધુંધવાતી નિરાશાની હવા અને અમારા અનુભવની ખામી ધ્યાનમાં લઇ આપની પાસે ક્ષમા માગી લેવાની હુ રજા લઉં છું.

---

૫

# સૌરાષ્ટ્રના રાજાપ્રજાને સંબોધન

---

મિત્રો! અસહકાર ભલે નવીન હોય પણ હિંદના નેતાઓનું આ પરદેશી નોકરશાહી સાથેનું યુદ્ધ નવું નથી. અનેક વર્ષોથી હિંદના હક્કની માગણીઓ હિંદનો શિક્ષિત વર્ગ કરતો આવેલ હતો. પરંતુ એ માગણીઓમાં સંપૂર્ણ સ્પષ્ટ વાક્યની ખામી હતી. મહાત્માજીએ એ વિચારને સ્પષ્ટ કરી બતાવ્યો એટલું જ નહિ, પણ હિંદની પ્રજાને આત્મબળ આપી ગૌરવશાળી કરી. હવે પ્રત્યેક માણસના મનમાં એ આશા આવવા માંડી છે કે હિંદી પ્રજા બ્રિટનની સાથે ભલે સંબંધ રાખે પણ એ સંબંધ અન્યોન્યની સ્વેચ્છાનો અને સરખાપણાનો જ હોય. આવી વીરહાક જ્યારે દેશમાં ફેલાઇ ત્યારે અનેક હિંદી નવજવાનોની પેઠે મારામાં પણ દેશસેવાના નવીન પ્રાણનો સંચાર થયો.

---

* ભરૂચ ની પ્રજાને આપેલા માનપત્રનો જવાબ

મિત્રો ! એક દરબાર તરીકે હિંદના પ્રાચીન સંસ્કૃતિના જે વિચારો મેં પૂજ્ય શ્રી મોતીલાલ અમીન પાસેથી મેળવ્યા હતા, તે પ્રમાણે હું મારી સૌથી મોટી ફરજ એ માનતો કે મારે મારી પ્રજાનું તનમનધનથી કલ્યાણ કરવું.

પ્રજાની સેવા કરવી એ સૌથી શ્રેષ્ઠ ફરજ સમજનાર દરબારને આ સલ્તનત નીચે ઝાઝી આંચ નહિં આવે એવું હું માનનારો હતો; અને મારા મુરબ્બી હોવાનો દાવો કરનાર બ્રિટિશ અધિકારીઓની વાજબી સલાહ પ્રમાણે વર્તતો. પરંતુ સંસારના મોહમાં આકર્ષાઇ જનાર પામર જીવને અનુભવ થયે સંસાર જેમ કપરો માલુમ પડે છે, તેમજ નોકરશાહીના છત્ર નીચે સ્વમાનપૂર્વક સેવા કરવાની ઇચ્છાવાળા મને મારી ધારણા કરતાં જુદાજ અનુભવ થયા. જેઓ મારા મુરબ્બી હોવાનો દાવો કરતા તેઓ ખરૂં જોતાં, મુરબ્બીપણાને નામે મારા ઉપર ઉપરીપણું ભોગવતા. મહાન્ શહેનશાહનો નાનકડો મિત્ર હોવાનું ગૌરવ હું ધારણ કરતો હતો. પણ મને ધીમે ધીમે માલુમ પડવા લાગ્યું કે મારી પ્રતિષ્ટા નોકરશાહીએ શહેનશાહના નોકરનાં પણ નોકર જેવી કરી નાખેલી હતી. જ્યાં સુધી મારી પ્રજાનું શ્રેય સાધું ત્યાંસુધી હું ખરેખર વફાદાર રહું એવું સમજનાર મને અનુભવ થવા લાગ્યો કે નોકરશાહીની ડીક્ષનેરીમાં વફાદારીનો અર્થ તદ્દન નિરાળો હતો. તેમની ગમે તે ઇચ્છાનો હું સ્વીકાર કરૂં તોજ વફાદાર ગણાઉં એવો અર્થ તેમણે પોતાનો અર્થ સાધવા કરી દીધો હતો. પ્રજાનું કલ્યાણ સાધવું એ તો આ તંત્રમાં મારી માત્ર ગૌણ લાયકાતજ ગણાય; અને નોકરશાહીની મારા પોતાના ઉપર દોર ચલાવવાની ગેરવાજબી વૃત્તિને પોષ્યા કરવી એ મારી પ્રધાન લાયકાત લેખાય; અને

એ જો હું ન કરી શકું, પછી મારી પ્રજાનું ગમે તેટલું ભલું કરતો હોઉં, મારૂં વ્યક્તિ તરિકેનું ચારીત્ર્ય ગમે તેટલું ઉંચું હોય, તોપણ હું બીનવફાદાર ઠરૂં. હું દરબાર હોઉં કે મોટો ભુમ્નપતિ હોઉં પણ તમારી માફક મારી માતૃભૂમિની મને યોગ્ય લાગે તેવી રીતે સેવા કરવાની જો હું ઇચ્છા વ્યક્ત કરૂં તો આ નોકરશાહીની નજરમાં હું બીનવફાદાર ઠરૂં. આ તો મે મોટા મોટા સિદ્ધાન્તોના તફાવતની વાત કરી. એ સિવાય બીજાં કારણો તો અનેક છે. ભલેને હું જેમ નામદાર શહેનશાહ ૩૩ કરોડના રાજા છે તેમ મારા નાના પ્રમાણમાં મારી નાની વસ્તીનો રાજા હોઉં, અને નામદાર શહેનશાહ પોતે મને એક નાનકડા મિત્ર તરીકે સ્વીકારવાની મહાનુભાવના દર્શાવે, છતાં એક પોલીટીકલ એજંટથી માંડી તેના પટ્ટાવાળા સુધીની મારે કેવી ખુશામત કરવી પડે, એ તો કાંતો હું જાણું કે કાંતો કાઠી-આવાડના રાજાઓ જાણે. એવી એવી નાની નાની અનેક બાબતો હું જણાવવા નથી; પરંતુ ટુંકમાં દિનપ્રતિદિન આવા કપરા અનુભવ એટલા વધતા ચાલ્યા કે મારો કહેવાતો અધિકાર કયાંય પડયો રહ્યો અને નોકરશાહીનો કકકો ઘુંટવાની ફરજ પડવા સુધીની મારી સ્થિતિ એટલી બધી દયામણી થતી ચાલી કે સંપૂર્ણ સહકારની મારી ઇચ્છા હું નભાવી શકયો નહિ. મને લાગતું હતું કે મારો દરબાર તરીકેનો મોભો મારા દેશ-બંધુઓ તરફ હું બેદરકાર રહું ત્યાં સુધીજ નસે એમ હતો. આવી સ્થિતિમાંથી કેવી રીતે મુક્ત થવું એ મને સુઝતું ન હતું. એક સામાન્ય પુરૂષ એની જન્મભૂમિની સેવા ઉઘાડે છોગ કરી શકે, નામદાર વાઇસરોય સુધી મોટામાં મોટા અધિકારીઓનાં કૃત્યો એની ટીકાની ચાળણીમાં ચાળી શકે, પોતાના પ્રમાણિક વિચારો જગતને આંગણે ધરી શકે; પોતાનું દીલ

કબુલ કરે એવા મહાપુરૂષોનો અનુયાયી બની શકે અને છતાં પોતાની સ્વતંત્રતા અને સ્વમાન જાળવી શકે; પણ હું દરબાર હોવા છતાં વાઇસરોયની વાત તો એક બાજુએ રહી પણ પોલીટીકલ એજંટ જેવાની ઇચ્છાને આધીન ન રહું, અથવા તો આ રાજ્યના તંત્ર વિષે મારા સ્વતંત્ર વિચારો જાહેર કરૂં, અથવા તો પરદેશી નોકરશાહીના પંજામાંથી મારા દેશબંધુઓને છોડાવવાની અભિલાષા ધરાવું અથવા દુનિયાના મહાપુરૂષોનાં વચનો પ્રમાણે ચાલવાનું વ્રત ધરાવું તો હું શહેનશાહને બીનવફાદાર ઠરૂં! આવી કફોડી સ્થિતિમાંથી કેમ મુક્ત થવું એ મને સુઝતું ન હતું. દેશીરાજ્યની પ્રજાને મહાત્માજીએ ગુલામોની ગુલામ તરીકે વર્ણવી એ મારા વાંચવામાં જ્યારે આવ્યું, ત્યારે મારી ખરી સ્થિતિનું મને ભાન થયું; મને મારો ધર્મ સ્પષ્ટ લાગ્યો. અને મારે જો મારો ધર્મ, મારો હક્ક, મારૂં સ્વમાન અને મારી માતૃભૂમિ પ્રત્યેની મારી ફરજ સાચવવી હોય તો આ રાજતંત્રમાં અસહકાર સિવાય મારે વાસ્તે એક પણ અન્ય માર્ગ નથી, એવું મારી મોહયુક્ત બુદ્ધિને લાગ્યું.

મિત્રો, મારે તમને ખાત્રી આપવાની જરૂર નથી કે મારે આપવા પડેલા આ આત્મભોગથી હું મારી જાતને કૃતાર્થ માનું છું. દેશસેવાના અને પોતાની ટેક બતાવવાના પ્રસંગ બધાને અને બધી વખતે મળી શકતા નથી. પણ આ દુનિઆની દરબારના વિચાર માટે હું એ પ્રશ્ન ધરૂં છું કે મારો શો દોષ હતો? દરબાર તરીકેનો મોટામાં મોટો દોષ એની પ્રજાને પીડવી એ હોઇ શકે. શું મેં મારી પ્રજાને પીડી છે? જેણે મારા ઉપર મુરબ્બીપણાનો દંભ રાખ્યો છે, એવી નોકરશાહીને હું પૂછું છું કે મારી પ્રજા વધારે સુખી છે કે એ નોકરશાહીથી

શાસિત થઈ રહેલી પ્રજા? બીજા વ્યક્તિ તરીકેનો મારો દોષ શો? મારા ચારિત્ર્યમાં કાંઇ દોષ છે? હું પરદેશીઓનો ગુલામ બનવા ઈચ્છતો નથી એ? હું મારી માતૃભૂમિને વફાદાર રહેવા ઇચ્છું છું એ? હું શહેનશાહના તાજનો સાચો સલાહકાર રહેવા ઇચ્છું છું એ? શું નોકરશાહી અમને અમારી માતૃ-ભૂમિના દ્રોહી બનતા જોવા ઇચ્છે છે? શું મારે મારા દેશના લુણહરામી થવું? રાજા એટલે રૈયતનો સરદાર. જ્યારે મારી રૈયત મહાત્માજીને પૂજે ત્યારે હું મહાત્માજીને પૂજતો છતાં મારા દરબારગઢમાં ભરાઇ બેસું? મિત્રો, હું પરતંત્ર દરબાર થવા ઈચ્છતો ન હતો. હું સ્વતંત્ર દરબાર થવા ઇચ્છતો હતો. મારો અવાજ તો નગારખાનામાં તતુડીનો હશે, પણ એ તતુડી પણ જ્યારે તીણો સ્વર કાઢે છે, ત્યારે કાનનાં મૂળીઆંને પણ ઉખેડી નાખે છે.

અનેક રાજબંધુઓને હું મારા મુરબ્બી ગણતો આવ્યો છું. એક લઘુ બંધુ તરીકે તેમને વિનતિ પણ કરતો આવ્યો છું. અસહકારી હોવું કે સહકારી હોવું એ વાત સૌ સૌની માન્ય-તાની છે; પણ મારો અવાજ કોઇ દિવસ એ રાણા મહારાણાઓના કાન સુધી પહોંચે તો હું તેમને વિનતિ કરૂં છું કે હિંદુ-સ્થાનના મહારાણાથી માંડી રંક સુધીની પહેલી અને સઉથી મોટી ફરજ પોતાની માતૃભૂમિની વફાદારીની છે. સૌથી શ્રેષ્ઠ ભક્તિ કરવી ઘટે તો તે પોતાના સ્વધર્મની છે, અને તેથી બીજી ફરજ પોતાની પ્રજા પ્રત્યેની છે. આ બે મહાન ફરજોને મુકાબલે બીજી બધી ફરજો ગૌણ છે. આ ફરજોમાં વિઘ્ન પડે તો રાજપાટ છોડવું એજ એક ઉત્તમ રસ્તો છે. પોતાનો ધર્મ સાચવવા રાજપાટ છોડયાના દાખલા આ દેશમાં મોજુદ છે. યુરોપમાં રાજાને પ્રજાએ કાઢી મૂકવાના બનાવ બન્યા છે, તેમને

મારી નાખવામાં પણ આવ્યા છે. પણ હિંદમાં તો પ્રજા ધર્મ સાચવવા ગાદી છોડનાર રાજાઓની પછવાડે ગઇ છે. આ જમાનામાં પણ હિંદની પ્રજાનું રક્ષણ કરવાને રાજપાટ છોડવાં પડે તો તેમાં હિંદની સંસ્કૃતિને કાંઇ નવીન નથી. પ્રજાનું પાલન કરવું એ રાજાનો ધર્મ છે. એ પ્રજાનું પાલન કરતાં રાજપાટ જાય તો જતાં કરવાં એજ ખરો ધર્મ છે. મારા મુરબ્બી રાજબંધુઓને વિનતિ કરી શકવાનો જો મને અધિકાર હોય તો હું તેમના ચરણોમાં મારી નમ્ર વિનતિ ધરૂં છું કે ભલે તેઓ રાજાઓ અને મહારાજાઓ હોય, પણ હિંદમાતાના પનોતા પુત્રો પહેલા છે, અને રાજા મહારાજાઓ પછી છે. હિંદના રાજા મહારાજા થવું એ એક નહિ સાંપડે એવું ધન્યભાગ્ય છે. હિંદની પ્રજા જેવી વફાદાર અને તાજને મદદ કરનારી પ્રજા દુનિયામાં ભાગ્યેજ છે. નોકરશાહીએ જે અનેક ભ્રમણાઓ આ દેશમાં ફેલાવી હતી. તેમાં આ દેશનો પ્રજાવર્ગ Prejudice—વ્હેમથી ભરેલો છે, એવો દંભ ફેલાવ્યો છે. હું તમને મારા નમ્ર અનુભવ ઉપરથી ખાત્રી આપું છું કે હિંદની પ્રજાનું શ્રેય સાધવા જો કોઇ પણ રાજા તૈયાર થાય અને તેમના પ્રત્યે ખરી દીલસોજી બતાવે તો હિંદની પ્રજા જેવો સહકાર કરે તેવો દુનીઆની કોઇ પણ પ્રજા ભાગ્યેજ સહકાર કરે છે. સાચો સહકાર મેળવવા પ્રજાના દિલના દરબાર બનવું પડે છે. પ્રજાના દુઃખે દુઃખી થવું પડે છે. ચડે ઘોડે આવવું, જેનો પગાર ખાવાનો તેમનીજ જાણે કે સુગ લાગતી હોય તેમ ગામ બહાર બડેખાંઓ બની મોટા તંબુઓ ઠોકાવવા, પરદેશથી આવેલાના પટાવાળો પણ ગામના સંભાવિત ગૃહસ્થના રાજા હોય એવો હુકમ કરે, એવો એવો દમામ રાખવો, એવા એવાને ભલેને લોખંડના ટેકા હોય કે વજ્રના ટેકા હોય, પણ એવા પરદેશી સીવીલીયનો કે નોન–સીવીલીયનોથી

પ્રજાનો સહકાર નહીં જીતાય. નોકરશાહીમાં જો એવો માનવી અંશ રહ્યો હોત તો સહકારીઓનો શિરોમણી મહાત્મા અસહકારી ન બનત. હિંદની નોકરશાહી અને ઇંગ્લાંડની પ્રજા ઉઘાડી આંખે જોઇ શકશે કે હિંદની કાશ્મીરથી કન્યાકુમારી અને દ્વારકાથી જગન્નાથપુરી સુધીની ત્રીશ કરોડની પ્રજાનો એકેએક પુત્ર અને પુત્રી અસહકારી બનશે અને નોકરશાહીને હાથે આ સેતાની સલ્તનતને જમીનદોસ્ત કરશે. મારા મુરબ્બી શ્રીનિવાસ શાસ્ત્રી સલ્તનતને એ ભયંકર સ્થિતિમાંથી નહિ બચાવી શકે. એમાંથી બચવું હોય તો યેરવડા જેલમાં પડેલા એ કેદીએ બતાવેલો રસ્તો ગ્રહણ કરવો પડશે. હૃદયના પલટા વિના સહકારની આશા સ્વપ્નવત્ છે.

---

૬

# કાઠિયાવાડ રાજકીય પરિષદ્‌ના માનપત્રનો ઉત્તર*

---

પ્રમુખ સાહેબ, બ્હેનો અને ભાઇઓ,

ઇશ્વરની એવી કૃપા છે કે સન્માર્ગે જો થોડું પણ કામ થાય તોપણ તેની કદર હજારગણી થાય છે. મુંબઇ સરકારની મહેરબાનીથી મારાથી આપણી માતૃભૂમિની નજીવી સેવા થઇ

* તા. ૧૦-૧૧-૨૨ના રોજ વઢવાણમાં મળેલી બીજી કા. રા. પરિષદની બીજા દિવસની બેઠકમાં દરબારશ્રીને અપાયેલા માનપત્રનો તેમણે આપેલો જવાબ.

શકી. મારા બંધુઓ અને બ્હેનોએ મારી સેવાની શક્તિ કરતાં અનેકગણી કદર કરી મને તેમના ઉપકારથી નવાજેશ કરી નાંખ્યો. આવી મોટી કદર મારી અંગત લાયકાતને આભારી છે એવી કલ્પના એક ક્ષણ પણ મારા હૃદયમાં ઠસી શકે નહિ. પરંતુ ત્યાગની મૂર્ત્તિરૂપ મહાત્માજીના પ્રતાપથી પ્રજા અધિકાર અને વૈભવને બદલે જનસેવા, હિંમત અને આત્મભોગને અભિનંદતી થતી જાય છે. આથી જ્યારે જ્યારે આત્મભોગના દાખલા તેમની સન્મુખ આવે છે, ત્યારે ત્યારે તેને પોતાની અભિરૂચિના ચોક્કસ પડઘા પાડી આપે છે. મારૂં સન્માન એ મારા વ્યક્તિત્વ પરત્વે નથી, પરંતુ સ્વદેશસેવાનું જે મહાન ઝરણું પ્રજાહૃદયમાં પ્રગટ થવા પામ્યું છે તેના પુણ્યપ્રવાહને આભારી છે.

ચાલુ જમાનો માતૃભૂમિ માટે મરી ફીટવાનો છે; આત્મશુદ્ધિ અને તેને પરિણામે આત્મબળપ્રાપ્તિનો છે. આથી રાજા મહારાજાઓ અને દરબાર તાલુકદારો અને તેથી પણ ઉતરીને ગામના મુખી પટેલ પર્યંતના પ્રજાના અગ્રેસરોમાં પ્રજા પોતાના આદર્શોનો વિશેષ પ્રમાણમાં પ્રાદુર્ભાવ જોવા ઇચ્છે છે. આથી જ્યારે પ્રજાના અત્યાર સુધીના આગેવાનોમાં આવાં ચિન્હો જણાય ત્યારે પ્રજાને બમણો સંતોષ થાય છે, અને તેય જ્યારે પ્રજાની લાગણીઓના ખરા આગેવાન બને ત્યારે તેમનો સંતોષ પ્રમાણમાં વધારે કદર કરી નાખે છે. તે સૂચન કરે છે કે પ્રજા પોતાના પરંપરાથી ચાલતા આવેલા આગેવાનોને આહ્વાન કરે છે કે તેમણે માતૃભૂમિના ઉદ્ધાર અર્થે પ્રાણ પાથરવા.

ગુજરાતે મારી વૃત્તિને સત્કારી મને આભારી કરી દીધો છે; પણ કાઠિયાવાડનું માનપત્ર એ મારા માટે વિરલ પ્રસંગ જ છે. ઇતિહાસપ્રસિદ્ધ સૌરાષ્ટ્ર હાલની ચળવળની આકર્ષક ભૂમિ

છે. આવી ભૂમિમાં નિવાસ કરી પ્રજાની સેવા કરવાના શરૂઆતના પાઠો હું શીખ્યો. અસહકાર પૂર્વે પ્રજાની સેવા કરવાના અને મારા રાજધર્મ અદા કરવાના મારા યથામતિ વિચાર મને આ પવિત્ર પ્રદેશમાં આવ્યા. હિંદના પ્રાચીન ક્ષત્રીઓના ધર્મનું યથાશક્તિ પાલન કરવાની તીવ્ર ઇચ્છા પણ આ સુંદર સૌરાષ્ટ્રમાં વસતાં મારામાં જન્મી. એ ધર્મનું યથાર્થ પાલન પ્રપંચી તંત્રના છત્ર નીચે અશક્ય જેવું છે એવો દુ:ખદ અનુભવ પણ આ સુંદર સૌરાષ્ટ્રે મને કરાવ્યો. જો કે મારા દિલના વિચારો પ્રસિદ્ધ કરૂં અને મારા પ્રાચીન આદર્શોનું તન્મયતાપૂર્વક પાલન કરૂં તો આ સ્વાર્થી તંત્ર મારી વિરૂદ્ધ જઇ મારી અલ્પ શક્તિને મહાત કરી નાખે એનો ખ્યાલ મને આ કાઠિયાવાડમાં આવ્યો અને કુરૂક્ષેત્રની ભૂમિપર સત્યવચની યુધિષ્ઠિરને જે સંકલ્પ વિકલ્પ થયા હતા તેવા સંકલ્પ વિકલ્પો મને થવા લાગ્યા. પ્રજાની અવગણના કરી સામ્રાજ્ય પોષું, મારા ક્ષાત્રધર્મની વિરૂદ્ધ જઇ અવળા રસ્તા અને ખુશામતપણાને વફાદારી કહેવરાવું, શહેનશાહતના મિત્રના નામ નીચે એજન્સીના એક અદના નોકરનો પણ ગુલામ બની રહું તો હું મારૂં કહેવાતું પદ ભોગવી શકું અને તેમાં વધારો પણ કરી શકું. પરંતુ જો ગુલામ મટી ખરો ક્ષાત્રધર્મ સેવવાની મને તીવ્રતા હોય, જો મારે સત્ય અને ધર્મને પંથે પળવું હોય તો આ બેવચની તંત્ર નીચે મારે મારા જાનમાલ જતા કરવાનું જોખમ વ્હોરી લેવું. આવી મુંઝવણમાં આ પવિત્ર ભૂમિના એક પવિત્રમાં પવિત્ર પુરૂષશ્રેષ્ઠે મને માર્ગ બતાવ્યો. એજ પવિત્ર પુરૂષની જન્મદાત્રી ભૂમિના તમે પનોતા પુત્રો અને પુત્રીઓ છો; માટેજ હું તમારા માનપત્ર કરતાં તમારી આશિષની અભિલાષા વધારે ધરાવું છું.

કાઠિયાવાડ એ શૂરાની ભૂમિ છે. ધર્મનું પાલન થાય અને અધર્મનો નાશ થાય તેવી લડતને મોખરે રહેવામાંજ માણસાઇ રહેલી છે. હિંદની સંસ્કૃતિ અને હિંદના પ્રજાજીવનને હાનિકર્તા તંત્રવાળી રાજ્યપદ્ધતિને જડમૂળથી ઉખેડી નાખવા આ પ્રેમશૌર્યનું યુદ્ધ મંડાયું છે. અનેક બંધુઓએ તેને માટે જેલનિવાસ કરી અગર અન્ય ભોગો આપી પોતાનું શૌર્ય અને વફાદારી સિદ્ધ કરી છે. એવા ધર્મયુદ્ધનો એક મામુલી સિપાઇ બની હું પણ મારો ભાગ ભજવી રહ્યો છું. તેને માટે મને સત્કારી કાઠિયાવાડ આ ધર્મયુદ્ધને મોખરે રહેવા માગે છે, એવું સૂચન હિંદને આંગણે ધરે છે. હિંદની લડતને મોખરે મહાત્માજી હોય ત્યારે મહાત્માજીની જન્મભૂમિ પણ અન્ય પ્રાંતો સાથે ઉભી શકે એ દૃશ્ય કોને અલૌકિક ન લાગે? મારા માનપત્રનો જો એવો ધ્વનિ હોય તો એ કેટલું બધું સ્મરણીય!

કાઠિયાવાડ દેશી રાજ્યોથી ભરપૂર છે. કાઠિયાવાડના કેટલાક રાજા મહારાજાઓના પરિચયમાં આવવા હું ભાગ્યશાળી થયો છું. તેમનામાંના કેટલાએકમાં સહૃદયતા અને પ્રજાનું કલ્યાણ કરવાની ધગશ છે, પ્રાચીન ક્ષાત્રવૃત્તિ હજી પણ તેમનામાં દેદીપ્યમાન છે. જો તેઓ સંપૂર્ણ સ્વતંત્ર હોય તો કોઈપણ દેશના નમુનેદાર નરેશ થઈ શકવાની તેમનામાં લાયકાત અને વૃત્તિ છે. છતાં કાઠિયાવાડનું એકંદર વાતાવરણ અને રાજ્યતંત્રની લાંબા સરવાળાની છાપ પ્રજાનું શોષણ કરનારી છે. કાઠિયાવાડની રાંક પ્રજા અંદરખાનેથી બળીઝળી રહી છે. રાષ્ટ્રના હિતને નામે હું આપણા રાજા મહારાજાઓને ચરણે વિનતિ ધરવાની હિમત કરૂં છું કે હિંદની પ્રાચીન સંસ્કૃતિનો વિચાર કરી અગર તો પશ્ચિમનાં સુધરેલાં રાષ્ટ્રોનો ધડો લઇ પ્રજાના પાલન અને રંજનરૂપી રાજધર્મ પ્રત્યેક રાજ્યનો પ્રધાન ઉદ્દેશ કરશે.

હિંદની સંસ્કૃતિમાં ઉછરેલા રાજાઓ નોકરશાહીના ડરથી કે લાલચથી મુક્ત બની હિંદની પ્રજાના દિલની મુરાદોના ખરા સંદેશા નામદાર શહેનશાહને પહોંચાડવામાં સાધનભૂત થાય; હિંદની પ્રજાના સ્વરાજ્યના હક્કનો પોકાર પ્રજા પ્રજા તરીકે કરી શકે પરંતુ રાજાઓ તો તેની દલીલ અને તરફેણ ના. શહેનશાહના મિત્ર તરીકે કરી શકે એટલુંજ નહિ પણ એવું ન્યાયી પગલું ભરાવવા જરૂરી અને પૂરતું દબાણ પણ લાવી શકે. ધર્મનું અને સત્યનું પાલન કરવામાંજ ક્ષાત્રધર્મ ટકી રહેલ છે. એનું પરિવર્તન જો ડરપોકપણું, કાયરતા કે લાલચુપણામાં થઇ જાય તો હિંદની સભ્યતા લાજે. સાચી વફાદારી અને સત્યનું પાલન અનેક કષ્ટો વેઠીને થાય છે. ક્ષાત્રધર્મ માટે હિંદના ઇતિહાસમાં અનેક યુદ્ધો થયાના દાખલા છે, અનેક પ્રાણોની આહૂતિઓ અપાઇ છે અને અનેકે રાજપાટ ખોયાં છે. આ સમયમાં પણ તેજ ક્ષાત્રધર્મ સાચવવા કેટલાકને એવો સંયમ સાધવાનો થશે ત્યારે રાજ્યતંત્રના નચાવ્યા નાચવાનું પ્રાયશ્ચિત થશે.

પરંતુ કોઇપણ રાજ્યના ગુણદોષોમાં પ્રજાની પ્રકૃતિ પ્રધાન કારણભૂત હોય છે. કાઠિયાવાડનાં સંતાનોમાં તેમના પૂર્વજોનું શૌર્ય અને સત્ય વાકય કમી થતું જાય છે, મુસદ્દીપણા માટે પંકાએલ કાઠિયાવાડ ખટપટનું ધામ થતું જાય છે. સર્વનું કલ્યાણ કરવારૂપ રાજનીતિને ઠેકાણે સાંકડો સ્વાર્થ સધાતો જાય છે. જયારથી પ્રજા ગમે તેનો પણ અન્યાય સહુન કરવા માંડે છે ત્યારથી ગુલામીનાં મૂળ નંખાય છે. સ્વતંત્રતા દેવીને રક્ષવા સદા સર્વદા ક્ષાત્રવૃત્તિમાં સજજ રહેવું પડે છે. પ્રજા જયારે આવા ગુણોથી ભરપૂર બનશે ત્યારે રાજ્યદોષોને પીગળાવી શકશે. બ્હેનો અને ભાઇઓ! આ રળિયામણી અને જગતમશહૂર ભૂમિ અત્યારે ગુલામીનાં, ગરીબાઇનાં, ખટપટનાં અને એવાં

અનેક દુઃખોથી પીડાય છે." એ પીડામાંથી મુક્તિ મેળવવા રાજાથી માંડી રંક સુધીનાએ કમર કસવાની છે. એ મુક્તિ મેળવવા માટેના યજ્ઞના કારણે કાઠિયાવાડના દરબારો, કાઠિયાવાડના વકીલ બેરીસ્ટરો, કાઠિયાવાડના દિવાન કારભારીઓ, કાઠિયાવાડના સાહસિક વેપારીઓ, કાઠિયાવાડના પંકાતા મુસદ્દીઓ પોતાનાં શક્તિ, જ્ઞાન અને ધનનો યોગ, પોતાના સાંકડા સ્વાર્થને લાત મારી કાઠિયાવાડના ...રાર્થે ખર્ચશે ? કાઠિયાવાડના ચુનંદા યુવાનો એકાદ કફનીનો ભેખ લેશે ? અનેક બંધુઓ ગરીબાઇ અને અજ્ઞાનમાં સડે છે, અનેક બ્હેનો અને ભાઇઓ ઝીણા ઝીણા જુલમોના ભોગ થઇ પડેલા છે. તેવાઓની વ્હારે ધાવા કાઠિયાવાડના ભણેલા અને ગણેલા સંતાનો ફકીરી ધારણ કરશે ? કાઠિયાવાડના ખુણે ખોચરે ભટકી પોતાના દેશબંધુઓમાં જાગૃતિ, હિંમત અને આશાનાં અમૃત રેડશે ? આપણી માતૃભૂમિ એથી જરા પણ ઓછી આશા રાખતી નથી.

દ્વારકાનરેશ શ્રીકૃષ્ણચંદ્ર પછી મુલકેમશહૂર અને સંતોનો શિરોમણી સંત મહાત્મા ગાંધી કાઠિયાવાડની કુખે પાકયો. પેઢીની પેઢીઓ સુધી એ પુરૂષોત્તમની જન્મભૂમિ તરીકે કાઠિયાવાડ સમગ્ર હિંદ માત્રનું નહિ પણ અખિલ જગતનું માન ભોગવશે. એ માન યથાર્થ છે એવું સિદ્ધ કરવા, કાઠિયાવાડનાં સંતાનોમાં મહાત્માજીનો પ્રાણ સંચરે છે તેની પ્રતીતિ કરાવવા, કાઠિયાવાડનાં બાળકો પાછાં નહિ પડે.

ભાઇઓ અને બ્હેનો ! તમે રાજા હો કે રૈયત હો, ગમે તેવી સ્થિતિમાં હો, પણ સ્વધર્મનું રક્ષણ કરવું એ તમારો સૌથી મોટો ધર્મ છે. સ્વધર્મ અર્થે તમારે સલ્તનતની સામે થવું પડે તો તેમ કરવામાં તમે વિલંબ મા કરો. હિંદરૂપી માતૃભૂમિનો સંબંધ એ સૌથી મોટો સંબંધ છે. આપણે

રાજા કે રૈયત પછી છીએ; પ્રથમ તો આપણે સૌ હિંદી છીએ. હિંદમાં અને હિંદના કિનારા બહાર દૃષ્ટિ કરો અને તમારી જનનીની કેટલી પ્રતિષ્ઠા છે તેનો ખ્યાલ બાંધો. જો તમારામાં મર્દાઈનો જરા પણ અંશ બાકી રહ્યો હોય, જો તમારી નસોમાં શૂરા કાઠિયાવાડીઓનું લોહી હજી પણ વહેતું હોય તો રાજપાટ અને માલમીલકતને આ માતૃભૂમિના યજ્ઞને અર્થે અર્પણ કરી દેજો. સ્વતંત્રતા દેવીના કાજે શિર આપો. હું તમારો એક નમ્ર સેવક છું. આ ભૂમિનું અને આ ભૂમિનાં સંતાનોનું ઋણ મારા ઉપર ઘણું છે. તેના ઉદ્ધારાર્થે આપ જે જે પ્રયત્ન કરશો, જે જે જોખમ ખેડશો તે સઘળામાં મારો યથાશક્તિ હિસ્સો આપવા હું સદા તત્પર રહીશ. જે પરમાત્માએ મહાત્માજીનો જન્મ આપીને આ કાઠિયાવાડની ભૂમિને અલંકૃત્ય કરી છે તે પરમાત્મા આપણામાં આત્મબળ રેડો.



# परिशिष्ट अ.



## સરકાર સાથેનો પત્રવ્યવહાર.

---

(૧)

નકલ

૮૪

જા. નં. ૮૪ સને ૧૯૨૨.

* યાદી—ઝાલાવાડ પ્રાંત મહેરબાન પોલીટીકલ એજન્ટ
સાહેબ તરફ મોકલવાની.

તાલુકે રાયસાંકળીના તાલુકદાર તરફથી સલામ સાથે
એવી જે:—

અમો ખેડા જીલ્લાની બ્રિટિશ હદની અમારી મીલકતના માલીક તરીકે બીજા લોકોની સાથે અહિંસાત્મક અસહકારની

---

* ગવર્નર સાહેબની કાઠિયાવાડની મુલાકાત પ્રસંગે રાજકોટમાં હાજર રહેવા સઘળા રાજા, મહારાજા અને તાલુકદારોની પેઠે ગોપાળદાસને પણ નિમંત્રણ થયેલું. ગોપાળદાસ એ વખતે વસો હતા એટલે વહીવટદારે તેનો કશો જવાબ આપ્યો ન હતો. તે વિષે ફરીથી લખાપટી થઇ તેના જવાબમાં આ યાદી મોકલાઇ હતી.

હીલચાલમાં જોડાએલ છીએ. આ અમારા નિશ્ચયથી રાઇ સાંકળી તાલુકો, જેમાં ઢસા (સોરઠ) નો પણ સમાવેશ થાય છે, તેના હકુમતી તાલુકદાર તરીકેના કાઠિયાવાડ એજન્સી અને તેની મારફત બ્રિટિશ સરકાર સાથેના અમારા સંબંધને બાધ આવતો નથી.

પણ અહિંસાત્મક અસહકારની ચળવળ ચાલુ રહે ત્યાં સુધી અમો જાતે રાઇ સાંકળી અને ઢસાનો વહીવટ કરી શકીએ તેમ નહિ હોવાથી, અમારા તાલુકાના ગામલોકોની સલાહ અને સંમતિથી અમારાં ધર્મપત્ની સૌ. ભક્તિલક્ષ્મીબાઇને અમારો સર્વ પ્રકારનો અખત્યાર મુખત્યાર કર્યો છે. તેથી તે, એટલે કે અમારાં પત્ની, ના. ગવર્નર સાહેબ બહાદુરની કાઠિયાવાડની પધરામણી વખતે હાજર થશે. તેમ છતાં મારે જ આવવું એમ આપની ઈચ્છા હોય તો શુદ્ધ સ્વદેશી પોષાકમાં હાજર રહેવાથી વિનયનો ભંગ થતો ના હોય એમ આપ સાહેબને જણાતું હોય તો એજન્સી સાથેનો મારો સંબંધ કાયમ રાખવાને ઇચ્છતો હોવાથી હાજર થઇશ, તે આપ સાહેબને વિદિત થાય.

તા. ૧૨ જાન્યુઆરી ૧૯૨૨.

મુ. વસો.

(સહી) દેસાઇશ્રી ગોપાળદાસ અંબાઇદાસ.

તાલુકદાર, રાઇસાંકળી.

(અંગ્રેજી ઉપરથી)

૧૯૨૧–૨૨

નં. ડી. ૮૬

ઝાલાવાડ પ્રાંત ઓફીસ,
વઢવાણ કેમ્પ, ૧૬ મી જાન્યુઆરી ૧૯૨૨.

યાદી:—

તા. ૮ મી ડીસેમ્બર ૧૯૨૧ ની નં. ૪૭ વાળી યાદીના જવાબમાં રાઈ સાંકળીના તાલુકદારને ખબર કરવામાં આવે છે, કે ના. ગવર્નરના કાઠિયાવાડના એજન્ટ, ના. ગવર્નરની કાઠિયાવાડની મુલાકાત વખતે, રાજકોટમાં એમની હાજરીને માટે આગ્રહ કરે છે, અને વધુ હુકમ કરે છે કે ગવર્નરના કાઠિયાવાડના એજન્ટ સાથે મુલાકાત લીધા વગર એમણે રાજકોટ છોડવું નહિ.

આ ઓફિસના તા. ૩ જી ડીસેમ્બર ૧૯૨૧ ના નં. ૩૯૩૩, ૧૭ મી ડીસેમ્બરના નં. ૪૧૩૩ અને ૩ જી જાન્યુઆરીના નં. ૪૩૦૨ વાળા કાગળોમાં માગેલી ખબર મોડામાં મોડી તા. ૨૦ મી જાન્યુઆરી સુધીમાં ગવર્નરના કાઠિયાવાડના એજન્ટને મહેરબાની કરી બહારોબહાર મોકલવી.

(સહી) (                    ), મેજર.
પોલિટીકલ એજન્ટ, ઝાલાવાડ પ્રાંત.

બીજી નકલ રવાના
પોસ્ટ મારફત વસો, વડોદરા થઇને.

ઝાલાવાડ પ્રાંત ઓફીસ,

વઢવાણ કેમ્પ, ૧૬ મી જાન્યુઆરી ૧૯૨૨.

વ્હાલા દેસાઇશ્રી ગોપાળદાસ,

મહેરબાની કરીને મને લીંબડી તત્કાળ આવીને મળી જશો. જો હું બહાર ગયો હોઉં તો પાછો આવું ત્યાં સુધી લીંબડીમાં થોભવા કૃપા કરશો.

આપનો સાચો,

(સહી)

પોલિટીકલ એજન્ટ.

---

જરૂરી.

૧૯૨૧-૨૨ નો ડી. ઓ. નં. ૧૦૦

ઝાલાવાડ પ્રાંત ઓફીસ,

વઢવાણ કેમ્પ, ૧૮ મી જાન્યુઆરી ૧૯૨૨.

ચાલુ મહીનાની તા. ૧૮ મીએ આપણી વચ્ચે થએલી વાતચીતના સંબંધમાં જણાવવાનું કે તા. ૨૩ મી જાન્યુઆરી ૧૯૨૨ ને દિવસે રાજકોટ જવાનું તથા ત્યાં ના. ગવર્નરના કાઠિયાવાડના એજન્ટના હુકમ માટે રાહ જોવાનું તમને કહેવા-

થી મને ના. ગવર્નરના કાઠિયાવાડના એજન્ટ તરફથી વિનતિ કરવામાં આવી છે.

આપનો સાચો,

(સહી) એ. એચ. ઇ. મોસ.

---

દરબારશ્રીનો જવાબ,

ઢસાના તાલુકદાર, દરબારશ્રી ગોપાળદાસ અંબઈદાસ તરફથી.

ઝાલાવાડના પોલિટીકલ એજન્ટ જોગ, ઝાલાવાડ.

સાહેબ,

આપનો ચાલુ માસની તા. ૧૮ મીનો પત્ર, જેમાં મને તા. ૨૩ મીએ રાજકોટ જવાનું તથા ગવર્નર સાહેબના કાઠિયાવાડના એજન્ટના હુકમોની ત્યાં રાહ જોવાનું જણાવ્યું છે, તે મળ્યો છે. જવાબમાં જણાવવાનું કે તા. ૨૩ મીએ રાજકોટમાં હું હોઈ શકીશ નહિ, કારણ કે મારે ખેડા જીલ્લા મહાસભા સમિતિના પ્રમુખની સૂચનાથી જાહેર ફરજ બજાવવા ખાતર આણંદ જવાનું છે.

હું દીલગીર છું કે આ પત્ર જલદીથી લખી શકાયો નહિ; કારણ કે પ્રમુખ જીલ્લામાં ફરતા હોવાથી તેમને મારાથી મળી શકાયું ન હતું.

હમણાં જ એક ખુણાવટનો જગ્યાએ કુંજરાવ ગામે હું તેમને મળ્યો છું. રાજકોટ જવાની રજા માગતાં, હું દીલગીર છું કે તેઓએ રજા આપવાની ના પાડી અને કારણમાં જણાવ્યું કે મોડામાં મોડા તા. ૦ મી પહેલાં તેઓ મને છુટા કરી શકે એવી સ્થિતિમાં નહ્તા; કારણ કે મારી નાદુરસ્ત તબીયતને લીધે કામ ઘણું ચઢી ગયું છે.

હું તેથી વિનતિ કરૂં છું કે સઘળા હુકમો મને આણંદ ખાતે સ્વરાજ્ય આશ્રમની ભરતીની છાવણીમાં મોકલવા.

મને રહેવાનું માન છે,

આપનો સાચો,

(સહી) ગોપાળદાસ અં. દેસાઇ.

કુંજરાવ, ૨૩-૧ ૨૨

---

જરૂરી.

સને ૧૯૨૧-૨૨ નો નં. ૪૮૧૩

મેજર એ. એચ. ઈ. મોસ,

ઝાલાવાડ પ્રાંતના પોલિટીકલ એજન્ટ તરફથી.

આજમ ગોપાળદાસ અંબાઈદાસ, રાઈ સાંકળીના

તાલુકદાર જોગ.

ઝાલાવાડ પ્રાંત ઓફીસ,

વઢવાણ કેમ્પ, ૨૫ મી જાન્યુઆરી ૧૯૨૨

સાહેબ,

આપનો તા. ૨૩ મીનો અર્ધ-સરકારી (ડેમી ઓફીસિયલ) પત્ર મળ્યો છે. હું તમને યાદ દેવડાવું છું કે ગયા અ-

ઠવાડિઆમાં લીંબડીમાં હું તમને મળ્યો હતો તે વખતે તમારે તા. ૨૩ મી સુધી રાયસાંકળીમાં રહેવું એવી ઇચ્છા મેં દર્શાવી હતી, જેથી તમને કાંઈ સંદેશો મારે મોકલવો હોય તે સહેલાઇથી મળી શકે. તમે પૂછ્યું, "આ હુકમ છે?" અને મેં જવાબ આપ્યો, "હા, એ હુકમ છે." એ હુકમનો તમે અનાદર કર્યો છે.

વળી મારા તા. ૧૬ મી તથા તા. ૧૮ મીના કાગળોમાં મેં તમને જણાવ્યું હતું કે નામદાર ગવર્નરના કાઠિયાવાડના એજન્ટ આગ્રહ કરે છે કે નામદાર ગવર્નરની મુલાકાત પ્રસંગે તમારે રાજકોટમાં રહેવું અને જણાવ્યું કે તા. ૨૩-મીએ તમારે ત્યાં રહેવું.

હવે તમે મને જણાવો છો કે અસહકાર પક્ષ તરફ તમારી ફરજ વધુ હોવાને લીધે તમે રાજકોટમાં હાજર રહી શકશો નહિ; તમારી એવી કોઇ ફરજ હું સ્વીકારતો નથી અને હું તમને ફરમાવું છું કે તમારે એકદમ રાજકોટ જવું અને ત્યાં ગવર્નરના કાઠિયાવાડના એજન્ટના હુકમ માટે હાજર થવું.

મને હોવાનું માન છે,

સાહેબ,

આપનો ઘણોજ આજ્ઞાંકિત સેવક,

[ સહી ] મોસ, મેજર,

ઝાલાવાડ પ્રાંતના પોલિટીકલ એજન્ટ.



દેસાઇશ્રી ગોપાળદાસ અંબાઇદાસ, રાયસાંકળીના તાલુકદાર,
( મુ. અંકલાવ ) તરફથી.

મેજર એ. એચ. ઇ. મોસ,

પોલિટીકલ એજન્ટ, ઝાલાવાડ પ્રાંત.

સાહેબ,

આપનો સને ૧૯૨૧–૨૨ નો નં. ૪૮૧૩ વાળો સરકારી પત્ર અહીં આવતાં ટ્રેનમાં સવારે ૧૦ વાગે મળ્યો. તેમજ આપનો તાર પણ પહોંચ્યો છે, જે મને ગઇ કાલે રાતે મળ્યો હતો.

તેના જવાબમાં આપને જણાવીશ કે મેં તમને ચોખ્ખે-ચોખ્ખું જણાવ્યું હતું કે હું મહાત્માજીના પક્ષમાં છું અને રાજકોટ પાછા આવવાના સંબંધમાં એમની સૂચના પ્રમાણે હું ચાલીશ. મહાત્માજીએ ખેડા જીલ્લા મહાસભાસમિતિના પ્રમુખને પૂછવા મને જણાવ્યું અને તેનું પરિણામ મેં આપને જણાવ્યું હતું તે છે.

આ જાણવા પછી નામદાર ગવર્નરને માન આપવા રાજ-કોટ પાછા ફરવાની મને ફરજ પાડવા માટે સત્તાવાળાઓ આટલું દબાણ મારા ઉપર શા માટે કરે છે તે હું સમજી શકતો નથી. આપણી છેલ્લી મુલાકાત વખતે મેં આપને જણાવ્યું હતું કે આ અમારે માટે શોકનો સમય છે. છતાં નામદાર ગવર્નરની મુલાકાત વખતે ખાદીના પોશાકમાં મને હાજર રહે-વાને વાંધો નથી; આ વિષય ઉપર વધુ વિચાર કરતાં મને લાગે છે કે હું તેમ કરી શકું તેમ નથી. ફારસરૂપી મુકદ્દમાઓ

પછી મારા સાત હજાર દેશબંધુઓને કેદખાનામાં ગયેલા જોઇ હું બીજો માર્ગ શી રીતે ગ્રહણ કરી શકું ? હું તમને જણાવીશ કે લગભગ તમામ પાર્ટીદારો-જેના આગેવાન તરીકે ઓળખાવાનું મને માન છે, તો આવી ગેરકાયદેસરની કેદ તથા જેલોમાં ગુજરતા ઘાતકીપણાને લીધે અસહકારી થઇ ગયા છે. એક સ્વતંત્ર શહેરી તરીકેના સામાન્ય હક્કો ધરાવનાર પુરૂષ તરીકે મને જો ગણવામાં આવે તો નામદાર ગવર્નરની રાજકોટની મુલાકાત પ્રસંગે જે ઉત્સવો કરવામાં આવશે તેમાં હું શી રીતે ભાગ લઇ શકું ?

મને જે હુકમો હમણાં આપવામાં આવે છે તેને માન આપવાની ના પાડવાથી મારા ઉપર જે સંકટો આવી પડશે તે જાણવા છતાં મેં જે મારો નિશ્ચય આપને જણાવ્યો છે તેને વળગી રહેવાનું હું પસંદ કરૂં છું, અને તેથી રાજકોટ નહિ જાઉં અને નામદાર ગવર્નરને મળવા હાજર નહિ થાઉં અને મારા દેશબંધુઓ, જેમને નિર્દય રીતે, નહિ સાંભળ્યાં હોય એવાં સંકટો સાથે કેદખાનાંઓ ભોગવવાં પડે છે તેમના છુટકારા માટેનું નમ્ર કામ હું ચાલુ રાખીશ.

તા. ૨૬-૧-૨૨

મને રહેવાનું માન છે, વિગેરે,

( સહી ) ગોપાળદાસ અં. દેસાઇ.

સને ૧૯૨૨ નો નં. સી ડબલ્યુ.

ઝાલાવાડ પ્રાંત ઓફીસ,

વઢવાણ કેમ્પ, ૧૬ મી એપ્રિલ ૧૯૨૨.

યાદી:- - ”

સરકારના ૧ લી એપ્રિલ ૧૯૨૨ ના ખાનગી પત્ર ( નં. ૨૭૦૭–૨૨૯ ) માંના હુકમોની આ સાથેના ભાવાર્થવાળી નકલ રાઇસાંકળીના તાલુકદારને ઘણા જલદી જવાબ માટે મોકલવામાં આવી છે.

(સહી) એ. એચ. ઇ. મોસ, મેજર.

પોલિટીકલ એજન્ટ, ઝાલાવાડ પ્રાંત.

નામદાર ગવર્નરની જાન્યુઆરી–ફેબ્રુઆરી ૧૯૨૨ ની રાજકોટની મુલાકાત પ્રસંગે હાજરી આપવાના હુકમનો રાઇસાંકળીના તાલુકદારે અનાદર કીધેલો તે બાબતમાં તા. ૧ લી એપ્રિલ ૧૯૨૨ ના નં. ૨૭૦૭–૨૨૯ ( ખાનગી ) પત્રમાં સરકારના રાજકીય ખાતાના સેક્રેટરીએ કાઢેલા હુકમનો ભાવાર્થ:–

આ બનાવમાં નામદાર ગવર્નરનું સીધું અપમાન કરવામાં આવ્યું છે, જેનો સરકારની સામા આપખુદ અને જુલમી કૃત્યોના આક્ષેપો મૂકી બચાવ કરવામાં આવ્યો છે, અને વિશેષમાં એક માણસ, જેને તેની પોતાનીજ કબુલતથી બ્રિટિશ સરકાર સામે ફિતુરના આરોપ માટે ગુન્હેગાર ઠેરવવામાં આવ્યો છે, તેના પ્રતિના વફાદારીનો એકરાર કરવામાં આવ્યો છે. પરંતુ કાંઇ પણ પગલાં ભરવામાં આવે તે પહેલાં રાઇસાંકળીના તાલુકદારને તેમણે જે નીતિ ગ્રહણ કરી છે તેમાંથી પાછા હઠવાની એક તક આપવાનું ગવર્નર-ઇન-કાઉન્સીલ સલાહભરેલું માને છે. માટે રાઇસાંકળીના તાલુકદારને પોતાના અવિવેક માટે નામદાર ગવર્નરની લેખી માફી માગવા જણાવવું. અને જે હીલ-

ચાલ ગાંધીને સજા થવાથી સાર્વભૌમ સત્તા તરફ રાજદ્રોહ ફેલાવનારી છે એમ સાબીત થયું છે, તે હીલચાલમાંથી પોતાનો ટેકો જાહેર રીતે ખેંચી લેવાની તક આપવી. તાલુકદારની સામા છેવટનાં પગલાં ભરવાનો વિચાર તેમનો જવાબ આવ્યા પછી થશે.

[ ખરો ભાવાર્થ. ]

રાજકોટ,
તા. ૧૨-૪-૨૨.

(સહી) ( ), કેપ્ટન,
કાઠિયાવાડના ગવર્નરના એજન્ટના અંગત મદદનીશ.

ખરી નકલ.

( સહી ) એ. એચ. ઇ. મોસ, મેજર.
પોલિટીકલ એજન્ટ, ઝાલાવાડ પ્રાંત.

---

જવાબ.

એ. એચ. ઇ. મોસ,
પોલિટીકલ એજન્ટ, ઝાલાવાડ પ્રાંત.

સાહેબ,

આપની તા. ૧૬ મી એપ્રિલ ૧૯૨૨ ની નં. સી. ૨ ની યાદી જેની સાથે સરકારના તમારા પરના તા. ૧ લી એપ્રિલ સને ૧૯૨૨ ના નંબર ૨૭૦૭-૨૨૯ વાળા કાગળમાં ઠરાવવામાં આવેલા હુકમોના અંગ્રેજીની નકલ જવાબ સારૂ મોકલવામાં આવી છે તે મળી છે.

મને જે ભાવાર્થ પૂરો પાડવામાં આવ્યો છે તે પરથી માલમ પડે છે કે તેમાં મને નીચે પ્રમાણે ફરમાન કરવામાં આવ્યું છે:-

( ૧ ) નામદાર ગવર્નરના કહેવાતા સીધા અપમાન માટે “ લેખી માફી ” માગવી. અને

(૨) જે હીલચાલને રાજદ્રોહી કહેવામાં આવી તરફનો મારો ટેકો જાહેર રીતે ખેંચી લેવો.

મેં જે નીતિ ગ્રહણ કરી છે તેમાંથી પાછા હઠવાની અને મારા વિચારો જાહેર કરવા માટે જે તક મને આપવામાં આવી છે તે માટે હું સરકારનો ઉપકાર માનું છું.

શરૂઆતમાં મારે સાફ સાફ કહેવું જોઇએ કે નામદાર ગવર્નર, જેને માટે મને ઘણું માન છે, તેની તરફ અવિવેકી તથા અસભ્ય થવાનો મારો ઇરાદો કોઇ દિવસ હતો નહિ, અને છે પણ નહિ. પરંતુ નામદાર ગવર્નરની રાજકોટની મુલાકાત અને તેમનો જાહેર સત્કાર, જે વખતે હાજર રહેવા મને આટલું બધું દબાણ કરવામા આવ્યું હતું, તે ખાનગી અથવા અંગત હતાં નહિ. મને સ્હેજ પણ ખ્યાલ હતો નહિ કે મારી તે પ્રસંગપરની ગેરહાજરીને અસભ્યતા અથવા વિવેકશૂન્યતા ગણવામાં આવશે. મને કહેવા દો કે અંતરના અવાજને ખુલ્લી રીતે જાહેર કરવાની બીકથી આ પ્રસંગે હાજરી આપવી તે છેતરપિંડી સિવાય બીજું કશુંજ ન ગણાય, અને તેને લીધે પ્રાંતિક સરકારના વડા તરફ અસભ્યતા તથા અવિવેક જ ગણાત. પ્રમાણિક તથા ઇશ્વરથી ડરીને ચાલનારા મનુષ્યો, જેઓ આખી જીંદગી સરકાર સાથે સહકારની નીતિને માનનારા હતા, તેઓને ઘણી નિરાશા વચ્ચે માલુમ પડયું છે, કે બ્રિટિશ સરકાર પોતાની ઉદારતારહિત, દિલસોજીરહિત-રાજયદક્ષતારહિત તથા જુલ્મી રાજયનીતિથી હિંદુસ્થાનના લોકોની વ્યાજબી ફરિઆદો દૂર કરતી નથી અને સર્વ સ્વદેશાભિમાની, પ્રમાણિક તથા ઇશ્વરથી ડરીને ચાલનારા મનુષ્યો માટે આવી પદ્ધતિને પોતાનો નૈતિક ટેકો આપવાનું કામ વધારે ને વધારે અસંભવિત કરી રહી છે. આ સરકારી મેળા-

વડા પ્રસંગે ગેરહાજર રહી મેં જો મારો વિરોધ દર્શાવ્યો નહિ હોત તો હું મારી જાતને તથા સરકાર—જેનું અંતઃકરણપૂર્વક ભલું ઇચ્છું છું તેને બેવફા થયો હોત. હું જાણું છું કે સરકારની હાલની પદ્ધતિ વિષે જે હું સત્ય માનું છું તે કહેવું કદાચ અરૂચિકર લાગશે. પરંતુ એક હિન્દી તરીકે તથા વફાદાર શબ્દના ખરેખરા અર્થ પ્રમાણે એક વફાદાર રૈયત તરીકે સરકાર તેમજ પ્રજા તરફ મારી એક ફરજ હતી કે જેથી સરકાર પોતાની અધોગતિના માર્ગે જતી અટકે એવું હું અંતઃકરણપૂર્વક ઇચ્છું. તેના સભાસદોનો ગુસ્સો માથે વહોરી લેવાના જોખમે પણ હું તે ફરજ મારા માથા ઉપરથી દૂર કરી શકતો નથી. મારી ગેરહાજરી તે સરકાર તરફની એક ફરજ —ઘણી જોખમદારીવાળી અને નાખુશ ફરજ હતી, અને નહિ કે સરકારના વડા તરીકે ના. ગવર્નર તરફ અવિવેક અને અસભ્યતાના ચિન્હ તરીકે; અને તેમના પ્રત્યે અંગત તો બીલકુલજ નહિ.

મહાત્મા ગાંધીજી તરફની મારી વફાદારીના સંબંધમાં મને જણાવવા દ્યો કે સરકારના "ભાવાર્થ" માં જણાવેલા વિચારો સાથે હું મળતો થઇ શકતો નથી. મને કબૂલ કર્યા વગર ચાલતું નથી કે એક મનુષ્ય, જેને ઘણા પ્રમાણિક ખ્રિસ્તીઓ પણ દુનિયાના બીજા કોઇ પણ મનુષ્ય કરતાં ઇશ્વરની વધારે નજીક માને છે અને જેની દુનિયામાં મહાનમાં મહાન્ વ્યક્તિ તરીકે ગણના થાય છે, તેમનો નમ્ર અનુયાયી હોવા માટે હું મગરૂર છું. મને ખેદ થાય છે, કે તેમની દલીલમાં રહેલો મજબૂતમાં મજબૂત બચાવ સરકાર સમજી શકતી નથી, અને સત્ય તથા અહિંસાના આ ફીરસ્તાની મહત્તા સ્વીકારી શકતી નથી.

---

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૬ | સમૃદ્ધિવાન | સમૃદ્ધિમાન |
| ૩ | ૧૩ | કાળીદાસ | કાશીદાસ |
| ૪ | ૨૧ | વાજીભાઈ | બાજીભાઇ |
| ૪ | ૩૧ | સોનાગઢ | સોનગઢ |
| ૪ | ૨૨–૨૫ | ખીલાજીરાવ | પીલાજીરાવ |
| ૪ | ૨૩ | મરી | મહી |
| ૫ | ૧૫ | ચવદાગીરી | અબદાગીરી |
| ૫ | ૧૮ | એનામત | એનાયત |
| ૬ | ૯ | મુત્સદ્દી | મુસદ્દી |
| ૧૦ | ૨૩ | ખાતાની | માતાની |
| ૧૫ | ૧૧ | પસીના | પક્ષના |
| ૧૬ | ૪ | ખોંખરાનું | ખોંખારાનું |
| ૨૫ | ૧ | ભણ્યા | ભળ્યા |
| ૨૬ | ૩ | આ છે | આપે છે |
| ૩૧ | ૧૩ | નામદારી | નામધારી |
| ૩૪ | ૨૨ | ડ્રાળે | ડાળે |
| ૪૧ | ૮ | પારે | પાસે |
| ૪૪ | ૧૫ | હસ્તક કર્યાનો | હસ્તક ઠર્યાનો |
| ૪૮ | ૭ | હતે | હતો. |
| ૫૧ | ૧૫ | વસ્તી | વસો |
| ૫૭ | ૧૯ | પરહેજદાર | પરહેજગાર |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૬ | ૪ | તાકી | તાકીદ |
| ૮૦ | ૩ | પહેલી | પડેલી |
| ૮૨ | ૧૧ | ગિજુબાઇ | ગિજુભાઇ |
| ૭૨ | ૧૭ | પીવામાંથી | બીડી પીવામાંથી |
| ૧૦૩ | ૧૦ | સાણુસોને | માણુસોને |
| ૧૧૧ | ૧૨ | માલીકી | માલીકીથી |
| ૧૧૩ | ૨૦ | ખેડુતો | ખેડુતો અને વેપારીઓનું |
| ૧૧૪ | ૧૨ | અનાવારી | આનાવારી |
| ૧૧૫ | ૧૦ | ઝાલાવાઢ | ઝાલાવાડ |
| ૧૧ | ૧ | દશાનાં | દિશાનાં |
| ૧૨ | ૧૨ | અષટિત | અઘટિત |
| ૧૨૧ | ૧૪ | અતિ | ને |
| ૧૨૩ | ૫ | નામે | નીચે |
| ૧૨૩ | | મગવલાલ | મગનલાલ |
| ૨૪ | ૪ | અમે | નીચે |
| ૧૨૫ | ૨ | લ્હેન | બ્હેન |
| ૧૫ | ૭ | માગવાની | માગવાની હડ |
| ૧૫૧ | ૧૭ | સાણે | માણે |
| ૧૫૧ | ૧૮ | માટે | સાટે |
| ૧૫૧ | | નરજીવ્યા | મરજીવા |
| ૧૫૫ | ૫ | હિન્દુસ્તાનને | હિન્દુસ્તાનનો |

—o—

## રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલયનાં

# પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | મહાત્મા ગાંધીજીના જીવનના કેટલાક પ્રસંગો. | ૦–૪–૦ |
| ૨ | બાલવાડી-ભાગ ૧ લો. ( બાળવર્ગ અને પહેલા ધોરણ માટે કવિતાસંગ્રહ ) | ૦–૧–૬ |
| ૩ | બાલવાડી–ભાગ ૨ જો ( બીજા અને ત્રીજા ધોરણ માટે કવિતાસંગ્રહ ) | ૦–૨–૬ |
| ૪ | બાલવાડી–ભાગ ૩ જો. ( ચોથા અને પાંચમા ધોરણ માટે કવિતાસંગ્રહ ) | ૦–૩–૦ |
| ૫ | બાલ–પ્રાર્થના. | ૦–૧–૩ |
| ૬ | સ્વરાજ્ય–કીર્તન. | ૦–૨–૦ |
| ૭ | હૃદયમંથન. ( શ્રી કલ્યાણજી વિઠ્ઠલભાઈની કવિતાઓનો સંગ્રહ ) | ૦–૮–૦ |

## મળવાનાં ઠેકાણાં

૧ રાષ્ટ્રીય ગ્રંથમાળા કાર્યાલય, લીમડાચોક, સુરત. અને સુરતના બુકસેલરો.

૨ વર્ધમાન એન્ડ સન્સ, પાયધુની, મુંબઈ.

"દેશસેવાના અને પોતાની ટેક બતાવવાના પ્રસંગ બધાંને અને બધી વખતે મળી શકતા નથી. પણ આ દુનીયાની દરબારના વિચાર માટે હું એ પ્રશ્ન કરું છું કે મારો દોષ શો હતો? દરબાર તરીકે તો મોટામાં મોટો દોષ એની પ્રજાને પીડવી એ હોઈ શકે. શું મેં મારી પ્રજાને પીડી છે? જેણે મારા ઉપર મુરબ્બીપણાનો દંભ રાખ્યો છે એવી નોકરશાહીને હું પૂછું છું કે મારી પ્રજા વધારે સુખી છે કે એ નોકરશાહીથી શાસિત પ્રજા? બીજો વ્યક્તિ તરીકેનો મારો દોષ શો? મારા ચારિત્ર્યમાં કંઈ દોષ છે? હું પરદેશીઓનો ગુલામ બનવા ઈચ્છતો નથી એ? હું મારી માતૃભૂમિને વફાદાર રહેવા ઈચ્છું છું એ? શું નોકરશાહી અમને અમારી માતૃભૂમિના દ્રોહી બનતા જોવા ઈચ્છે છે? શું મારે મારા દેશના દુશ્મનો થવું? રાજા એટલે રૈયતનો સરદાર. જ્યારે મારી રૈયત મહાત્માજીને પૂજે ત્યારે હું મહાત્માજીને પૂજતો છતાં મારા દરબારગઢમાં ભરાઈ બેસું?

× × ×

સૌથી શ્રેષ્ઠ ભક્તિ સ્વધર્મની છે, અને તેથી બીજી ફરજ પોતાની પ્રજા પ્રત્યેની છે. આ ફરજ જેમાં વિઘ્ન પડે તો રાજપાટ છોડવાં પડે તો છોડવાં."

દરબાર શ્રી ગોપાળદાસ